# ગેબી ખૂન.

( સત્યઘટનાત્મક અદ્‌ભુત ડિટેક્ટિવ નવલકથા )

લેખક-

ત્ર્યંબકલાલ જીવરાજ જોશી

માળીલા ( અમરેલી-કાઠિયાવાડ )

હાલ-અમદાવાદ

પ્રકાશક

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,

બુકસેલર એન્ડ પબ્લીશર

ત્રણ દરવાજા-અમદાવાદ.

સંવત ૧૯૭૫ ઈ. સ. ૧૯૧૮.

પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦



શ્રી " ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસ "માં જેઠાલાલ દેવશંકર

દવેએ છાપ્યું. ખાડીઆ-અમદાવાદ.

મૂલ્ય રૂ. ૧-૧૨-૦.

# પ્રસ્તાવના

આજકાલ ગુર્જર વાંચકવર્ગની વૃત્તિ ડિટેકિટવ વાર્તાઓના વાંચનપ્રતિ વિશેષ આકર્ષાવા લાગી છે. ફ્રેન્ચ અને અંગ્રેજી સાહિત્યમાં પણ ડિટેકિટવ વાર્તાઓનો પ્રચાર બ્હોળા પ્રમાણમાં થયેલો જોવામાં આવે છે, ડિટેકિટવ વાર્તાના વાંચનથી વાંચકને બોધ સહિત આનંદ પ્રાપ્ત થઇ શકે છે તથા વિવિધ માનવ સ્વભાવનું તાદશ્ય ચિત્ર અવલોકી શકાય છે.

આ વાર્તાની વસ્તુસંકલ્પના (Plot) ઘણી જ રસિક અને રમુજી છે. ખૂની કોણ છે, ખૂન કેવી અજબ ચાલાકીથી કરવામાં આવે છે અને ખૂનીને પકડવામાં ડિટેકિટવો કેવી દક્ષતા દર્શાવે છે, એ સર્વ પ્રસંગો ઘણાજ આકર્ષક છે.

આશા છે કે, વાંચકબંધુઓને મારી લખેલી બીજી ડિટેકિટવ વાર્તાઓની પેઠે આ વાર્તા પણ અવશ્ય પ્રિય થઇ પડશે. આ વાર્તાનો ઘણોખરો ભાગ એક સત્ય ઘટના પરથી ઉપજાવી કાઢવામાં આવ્યો છે અને કેટલોક ભાગ સ્વકલ્પિત ઉમેરવામાં આવ્યો છે, છતાં કોઇપણ વ્યક્તિ પ્રતિ અંગત આક્ષેપ કરવામાં આવ્યો નથી.

મૂળ સો દોઢસો પાનાની એક વિદેશી નવલકથાકાર બંધુની એક નાની નવલકથાપરથી મને આ વાર્તા લખવાની પ્રેરણા થઇ હતી અને એ પ્રેરણાના પરિણામેજ હું આજે આ વાર્તા વાંચકબંધુઓની સેવામાં સાદર સમર્પણ કરી શકયો છું. આ સ્થળે એ વિદ્વાન નવલકાથાકાર મહાશયનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

અંતે અનંતનામી ઇશ્વરનું સ્મરણ કરી આ વાર્તાની પ્રસ્તાવનાને અહીંજ સમાપ્ત કરું છું. અસ્તુ.

પીરમશાહ રોડ—અમદાવાદ.
તા. ૧-૧૨-૧૮ } ત્ર્યંબકલાલ જોશી.

# અનુક્રમણિકા

ॐ तत्सत् परमात्माने नमः ॥

# ગેબી ખૂન

## પ્રકરણ ૧ લું

### ગુમ કે ખૂન ?

" મારૂં પૂરૂં નામ—શ્રીયુત શાન્તિપ્રસાદ ઠાકોર છે. પોતાના નામની આગળ ' શ્રીયુત્ ' શબ્દનો ઉપયોગ કરૂં છું, એથી રૂચિવાન વાંચક કદાચ પ્રથમથીજ મારા તરફ શ્રદ્ધાહીન થઈ જશે. પરંતુ વિના કારણ મેં એમ કર્યું નથી; એમ કરવાનું પહેલું કારણ એ છે કે, હું એક ધનવાન અને આબરૂદાર માણસ છું. પિતાની મિલ્કત પૂરતી છે. મારા શહેરમાં હું ' મહા ધનવાન ' તરીકે ઓળખાઉં છું. હું ગુજરાતના સુપ્રસિદ્ધ નગર અમદાવાદનો નિવાસી છું. અમદાવાદના ખાડિયા નામના પ્રખ્યાત મહોલ્લામાં મારાં બેચાર મોટાં મોટાં મકાનો છે. અમારી બ્રહ્મક્ષત્રીની જ્ઞાતિમાં મારા પિતાનું નામ અગ્રસ્થાને છે. મારે એક સર્વાંગસુંદરી અર્ધાંગના પણ છે અને લોકો કહે છે કે મારો ચહેરો પણ ઘણોજ ખૂબસુરત અને ચિતાકર્ષક છે, એટલા માટેજ હું મારી પોતાની ઇચ્છાથી ' શ્રીહીન ' થઇ શકું તેમ નથી. બીજું કારણ એ છે કે, આજકાલ ' સ્વરાજ ' અથવા ' હોમરૂલ—લીગ 'ના વાતાવરણનો વિશેષ વિસ્તાર થવાથી ' શ્રીયુત ' શબ્દનો

વિશેષ જોરથી પ્રચાર થયો છે. એથી ઉદાર વાંચકબંધુઓ મારા પર નારાજ થઇને આ વાર્ત્તાને વાંચવાનું આટલેથીજ અટકાવી દેશે, તો લાચાર થયા સિવાય મારા માટે બીજો એક પણ ઇલાજ બાકી રહેશે નાહ.

"હું શાર્લોક હોમ, ગબોરિયો, કેનાન ડેચેલ વગેરે નવલકથાકારોના ડિટેક્ટિવ નવલકથાઓનો ખૂબ શોખિન ભક્ત છું. અને એવી કોઇ અંગ્રેજી ડિટેક્ટિવ વાર્તાજ નહિ હોય કે, મેં જેને ન વાંચી હોય. આવા વાર્તાઓ વાંચવામાં મશગુલ બની જવાથી, હું બી. એ. ની પરીક્ષામાં ફેઇલ—નાપાસ થયો હતો. એ વખતે મારા મનમાં એક એવી પ્રબળ ઇચ્છા થઇ આવી હતી કે, મારા જેવો માણસ જાસૂસગીરીના કામમાં જોડાવાથી ઘણા ઘણા ખૂની મામલાઓ, ઘણી ઘણી ચોરીઓ અને દગાબાજીઓનો ઘણીજ સહેલાઇથી પત્તો મેળવી શકશે. હું થોડા વખતમાંજ પોલિસ—લાઇનમાં સારી નામના મેળવી શકીશ. કદાચ ગવર્નમેન્ટ મારા કામથી સંતોષ પામીને મને 'રાવબહાદુર'ના ઇલકાબ પણ આપી દેશે." મારા મનમાં આવી સ્પર્દ્ધા ઉત્પન્ન થવાનું મુખ્ય કારણ એ હતું કે, અનેક વિલાયતી જાસૂસોની વાર્તાઓ હજમ કરીને મારા મનમાં ને મનમાંજ મેં મને પોતાને એક જબરદસ્ત જાસૂસ ઠરાવી દીધો હતો.

તે ઉપરાંત મારી સિફારસનું જોર કાંઇક વધારે હતું. મારા સસરા, જીલ્લાની કૉર્ટના સરકારી વકીલ અથવા ગવર્નમેન્ટ—પ્લીડર હતા. જજ, માજીસ્ટ્રેટ વગેરે સહુની સાથે તેમની સારી ઓળખાણ પિછાણ હતી. તેમને મારા મનની ઇચ્છા દર્શાવીને વારંવાર સતાવ્યા કરવાથી આખરે તેમણે નિરૂપાયે, મને પોલિસ—લાઇનમાં દાખલ કરાવી દીધો. પહેલાં જ્યારે જાસૂસ વિભાગમાં દાખલ થયો, ત્યારે મારા

મનમાં મને ઘણો ઉત્સાહ હતો, આગ્રહ હતો અને સાહસ પણ હતું. છેવટે જેમ જેમ એ જવાબદારી ભરેલાં કામોમાં ગુંથાવા લાગ્યો, એ કામ કરવા જતાં, ડગલે ને પગલે કેવી કેવી આફતોમાં આવી પડવું પડે છે, એનો ખ્યાલ આવ્યો, ત્યારે મને એમજ જણાવા લાગ્યું કે, આ જવાબદારી અને જોખમભરેલી નોકરીમાં દાખલ થઇને મેં સારૂં કામ કર્યું નથી.

પરંતુ ત્યાર પછી હું ઘણો આગળ પડતો તથા ચાલાક થઈ ગયો હતો, સરકાર બહાદુરની પાસે મારી નામના પણ સારી રીતે જામી ગઇ હતી. ઉપરી અમલદારો પણ મને ઘણી સારી નજરે જોતા હતા, એથી એ નોકરી છોડવાની ઇચ્છા હોવા છતાં પણ છોડી શક્યો નહિ.

રૂપિયાને માટે તો મારો નોકરી કરવાનો હેતુ નહોતો. નામ અને માન મેળવવાના ઇરાદાથીજ હું એ નોકરીમાં જોડાયો હતો. મારા પિતાની જે મોટી મિલ્કત હતી, તેના વ્યાજમાંથીજ નોકરી ન કરવા છતાં પણ મારૂં ઘણી સારી રીતે ગુજરાન ચાલી શકે તેમ હતું. મારા મકાનોનું માસિક ભાડુંજ ફક્ત પાંચસો રૂપિયા આવતું હતું અને એ ઉપરાંત બૅન્કમાં જમા મૂકેલી રકમનું વ્યાજ પણ મને સારી રીતે મળતું હતું, આવી હાલતમાં ખરી રીતે મારે કોઇની નોકરી કરવાની કાંઇ ખાસ જરુરજ નહોતી. હું હમણાં જે પગાર મેળવતો હતો, એતો ફક્ત મારા ખીસા-ખર્ચમાંજ ખલાસ થઈ જતો. પરંતુ શું કરૂં, ભાગ્યના ચક્રને મારી પોતાની ઇચ્છાથીજ ફેરવી લઇ હું જે કામમાં ગુંથાયો હતો, તેમાંથી પાછા ફરવાનો કાંઇ ઇલાજ જ નહોતો.

પણ હવે એ બધી ફોકટની વાતો ન કહેતાં, હું હવે ખાસ

કામની કથા શરૂ કરૂં છું. દૈવયોગે હું લગભગ બે વરસ થયાં આ અમદાવાદ શહેરની પોલિસમાં કામ કરૂં છું. મારા અંગ્રેજ–સોબતી-ઓની જોડે હું "મિ. ઠાકોર" નામથીજ ઓળખાતો હતો. કારણુ કે, હું તેમની માફક યુરોપિયન પોશાક પહેરતો અને અંગ્રેજી રીત-ભાત મૂજબજ ચાલતો હતો. નામની આગળ 'શ્રીયુત' શબ્દનો ઉપયોગ કરવા છતાં પણુ, મને સાહેબ બનવાનો એક મોટો શોખ હતો. મારો ચહેરો ખૂબ ગોરો હોવાથી, મને સાહેબ બનવામાં ઘણી જ સરળતા પણુ પડતી હતી. છેવટનું એ સર્ટિફિકેટ મેં મારા અંગ્રેજ–સોબતીઓની પાસેથીજ મેળવ્યું હતું.

હું એક દિવસની વાત હવે સહુને કહી સંભળાવું છું. મારી ઑફિસના એક ઓરડામાં બેસીને હું એક મનથી મારા કાગળ–પત્રો જોઈ રહ્યો હતો. એક ખુશ્બોદાર તુર્કી તમાકુની સિગારેટ મારા મુ-ખમાં રહી ગઈ હતી. વચ્ચે વચ્ચે દમ ખેંચીને, તેના મિઠા ગંધથી મારી ચારે બાજૂઓને સુગંધિત કરી રહ્યો હતો. એવામાં એક અર્દ-લીએ આવીને મારો સ્હામે એક કાર્ડ રજૂ કરી દીધો.

હું કાર્ડને હાથમાં લઇને વાંચતાંની સાથેજ હું જાણી ગયો કે, એ કાર્ડના માલિકનું નામ રમણીકલાલ છે. તે કોઈ જરૂરી કામ પ્ર-સંગે મારી સાથે મુલાકાત કરવા આવ્યો છે.

રમણીકલાલનું નામ મારાથી સારી રીતે જાણીતું નહોતું, એટલુંજ નહિ, પણુ બિલ્કુલ અજાણ્યુંજ હતું. કદાચ તે કોઈ સંગીન મામલામાં સપડાઈને મારી સાથે મુલાકાત કરવા આવ્યો હશે, એમ ધારીને મેં ચપરાસીને હુકમ કર્યો કેઃ—"આવનાર પુરૂષને અહીં આવવાનું કહે."

આવનાર પુરૂષે મારા ઓરડામાં આવી નાટકીયાની માફક માથું નમાવી, કાંઈક કાયદાની સાથે કહ્યુંઃ—"Good morning Sir,

I am sorry, to distrub you now please excuse."

મેં કહ્યું:–" Don't mind please, take your seat."

આ વાત સાંભળતાંજ રમણીકલાલ. મારી સ્હામેની એક ખુરશી પર બેસી ગયો.

મેં એક વાર સૂક્ષ્મ દૃષ્ટિથી રમણીકલાલને પગથી માથા સુધી જોઈ જોયો. તેનું મ્હેં જોઈને હું જાણી ગયો કે, તેના મ્હોં પર જાણે એક જાતના ગભરાટની છાયા છવાયલી હતી. હમેશાં કોઇ ભયંકર ચિંતા કરવાથી અથવા દિલમાં દાઝયા કરવાથી, મ્હોંની લાલી જેવી ઝાંખી પડી જાય છે, તેવીજ એક ઝાંખી છાયા અત્યારે તેના મ્હોંપર ઝળકી રહી હતી.

રમણીકલાલનો પોશાક, એક ખાન્દાન અને ધનવાન માણસના જેવો હતો. હાથમાં એક નંગ જડેલી સોનાની વીંટી હતી, જાકીટના ખીસામાં સોનાની ચેઈન તથા ઘડીયાળ હતી અને શર્ટમાં સોનાનાં બટન ઝળકી રહ્યાં હતાં. આંખપર સોનાની ફ્રેમવાળાં ચશ્માં હતાં. શરીરપર લૅાન્ગ કોટ પહેરેલો હતો. તેની ઉમ્મર લગભગ ચાલીસ વર્ષની જણાતી હતી. માથા પર પહેરેલી અમદાવાદી લાલ પાઘડી તેના મુખપર કાંઇક ગંભીરતાનું સૂચવન કરી રહી હતી.

મેં કાંઈક ગંભીર સ્વરથી તેને કહ્યું કે:–" આપને શા કારણથી અહીં આવવું થયું છે.

રમણીકલાલે કહ્યું:–" હું ખાસ આફતમાં આવી પડવાથીજ આપની પાસે આવ્યો છું "

" બનાવ શો બન્યો છે ? "

" મારો સત્યાનાશ થયો છે ! મારાપર ગજબ થયો છે ! " રમણીકલાલે કહ્યું.

"શું તમારૂં કાંઇ ચોરાઇ ગયું છે કે?"

"હા, ચોરાઇ ગયું છે, પણ મારૂં ધન ચોરાયું નથી, માણસ ચોરાઇ ગયું છે."

"આ શહેરમાં તો એવા બનાવો ઘણીવાર બને છે, એથી તમેં શું કહેવા માગો છો, એ મારાથી સહજમાંજ શી રીતે સમજી શકાય? બનાવ શો બન્યો છે, તે જરા ખોલીને કહી સંભળાવો જોઇએ."

"સાહેબ! એ બનાવ અહીં બન્યો નથી. અહીંથી ઘણે દૂર આવેલા બનારસ અથવા કાશી નગરમાં બન્યો છે." રમણીકલાલે જવાબ આપ્યો.

"ત્યારે હું એ બનાવમાં તમને શી મદદ કરી શકું તેમ છું?" મેં ઉત્સુકતાથી પૂછયું.

"મેં હેરાન હેરાન થયા પછી આપનો આશ્રય લીધો છે. આપનું નામ ખૂબ પ્રખ્યાત છે. એથી આશા ભર્યા હૃદયે હું અહીં આવ્યો છું." રમણીકલાલે ઉત્તર આપ્યો.

"પરંતુ એ બનાવ જે શહેરમાં બન્યો છે, તે શહેર આપણા આ અમદાવાદ જીલ્લામાં આવેલું નથી; એથી મારી મારફત તમને શી વધુ મદદ મળી શકવાની છે વારૂ?"

"આપ ધારો તો બધું કરી શકો તેમ છો. આપ અહીંના નામીચા ધનવાન ગૃહસ્થના પુત્ર છો. પેટના પોષણ માટે નોકરી કરવાનો આપનો હેતુ નથી. ભેદી મામલાનો ભેદ ખુલ્લો કરી ખરી વાત શોધી કાઢવામાં આપને એક સ્વાભાવિક આનંદ ઉત્પન્ન થાય છે, એવું મેં આ અમદાવાદના ઘણાં માણસોને મોઢેથી ઘણીવાર સાંભળ્યું છે. હજી થોડા દિવસ પહેલાંજ સલાપોસ રોડપરના બે પારસી કુમા-

રિકાઓના કેસમાં આપે જે અપૂર્વ દક્ષતા દર્શાવી છે, તે મારાથી કાંઈ અજાણી નથી. હું ઘણો કમનસીબ છું. માટે મારાપર મહેરબાની કરો.”

“હું રમણીકનો આટલો બધો આગ્રહ જોઇને, બનાવ શો બન્યો છે, એ જાણવા માટે ઘણોજ ઉત્સુક થયો. મેં તેને કહ્યું કેઃ—“બનાવ શો બન્યો છે, તે મને જરા ખોલીને કહી સંભળાવો. તમારી બધી હકીકત સાંભળ્યા પછી હું વિચાર કરી જોઇશ કે, મારાથી તમારા કામમાં કાંઇ પણ મદદ કરી શકાશે નહિ.”

રમણીકલાલે કહ્યુંઃ—“હું કોઇ એક ખાસ જરૂરના કામ પ્રસંગે, ગયા કેટલાક માસ થયાં કાશીમાં વસતો હતો. મારી સાથે મારી સ્ત્રી તથા તેનો ભાઇ, તે ઘરમાં રહેતો હતો, અચાનક એક ખાસ અગત્યનું કામ આવી પડવાથી હું અહીં અમદાવાદ ચાલ્યો આવ્યો છું. ત્યારપછી ગયા મંગળવારે આ ટેલિગ્રામ આવ્યો હતો. એ પરથીજ મને જણાઇ આવે છે કે મારો સર્વનાશ થઇ ગયો છે!”

મેં કહ્યુંઃ—“શું ટેલિગ્રામ? તમે તે ટેલિગ્રામ સાથે લાવ્યા છો કે?”

રમણીકલાલે જવાબ આપ્યોઃ—“જી, હા. આપને બતાવવા માટે એ તાર હું મારી સાથે લેતો આવ્યો છું. ફક્ત એ એકજ તાર નથી, ત્યારપછી બીજા બે તાર પણ આવ્યા છે. ગયા મંગળવારે આ બનાવ બન્યો છે અને આજે ગુરુવારનો દિવસ પણ વીતી જવા આવ્યો છે. જોતજોતામાં ત્રણ દિવસ તો વીતી ગયા છે. એ ત્રણ દિવસમાં મેં એ બનાવના વિષયમાં ઘણા ઘણા વિચારો કર્યા છે. પરંતુ હજી સુધી હું કાંઈ પણ નિશ્ચયપર આવી શક્યો નથી, કે એ અદ્ભુત બનાવનું કારણ શું છે?”

આમ કહી રમણીકલાલે તેના કોટના ખીસામાંથી બે ટેલિગ્રામ બહાર કાઢીને મારા હાથમાં આપ્યા, તેમાંના પહેલા તારમાં લખ્યું હતું:—

From, Vasantlal,

To, Ramniklal R. Mehta. No. 230 Rajamehta's street, AHMEDABAD.

Mysterious incident. mena suddenly disappeared. Made exhaustive search. no clue.

હું આ ટેલિગ્રામ પરથી જાણી ગયો કે, મેના નામની એક સ્ત્રીનો પત્તો મળી શકતો નથી. તેને માટે ઘણી તપાસ કરવામાં આવી છે, છતાં તેનો કાંઇ પત્તોજ નથી!

મેં અજાયબીની સાથે બીજો તાર વાંચ્યો. એ પણ પ્રથમ જણાવેલા વસંતલાલનો મોકલાવેલોજ હતો. તેમાં લખ્યું હતું કે:—

Police informed. Cant help Serching Ghats, and all parts of city. Suspect there is foul play. Start immediately. I am at my wits end."

એનો ભાવાર્થ આ પ્રમાણે હતો:—" પોલિસમાં ખબર આપવામાં આવી છે. કારણ કે, એ સિવાય બીજો કાંઇ ઇલાજ નથી. ગંગાના કિનારાપરના ઘાટો અને શહેરના તમામ ભાગોમાં તપાસ ચાલે છે. અવશ્ય આ એક ખૂનરેજીનો મામલો છે! તાર મળતાંની સાથે તરતજ આવજો."

હું આ બન્ને તારો પરથી કાંઇ તથ્ય મેળવી શક્યો નહિ. ઉપર ઉપરથી સમજી ગયો કે, મેના, આ રમણીકલાલની સ્ત્રી છે. અને એજ ત્રણ દિવસ થયાં. કાંઇક અજાણ્યા કારણથી ખોળી જડતી નથી. એટલા માટે પોલિસમાં ખબર આપવામાં આવી છે.

મેં પૂછ્યું:—"મેના બાઇ તો તમારી સ્ત્રી છે. પણ એ વસંતલાલ નામનો માણસ કોણ છે."

"મારી સ્ત્રીનો ભાઇ અથવા મારો સાળો છે."

મેં પૂછ્યું:—"તમો છેલ્લા કેટલાક માસ થયાં કાશી શહેરમાં વસો છો ?"

રમણીકે જવાબ આપ્યો:—'મારા સસરા ૭ માસ થયાં અનેક પ્રકારના જીર્ણ રોગોથી પથારી વશ હતા. તેમની ઉમ્મર સાઠ વરસ ઉપરાંતની હતી. તેમને બે પુત્ર અને એક કન્યા છે. મોટો પુત્ર ઘણા દિવસ થયાં મર્યો છે. મારી સાસૂ, મારા સસરાના સ્વર્ગવાસ થયાં પહેલાં બે વરસે સ્વર્ગમાં ગઇ હતી. મારા સસરાની તંદુરસ્તી બગડવાથી તેઓ જીદ્દ કરી બેઠા હતા કે. ગમે તેમ કરીને માર તો કાશીવાસ કરવાનીજ પ્રબળ ઇચ્છા છે. એથી લાચારીથી ચાર માસ પહેલાં, અમો તેમને લઇને કાશી ગયા હતાં કાશીમાં નદીયા મહોલ્લામાં તેમનું એક મકાન છે. એ મકાનમાંજ અમો રહીએ છીએ. ત્રણ માસ થયાં, મારા સસરા આ ક્ષણભંગુર સંસારનો ત્યાગ કરી પરલોકવાસી થયા છે."

મેં પૂછ્યું:—"તમારા સસરાની કાંઇ સંપત્તિ છે ખરી કે ?"

રમણીકે જવાબ આપ્યો:—"કેમ ન હોય, અમદાવાદના જે મકાનના ઠેકાણાપર આ ટેલિગ્રામ આવ્યો છે, તે મકાન તેમનુંજ છે. તેઓ કાશી જતી વેળાએ, તેમની જરૂરની કીંમતી ચીજો વગેરે બધું ત્યાંજ લઈ ગયા હતા. ઉપયોગમાં ન આવતી નકામી વસ્તુઓને એ મકાનના એક ઓરડામાં રાખીને બાકીનું બીજું બધું તેઓ કાશીજ લઇ ગયા હતા. અમદાવાદની રાજામહેતાની પોળમાં તેમનું જે એક ગંજાવર મકાન છે, તેમાં અત્યારે એક ભાડાત ભાડે રહે છે અને ભાડા બદલ તે અમોને મહિને દસ રૂપિયા આપે છે."

મેં પૂછ્યું:—" રોકડા રૂપિયા કે ઘરેણાં–ગાંઠાં વગેરે બીજું કાંઇ પણ તેમની પાસે હતું કે ? "

રમણીકે જવાબમાં જણાવ્યું કે:—" હા. હતું તેઓ એક એસ્ટેટની દીવાની કરતા હતા. તેમની રોકડ મિલ્કતમાં લગભગ ત્રીસ હજાર રૂપિયાના કંપનીના કાગળો છે. તે ઉપરાંત, મારી સાસૂનાં સોનારૂપાનાં જે ઘરેણાં–ગાંઠા છે, તેને તેઓ સરખી રીતે વહેંચીને મારી સ્ત્રીને તથા સાળાને આપી ગયા છે. "

મેં પૂછ્યું:—" મિલ્કતના સંબંધમાં તેઓ કોઇ પણ પ્રકારનું વિલ અથવા મૃત્યુપત્ર કરી ગયા છે ખરા કે ? હું ધારૂં છું એવડી મોટી મિલ્કતનું વિલ તો અવશ્ય કર્યુંજ હશે. "

રમણીકે કહ્યું:—" હા, કર્યું છે ! તેઓએ રોકડા રૂપિયામાંથી વીસ હજાર રૂપિયા મારી સ્ત્રીને તથા બાકીના મારા સાળાને આપી ગયા છે. તે ઉપરાંત ભરૂચ જિલ્લામાં તેમની જે એક મોટી જમીનદારી છે, તેનો સઘળો વહિવટ તેમના પુત્ર વસંતલાલને સોંપી ગયા છે. "

" આમ ઓછાવત્તા રૂપિયા વહેચવાનું કારણ શું છે વારૂ ? " મેં અજાયબીથી પૂછ્યું "

રમણીકે જવાબ આપ્યો:—" એ ધણીની ઇચ્છાની વાત છે. મારી સ્ત્રીએ તેમની બીમારીમાં ઘણીજ સારી સેવા ચાકરી કરી હતી, એટલા માટેજ ઘણું કરીને તેમણે તેને રૂપિયાની રકમ વધારે આપી હશે. "

" તમારો સાળો વસંતલાલ એથી શું કાંઇપણ નારાજ થયો હતો કે ? " મેં પૂછ્યું.

રમણીકે કહ્યું:—" જરાય નહિ. તે નાનો બાળક છે. આ બધા

મામલાઓમાં તે ઝાઝું માથું મારતો નથી. માતાના મરણ પછી; તેની મોટી બહેન અથવા મારી સ્ત્રીએ મેનાએજ તેને ઉછેરીને મોટો કર્યો છે. મારે પણ કાંઈ સંતાનાદિ નથી. તે સારી રીતે જાણે છે અમારી ગેરહાજરીમાં અમારી સઘળી મિલ્કતનો માલિક તેજ થવાનો છે. મારી સ્ત્રી તેનાપર એટલુ બધું હેત રાખે છે કે, જેથી તેને તેની માતાની જરા પણ ખોટ જણાતી નથી."

મેં કહ્યું:—'તમે થોડીવાર પહેલાં જણાવી ગયા કે, તમારો એક સગો કાશીમાં તમારી સાથે વસે છે, તો તે કોણ છે? તમારો શો સગો થાય છે? તેનું નામ શું છે?"

રમણીકે જવાબ આપ્યો:—"તેઓ સગપણમાં મારી સ્ત્રીના મામા એટલે કે મારા મામાજી સસરા થાય છે. તેમને પણ આ સંસારમાં બીજું કોઇ નથી. વળી ઉમ્મરમાં પણ તેઓ લગભગ સીત્તેર વરસ ઉપરાંતના છે. કાશીવાસની સારી તક મળેલી જોઇને તેમને પણ કાશી આવવાની પ્રબળ ઇચ્છા થઇ આવી હતી. એથી તેઓ તેમના બનેવીની સાથે કાશી આવી વસ્યા હતા અને અમારી સાથે જ રહેતા હતા."

"તેઓ હમણાં કયાં છે?" મેં આતુરતાથી રમણીકલાલને અનુલક્ષીને પૂછ્યું.

રમણીકલાલે જવાબમાં જણાવ્યું કે:—"તેઓ મારા સસરાના મૃત્યુ પછી દેશમાં પાછા ચાલ્યા આવ્યા છે. તેઓ વડોદરાના વતની છે. વડોદરામાં મ્હેતા પોળમાં તેમનું મોટું મકાન છે. તેઓ વડોદરામાં અમુક વખત પહેલાં રાજ્યના અમલદાર હતા, હાલમાં પેન્શનર છે."

"ત્યારે તમે અમદાવાદ આવ્યા પછી, તમારી સ્ત્રી અને સાળો

બન્ને તમારા કાશીના તે મકાનમાં એકલાંજ રહેતાં હતાં, ખરૂં ને વારૂ ?" મેં પૂછ્યું.

રમણીકલાલે કહ્યું:—"હા, પણ મારા મકાનની જોડમાંજ, હીરાલાલ નામના એક પેન્શનર સબ જજ્જ, સહકુટુંબ વસે છે. તેઓ સગપણમાં મારા સસરાના મામાના દીકરા ભાઇ થાય છે. હું મારા કુટુંબની દેખરેખનો ભાર તેમના હાથમાંજ સોંપતો આવ્યો હતો."

મેં કહ્યું:—"મહાશય ! આ સંસારમાં માણસને ઓળખવાનું કામ ઘણું મુસ્કેલ છે. કોઇના મનની વાત જાણી શકાતી નથી. દગાબાજ દુનિયામાં એવા એવા દગાબાજ માણસો પડેલાં છે કે, જેમની દગાબાજીનો ઘણીવાર આપણા મનમાં ખ્યાલ પણ આવતો નથી. 'મુખમાં રામ બગલમાં છૂરી' 'કંઠમાં માળા હૃદયમાં વિષની જ્વાળા' રાખી ફરનારા શયતાનોનો આ સંસારમાં કાંઇ તોટોજ નથી. સ્વાર્થને માટે મનુષ્ય સર્વ કરી શકે છે. ખાસ કરીને આ લક્ષ્મીના મહિમાવાળા યુગની તો કાંઇ વાતજ થઇ શકે તેમ નથી. લક્ષ્મીની લાલસાથી ભાઇ બ્હેનનું ખૂન કરે છે, પુત્ર પિતાનો સંહાર કરે છે, પત્ની પતિને મારે છે, અને એવા એવા અનેક દાખલા પણ આ ડિટેકટીવ લાઈનમાં રહેવા પછી મારા જોવામાં આવ્યા છે, આથી કદાચ તમારા સાળાએ તમારી સ્ત્રીનું ખૂન કર્યું હોય તો—"

રમણીકલાલે મારી વાતને અટકાવીને વચ્ચમાંજ કહ્યું:—"શિવ ! શિવ ! એવી વાત બોલશો નહિ. તેની ઉમ્મર બહુ બહુ તો વીસ વરસની છે. તેને હજી બ્હેન કહેતાં પણ આવડતું નથી ! સ્કૂલમાં ભણ્યા—ગણ્યા કરે છે. તેનું ચરિત્ર અતિ નિષ્કલંક છે. તેનાથી આવું ભયાનક કામ થવું સમ્પૂર્ણ અસંભવ છે. મને તેનામાં પૂરો વિશ્વાસ છે. મારો સાળો ભોળો ભટાક છે. આવી શંકાને આપ બિલ્કુલ છોડી દો."

"ત્યારે શું બીજા કોઇનાપર તમને શક આવે છે ?" મેં અત્યંત ઉત્સુકતાથી પૂછ્યું.

રમણીકે જવાબ આપ્યો:–"ના, કોઈના ઉપર નહિ. કારણ કે, હું ચારે તરફનો વિચાર કરીને જોઉં છું તો મને સાફ જણાય છે કે, આ દુનિયામાં મારો અથવા મારી સ્ત્રીનો કોઇ શત્રુજ નથી. મારા સસરાની મૂકેલી મિલ્કતમાં પણ કોઇનો લોભ નથી. મારો સાળો છેક સીધો સાદો અને ભલો માણસ છે. તેનો સ્વભાવ ઘણો શાંત છે. અમારે છૈયાં છોકરાં થયાં નથી. વળી તેને મારી સ્ત્રીએ સંતાનથી પણ અધિક સ્નેહથી પાળી પોષી મોટો કર્યો છે. અને એ પણ ઘણી સારી રીતે જાણે છે કે, અમારી આંખો બંધ થતાંની સાથે જ, અમારી બધી મિલ્કત તેના હાથમાંજ જવાની છે. એટલા માટેજ હું કહું છું કે, એના સંબંધમાં જે કાંઇ શંકા લાવવામાં આવે, એ શંકા સર્વથી અમૂલક છે, નાપાયાદાર છે,"

મેં કહ્યું:–"તમારી સ્ત્રી શું ત્યારે ખૂબ સુંદર હતી ?"

"ચોક્કસ મારી સ્ત્રી હતી એટલા માટેજ કહેતો નથી; પણ પાંચ પંદર સારી સારી સ્ત્રીઓમાં પણ સુંદરતાના વિષયમાં તો તેનું સ્થાન સર્વથી શ્રેષ્ઠજ આવે તેમ હતું. એની સુંદરતાની શી વાત કહું ? જાણે ઇંદ્રની અપ્સરાજ જોઇ લો !" રમણીકલાલે પત્નીની પ્રશંસા કરતાં કહ્યું.

"તેની ઉમ્મર કેટલી હતી ?"

"પચીસ–છવ્વીસ વરસ."

"તે જ્યારે ગંગાસ્નાન કરવા ગઇ, ત્યારે તેના શરીરપર કાંઈ કીમતી ઘરેણાં–ગાંઠાં હતાં કે ?" મેં પૂછ્યું.

" એ બરાબર કહી શકતો નથી। કારણ કે એ વખતે હું અહીં અમદાવાદ હતો. "

" આ સંબંધમાં બધી બીના હું બરાબર જાણવા માગું છું. જે દિવસે કાશીમાં આ બનાવ બન્યો છે, ત્યાર પછી તેને બીજે દિવસે બપોરે અમદાવાદમાં તમે આ તાર મેળવ્યો છે। તમે હવે નકામી ઢીલ કરશો નહિ. જેમ બને તેમ જલ્દી કાશી તરફ રવાના થઇ જજો. મારા ધારવા પ્રમાણે જો આજે ને આજેજ જશો, તો તમને ખરો પત્તો મેળવવામાં અવશ્ય કાંઇક વિશેષ સરળતા થઈ પડશે. સાંઝના સાત વાગ્યાની એક ટ્રેન હજી દિલ્હી તરફ જવાની બાકી છે, એ ટ્રેનમાંજ જો તમે રવાના થઇ જશો, તો પરમદિવસે ખુશીથી કાશી પહોંચી શકશો. ત્યાં પહોંચીને બધી બીના બરાબર જોઈ તપાસી મને જણાવજો, અને ત્યાર પછી એક લાંબા પત્રદ્વારા જે કાંઈ બન્યું હોય તેનો સવિસ્તર હેવાલ પણ લખી મોકલશો. ત્યાર પછી હું બરાબર વિચાર કરી જોઈશ, કે આ મામલામાં મારાથી તમોને શી જાતની સહાય્ય કરી શકાય તેમ છે અથવા તો તમને શી સલાહ આપવાની જરૂર છે. આ કામમાં તમે જરા પણ ગફલત કરશો નહિ. " મેં કહ્યું.

" મારી ઇચ્છા સાંઝની પેસેન્જરમાં ન જતાં સવારના મેઈલમાંજ જવાની છે. વળી પાછળથી છૂટવા છતાં પણ મેઈલ પેસેન્જરના કરતાં ચાર કલાક અગાઉ કાશી પહોંચે છે, એટલે નકામી હાડમારી ભોગવવાની કાંઇ જરૂર પણ જણાતી નથી. પણ આપ જો મારી સાથેજ આવ્યા હોત, તો ઠીક પડત, મને ઘણી મદદ મળી શકત. આપના નામના સાંભળીનેજ અત્યારે હું અહીં આપની પાસે આવ્યો હતો. આખા અમદાવાદ જિલ્લામાં આપના જેવો બહાદુર ડિટેક્ટિવ

બીજો કોઈજ નથી, એવી વાત મારા સાંભળવામાં આવી છે અને એથીજ હૃદયમાં આશા ધારીને આપની પાસે આવ્યા છું." રમણીકે કહ્યું.

મેં કહ્યું:–" મને આવવામાં કશી હરકત નથી. પરંતુ હું ધારૂં છું કે, તમે ભૂલી જાઓ છો કે, હું ગુજરાત દેશનો પોલિસ અમલદાર છું. અમારા કમિશનર સાહેબના હુકમ સિવાય જાહેર રીતે આ મુકરદ્દમાની તપાસ મારાથી કરી શકાય તેમ નથી. તમે એક કામ કરો. મને ખાત્રી છે કે. કાશીની પોલિસમાં અવશ્ય આ ખૂનના મામલાને લઈને એક ભારી ખળભળાટ મચી ગયો હશે. કાશીની સદર કોટવાલીમાં નાસિરૂદ્દીનખાં નામના એક બાહોશ ઈન્સ્પેકટર છે. તેઓ જાસૂસ વિભાગના એક ઉજ્જવળ રત્ન છે. તેમના જેવા ચાલાક અને બુદ્ધિમાન જાસૂસો મેં બહુ થોડાજ જોયા છે. હું બએકવાર અહીંથી બે ન્હાસેલા આસામીને પકડવા માટે કાશી ગયો હતો. તેથીજ નાસિર સાહેબની સાથે મારો ખૂબ સંબંધ બંધાયો હતો. એટલુંજ નહિ. પણ એટલી ટુંકી મુદ્દતના સહવાસમાં અમારે સારી મિત્રતા પણ બંધાઈ ગઈ હતી–ઘણું કરીને તમારા મુકદ્દમાની તપાસનો ભાર તેમના શિરપરજ આવી પડયો હશે. હું તમને તેમના ઉપર ભલામણનો એક પત્ર લખી આપું છું તથા એ બાબતમાં હું તેમના પાબ રોબાર પણ બીજો એક પત્ર લખી મોકલીશ. તમે જરા પણ ગભરાશો નહિ. ગવર્નમેન્ટના રાજ્યમાં તમારી સ્ત્રીનો ખૂની કદાપિ સજાને પાત્ર થયા વિના રહેશે નહિ."

તમારી સ્ત્રી ખૂબસુંદરી છે। કોઈ ખરાબ હેતુથી, ઘણું કરીને કોઈએ તેને છૂપાવી રાખી હશે; કિંવા તેના શરીરરપર કદાચ તે સમયે ઝાઝી કીમતનાં ઘરેણાં હશે, એથી એ ઘરેણાં મેળવવાની આશાથી

કોઇ તેને ઉપાડી ગયું હશે. કાશી શહેરના બદમાશો પૈસાને માટે ન કરી શકે એવું એકે કામ નથી. આખા હિન્દુસ્તાનમાં કાશીના બદમાશો મશહુર છે. પણ જ્યારે એ ગુમ થઇ છે કે એનું ખૂન થયું છે, એનો કાંઇપણ નિશ્ચય નથી, અથવા તો કાંઈપણ પ્રત્યક્ષ પ્રમાણ પણ નથી; ત્યારે એ મામલાને બરાબર સમજવો પણ મુશ્કેલ થઈ પડશે. વળી મને સરકારની આજ્ઞાથી એ મામલાની તપાસનો ભાર પણ મળ્યો નથી, એથી મારાથી હાલ તરત તમારી સાથે આવવાનું પણ બની શકે તેમ નથી. નાસિર સાહેબને જો જરૂર જણાય ને તેઓ તેમના વડા સાહેબની મારફત, અમારા કમિશનર સાહેબને official પત્ર મોકલાવે, તો પછી મને આવવામાં કાંઇ પણ હરકત આવે તેમ નથી. માટે તમે અહીંથી સત્વર કાશી જઇને મારા કહેવા મૂજબ બધો બંદોબસ્ત કરી મને એક વિસ્તૃત પત્રદ્વારા સર્વ વૃત્તાંત વિદિત કરો. ”

મારી આ વાત સાંભળીને, રમણીકલાલ જાણે કાંઈ સ્તંભી ગયો. તેની અત્યારની સ્થિતિ જોઇને મારા મનમાં પણ એક પ્રકારની સહાનુભૂતિનો ભાવ જાગી ઉઠયો. પરંતુ આ વિષયમાં સ્વાધીનતાથી કાર્ય કરવાનો મને કશો પણ અધિકારજ નહોતો.

એથી મેં ફરીવાર તેને નિરૂપાયે કહ્યું:—“ નાસિર સાહેબ એક લાયક પોલિસ અધિકારી છે. આ ભેદભરેલા મામલાનો નિકાલ તેમના એકલાની મારફતજ આવી જશે. આજ સુધીમાં તેમણે કાશીમાંથી આવા આવા ઘણા ભેદી મામલાઓના ખરા ભેદોને ખોળી કાઢયા છે અને અપરાધીઓને પૂરતી સજા પણ કરી છે. વળી મને સાફ જણાઈ આવે છે કે, તમે તમારી સ્ત્રીનું ખૂન થવાની જે વાત કહો છો, તે

વાત બિલ્કુલ નાપાયાદાર છે. મારી ધારણા મૂજબ તેનું ખૂન થયું નથી, પણ તે ગુમ થઈ છે અને કોઇ બદમાશોજ તેને ઉપાડી ગયા હશે કદાચ તમે કાશી જઇને તમારી સ્ત્રીને જીવતી પણ જોઇ શકશો.”

રમણીકલાલ મારી વાતથી જાણે કાંઈ અસ્વસ્થ થયો. તેના મુખ તથા આંખાનો ઉત્તેજિત ભાવ જાણે કાંઇક ઘટી જવા આવ્યો. તેણે આશાપૂર્ણ સ્વરથી કહ્યું:—“જો આપના આ પત્રની સહાયતાથી નાસિર સાહેબ, મારી સ્ત્રીના ઉદ્ધારનો ઉપાય કરી આપશે, તથા જો હું મારી સ્ત્રીને પાછી જીવતી જોઈ શકીશ, તો આપ ચોક્કસ જાણજો કે, હું આપના આ મહાન ઉપકારને જીવન પર્યન્ત વિસરી શકીશ નહિ. આપનું નામ તથા ખ્યાતિ સાંભળીનેજ હું દીવાનાની પેઠે આપની પાસે દોડી આવ્યો છું. આવી પંચાતમાં આવી પડવાથી અનેક બુદ્ધિમાન અને સ્થિર મનનાં માણસોની બુદ્ધિનો પણ લોપ થઇ જાય છે મેં મારી સ્વાભાવિક બુદ્ધિથીજ ધાર્યું હતું કે, ગવર્નમેન્ટની અમુક ફી આપવાથીજ, હું આપને મારી સાથે કાશી લઇ જઇ શકીશ પરંતુ હવે જોઉં છું કે, એ બાબતમાં સરકારી કાયદો જૂદાજ પ્રકારનો છે. આપને નિરર્થક આટલી બધી તસ્દી આપી છે. એ બદલ હું આપની માફી માગુ છું. મને આશા છે કે, આપ મને મારી જરૂરના વખતે જરૂર મદદગાર થઈ પડશો. હવે કૃપા કરીને કાશીના ઇન્સ્પેકટર નાસિરુદ્દીન સાહેબ પર આપ જે સિફારસની ચિઠ્ઠી લખી આપવાનું કહેતા હતા, તે લખી આપો.”

મેં તરતજ નાસીર સાહેબના નામ પર એક ચિઠ્ઠી લખીને, રમણીકલાલના હાથમાં આપી. રમણીકલાલ પત્ર લઇ મને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપી, પ્રણામ કરી વિદાય થયો. જતી વેળાએ મેં તેને કહ્યું કેઃ—તમે બનારસ પહોંચતાંવેંતજ, આ બનાવના સંબંધમાં

બધી બીના મને એક વિસ્તૃતપત્ર દ્વારા લખી મોકલજો. એ પરથી હું કાંઇક અનુમાન કરી શકીશ કે, આ મામલામાં શો ભેદ સમાયલો છે, તથા તમારી સ્ત્રી ગુમ થઇ છે કે, તેનું ખૂન થયું છે, એનો પણ અમુક નિર્ણય કરી શકીશ."

રમણીકલાલ રજા લઇ ચાલ્યો ગયો. હું મારા સરકારી કામકાજમાં ગુંથાઇ ગયો. પરંતુ રમણીકલાલનું મલિન, વિશીર્ણ અને ચિંતાતુર મુખ મારા પ્રત્યેક કાર્યમાં વિઘ્ન નાંખવા લાગ્યું. મારા મનમાં એની સ્ત્રીના ખૂન સંબંધી તરેહ તરેહના વિચારો આવવા લાગ્યા. કોણ જાણે ક્યા એક અજાણ્યા કારણથી, રમણીકલાલ પર મને એક પ્રકારની સહાનુભૂતિ ઉપજી આવી, જો તેની સાથે જવામાં કાયદાની કાંઇ બાધા ન આવતી હોત, તો કદાચ હું તેની તે દુઃખ ભરેલી માગણીને પાછી પણ વાળી શકત નહિ."



## પ્રકરણ ૨ જું



## ભયંકર પત્રનો ભયંકર ભેદ



આ કર્મમય જગતમાં, સર્વ કામ કરવા આવ્યાં છે. રાજાથી લઇને ભીખારી સુધી, સર્વ જનો આ દુનિયાના કર્મક્ષેત્રમાં પોતાના સ્થાનમાં રહીને કામ કર્યે જાય છે. કર્મથી સંસાર ચાલે છે. જો કર્મ ન હોય, તો સંસારપણ ન હોય, એવી જે એક પુરાતન માન્યતા પરંપરાથી ચાલી આવે છે, એમાં જરા પણ ખોટું નથી. હું સરકારી નોકર છું. અને તેમાંયે વળી પોલિસ વિભાગનો નોકર છું. અમારા કામમાં બીજાં બધાં કામો કરતાં કાંઇક વિચિત્રતા રહેલી છે. સાધા-

રણુ પોલિસના નોકરોનાં કામની સાથે, અમારા આ જાસૂસગીરીના કામની સરખામણી થઇ શકે તેમ નથી. કારણ કે, તેમનાં કામમાં અને અમારા કામમાં ઘણો જ તફાવત છે. રાજ્યના બીજા કર્મચારીઓ દિવસના અમુક કલાક કામ કરવાથી જ આરામનું સુખ ભોગવવાને ભાગ્યશાળી થઈ શકે છે; પરંતુ અમારા જાસુસોના દુર્ભાગ્યમાં ઘણે ભાગે એવું બનતું નથી. અમો કામને છોડી દેવા છતા, પણ કામ અમોને છોડતું નથી હિન્દીમાં એક કહેવત છે કે, ' હમતો છોડતા, લેકિન કમલી નાહિ છોડતા. " અમારી દશા પણ લગભગ એવા જ પ્રકારની છે

ગંભીર રાત્રે શયન કર્યું. પરંતુ તેમ છતાં પણ મારો છૂટકારો થયો નહિ મારા હાથમાં એકાદ બે સાધારણ કેસ હતા. તેના સંબંધમાં કામકાજ લગભગ એક રીતે પૂરૂં કરી નાખ્યું હતું. પરંતુ તેમ હોવા છતાં પેલા રમણીકલાલની વાત એ સમયે એકાએક મારા મનમાં સાંભરી આવી. હું પથારીમાં સૂઇને વિશ્રામ લઇ રહ્યો હતો, તેમ છતાં પણ મારાથી બરાબર વિશ્રામ લઇ શકાયો નહિ. રમણીકની સ્ત્રીના ખૂનની વાતે મને પૂરો ઉંઘવા પણ દીધો નહિ. તેના કહેલી બધી વાતોને એક પછી એક યાદ કરીને, હું ચારે તરફનો વિચાર કરી એ વિષયની મારા મનમાં ને મનમાં જ ચર્ચા ચલાવવા લાગ્યો.

રમણીકલાલની ચાલ ચલકત તથા બોલવા ચાલવાના હાવભાવ જોતાં મને જણાયું હતું કે તે એક સારી સ્થિતિનો આબરૂદાર માણસ હતો, આજકાલના બજારમાં નોકરી ચાકરી ન કરતાં, કોઇ પણ જાતનો ધંધો રોજગાર કરી અથવા બીજાની ગુલામીનો અસ્વીકાર કરી તે પગપર પગ ચઢાવી બેઠો બેઠો ખાતો હતો, એ પરથી તેની સ્થિતિ કાંઇક સારી જ હોવી જોઇએ, એવો મારા મનમાં દૃઢ વિશ્વાસ

બંધાઇ ગયો હતો. તેના સસરાના મૂકેલા ત્રીસ હજાર રૂપિયાનો માલિક અત્યારે તે પોતે જ હતો. તે ઉપરાંત મહિને ત્રીસ રૂપિયા મકાન ભાડું પણ મેળવતો હતો. કાશીમાં પણ તેનું એક ભાડુતી ઘર છે અને અમદાવાદમાં તેનું રહેવાનું મકાન છે. આ બધી વાતો મેં રમણીકલાલના મ્હોંએથી સાંભળી હતી. વળી તેણે જેવા સરળ ભાવથી એ બધી હકીકત મને કહી સંભળાવી હતી, તે પરથી મને તે હકીકત જૂઠી હોય, એમ માનવાનું પણ કશું કારણ મળ્યું નહોતું.

રમણીકલાલ પોતાની સ્ત્રીને ખૂબ ચહાતો હતો, એ તેના મુખના વ્યગ્રભાવપરથી જ જણાઈ આવતું હતું. તેની સ્ત્રી યુવતી હતી અને તે કદાચ ઘણી ખૂબસૂરત હોય તો તેમાં પણ કાંઇ શંકા જેવું નથી, તેના એકાએક ગુમ થવાનાં ઘણે ભાગે ત્રણ કારણે મને મળી આવે છે. કદાચ, તે કાશીની ગંગા નદીમાં સ્નાન કરવા ગઇ હશે, અને નદીના જળમાં એકાએક તાણ આવતાં પોતાના શરીરને ન સંભાળી શકવાથી પાણીમાં ડૂબી ગઈ હશે. જો એમ ન હોય તો, કદાચ તેના શરીરનાં ઘરણાંના લોભથી, કોઇ તેને ફોસલાવીને અથવા બળાત્કારે ઉપાડીને પોતાના ગુપ્ત સ્થાનમાં લઈ ગયું હશે અને તેનાં શરીરનાં ઘરેણાં ઉતારીને તેણે તેનું ખૂન કરી નાખ્યું હશે: અથવા કોઇ રૂપલોલુપ શયતાને તેનું સુંદર રૂપ જોઇ મોહિત થઈ તેને બદમાશોની સહાયતાથી બળાત્કારે ક્યાંક છૂપાવી રાખી હશે. જો એમ પણ ન હોય, તો ઘણું કરીને એ ગુમ થયેલી રમણી ખરાબ ચાલની હોવી જોઇએ અને એટલા માટે જ તે પોતાનું ઘર છોડીને પોતાના કોઇ યારને ત્યાં ચાલી ગઈ હોવી જોઈએ. ”

આ પહેલાં આવા એક મામલાની તપાસના કામમાં સામેલ થયો હતો, એથી જ મારા મનમાં આ બધા અસંભવિત વિચારસૂત્રોનો

આવિર્ભાવ થતો હતો. અનેક અસંભવિત બનાવોમાં પણ મારા અ-
નુમાનથી ઉપજેલા વિચારો ખરા થઇ ચડતા હતા, એટલા માટે જ
હું મારા હમેશના નિયમ મૂજબ, આ ચાલૂ મામલાના તથ્યનો વિચાર
કરતો હતો.

જો આ ખૂનનો જ બનાવ બન્યો હોય, તો એ અવશ્ય અતિ
શોચનીય અને ભયાનક હત્યાકાંડ જ કહેવાય ! ધોળે દહાડે, કાશી
જેવા માણસોથી ભરેલા સ્થાનમાં; આવો એક ભયંકર બનાવ અતિ
સહજમાં બની જાય, એ વાત કોઇનાથી કોઇ પણ રીતે સત્યના જ
માની શકાય. અતિ ભયંકર સ્વાર્થ હોવા વિના અથવા કોઇના કોઇ
પણ કાર્યમાં અથવા સ્વાર્થમાં ભયંકર ક્ષતિ આવવાની સંભાવના
હોવા વિના કોઇ કદાપિ આવું ઘોરતમ સાહસિક કામ કરવાને તૈયાર
થાય જ નહિ. અનેક ખૂની મામલાઓનું મૂળ જોવા બેસીએ છીએ,
તો તેમાં રુપ અને રૂપિયાની અદમ્ય શક્તિ જ છુપાયલી જણાઈ
આવે છે, સંસારમાં સુંદરી અને સંપત્તિ એ બે વસ્તુઓ જ સર્વ
પ્રકારના અનર્થો ઉત્પન્ન કરનારી છે. કોઈ કોઇ સ્થળે વળી નિરાશ
પ્રેમથી પેદા થયેલી ઇર્ષામાંથી ( અંગ્રેજીમાં જેને Jealousy કહે
છે ) પણ આવાં ખૂનો થાય છે. રમણીકલાલના આ મામલામાં એવો
કોઇ ગુપ્ત વ્યાપાર સમાયલો છે કે નહિ, એ બાબતમાં પણ હું કશું
પણ જાણી શક્યો નથી. આજ સુધીમાં મારા હાથમાં અનેક ભયંકર
કેસો આવી ગયા છે, પણ આવો ગુંચવણ ભરેલો કેસ મેં એક પણ
જોયો નથી.

અનુમાનના સિદ્ધાંતને વશ થઈ જો એમ ધારી લેવામાં આવે
કે, જેવો કોઇ એક કાંઈ બનાવ બન્યો હશે, તો તે પરથી એમ સાફ
સમજાઇ આવે છે કે, કદાચ રમણીકલાલની સ્ત્રીની સુંદરતા જોઇ

મોહિત થઇ, કોઇ દુષ્ટ લમ્પટ, દુરાચારીએ પ્રેમનું બહાનું બતાવી તેને પોતાના કોઇ ગુપ્ત સ્થાનમાં અટકાવી રાખી હશે. અને જો એમ ન હોય તો એમ પણ બની શકે છે કે, રમણીકલાલની સ્ત્રી મેના અવશ્ય કોઇ પણ પુરુષની સાથે પ્રથમથી જ ગુપ્ત રીતે પ્રેમાસક્ત હશે અને અત્યારે રમણીકલાલની ગેરહાજરીમાં તેને તેના યારના ઘરની મુલાકાત લેવાનો સારો પ્રસંગ મળવાથી એ ઘર છોડીને ચાલી ગઇ હશે. સ્ત્રીઓના ચારિત્રને જાણવું એ મહા મુશ્કેલ છે. સંસારમાં સ્ત્રાઓ સર્વ કાંઇ કરી શકે છે.

તરેહ તરેહના વિચારો કરીને, તરેહ તરેહનાં સૂત્રો પકડીને, હું આ સઘળા અજબ સિદ્ધાંતોમાં ઉપસ્થિત થતો હતો ખરો, પરંતુ એમાંના કોઈપણ વિચાર કે કોઇપણ સૂત્ર જોર કરીને મારા મનપર પોતાનો કાબુ બેસાડી શકતું નહોતું રમણીકલાલે મને કહ્યું હતું કે; 'આ મામલાના સંબંધમાં હું બધો વૃત્તાંત કાશી જતાંની સાથેજ એક વિસ્તૃત પત્ર દ્વારા આપને લખી મોકલીશ." પરંતુ જોત જોતામાં ચાર દિવસ વીતી ગયા, તેમ છતાં પણ તેનો કાંઇ પણ કાગળ પત્ર મને મળ્યો નહિ.

પરંતુ આ સર્વ ખૂનના વ્યાપારની અંદરની તમામ ગુપ્ત ઘટનાઓ જાણ્યા સિવાય કાંઇ પણ પરિણામ જ આવ્યું નહિ કોઇ પણ પ્રકારનું પ્રમાણ મેળવ્યા સિવાય રમણીકલાલની સ્ત્રાને કલુષિત ચરિત્રવાળી ઠરાવવાનો મને કશો પણ અધિકારજ નથી. કારણ કે હજી સુધી તેની સ્ત્રીની વિરુદ્ધમાં મને એક પણ પ્રમાણ મળ્યું નથી.

હમેશાં રમણીકલાલના કહેલા એ કાગળની હું વાટ જોયા કરતો હતો. પાંચમે દિવસે સવારે મારી એ આશા પૂરી થઈ, રમણીકલાલના અમદાવાદથી રવાના થયા પછી પાંચમે દિવસે મને તેનો લખેલો એક પત્ર રજીસ્ટર કરેલો મળ્યો હતો.

મેં એ પત્રને ઉત્સુકતાથી એકદમ ખોલી નાખ્યો. એ પત્રના હસ્તાક્ષર મારાથી સમ્પૂર્ણ રીતે અજાણ્યા હતા. પત્ર ગુજરાતી ભાષામાં લખેલો હતો. હાથનું લખાણ ઘણું સ્પષ્ટ અને સ્વચ્છ હતું. એ પત્ર, વાંચકના કૌતુહલનું નિવારણ કરવા માટે પહેલેથી છેવટ સુધી હું અહીં રજૂ કરૂં છું. એ પત્ર વાંચવાથીજ વાંચક ઘણી વાતો જાણી શકશે. તેણે લખ્યું હતું કેઃ–

"મિસ્ટર શાંતિપ્રસાદ સાહેબની સેવામાં—

**મુ. અમદાવાદ, અમૃતલાલની પોળ, ખાડિયા**

વિનતિ સહ નિવેદન કે,–"આપની પાસેથી વિદાય લઇને બીજે દિવસે નવ વાગ્યાની મેઇલ ટ્રેઈનમાં, હું અમદાવાથી રવાના થયો હતો. ત્રીજે દિવસે વારાણસીમાં આવી પહોંચ્યો છું. નદીઆ મહોલ્લામાં મારૂં મકાન છે. મકાનમાં પહોંચવાની સાથે જ મેં જોયું કે, ત્યારે ત્યાં મહા ભયંકર હાહાકાર મચી ગયો હતો! મારી સ્ત્રીનો હજી સૂધી કશો પણ પત્તો મળી શક્યો નથી. મારા દૂરના સગા એક સસરાએ (તેઓ એક પેન્શનર સબજજ છે) મુરબ્બી રૂપે ઉભા રહીને આ મામલાની તપાસ ચલાવવા માંડી છે. માત્ર ત્રણ ચાર દિવસજ હું કાશીમાં ગેરહાજર હતો, એટલામાં જ આ ભયંકર બનાવ બની ગયો છે. મારા સાળા શ્રીમાન વસંતલાલે, તેની સ્નેહમયી ભગિનીના ગુમ થવા પછી અન્ન જળનો ત્યાગ કર્યો છે.

"બીજો કોઈપણ ઇલાજ ન જોવાથી અહીંના થાણામાં જાહિરાત આપવામાં આવી છે. મારા સસરાએ, ગંગા નદીના કિનારાપરના અનેક ઘાટો અને ગંગાના ગર્ભમાં જાળ ફેલાવીને પોલિસની સહાય-

તાથી, લાશની તપાસ કરાવી હતી. પરંતુ એથી કશું પણ પરિણામ જ આવ્યું નથી.

"વસંતલાલે મને જે કાંઇ કહ્યું છે, તે આ પ્રમાણે છે. જે દિવસે એ ભયંકર બનાવ બન્યો તે દિવસે અગિયાર વાગ્યે મારી સ્ત્રી જુમિયા નામની એક હિન્દુસ્તાની દાસીને સાથે લઇને ગંગાસ્થાન કરવા ગઇ હતી. એ જુમિયા મારા સસરાના અમલની પુરાણી ચાકરાણી છે. તે ખૂબ ભરોસાદાર છે. ઘણા દિવસ થયાં અમારે ઘેર રહે છે. તે દિવસે બળેવનો એક મોટો મેળો હતો. વળી મારી સ્ત્રી પણ પર્વાદિ સારા દિવસે ગંગાસ્નાન માટે અહર્નિશ ગયા કરતી હતી. એ જુમિયાજ દરેક વખતે તેની સાથે જતી હતી. કોઇ કોઇવાર હું પણ સાથે જતો. વસંતલાલ, તેમની સાથે જવાની ઘણીવાર જિદ્દ કરતો હતો અને આ વખતે પણ તેણે સાથે જવાનો આગ્રહ કરવામાં કશી કસર રાખી નહોતી. પરંતુ ઘર રેઢું રહેશે, એવા ભયથી મારી સ્ત્રી તેને સાથે લઈ ગઇ નહોતી. હાય ! એથી જ આ ભયંકર અનર્થ ઉત્પન્ન થયો છે !

"બપોરના બાર વાગી જવા છતાં પણ મારી સ્ત્રી મેના ઘેર આવી નહિ. આવા અસંભવિત વિલંબનું કારણ શું હશે ? આ પહેલાં તો તેણે કદાપિ આવો વિલંબ કર્યો નથી. વસંતલાલ, લાચારીથી નાઇલાજ થઈ ઘરના દ્વારપર તાળું વાસી, તેની બહેનની તપાસ માટે બહાર નીકળ્યો."

"દિવસનો બાકીનો ભાગ તમામ જગાએ શોધવા છતાં પણ વસંતલાલ મેનાનો કાંઇપણ પત્તો મેળવી શક્યો નહિ, નજીકના મહોલ્લામાં, એક બે ઘરની સ્ત્રીઓની સાથે તેની મિત્રતા અને આત્મીયતા હતી. કાશીમાં, ગુજરાતી સ્ત્રીઓની ઘુમટો કાઢવાની પ્રથા ઘણી મંદ

ચાલે છે. મારી સ્ત્રી, ઘણીવાર એ જુમિયા દાસી અને વસંતને સાથે લઇને તેની બહેનપણીઓને મળવા માટે જતી હતી. વસંતલાલે એ સર્વ મકાનોને બહુ સારી રીતે જોયાં હતાં; એ સર્વ પરિચિત સ્થાનોમાં તપાસ કરવા છતાં પણ કશું ફળ ફળ્યું નહિ.

"મહામાયા નામની એક વિધવાને મારી સ્ત્રી માશી કહીને બોલાવતી, એ મહામાયાની પાસેથી વસંતલાલને માત્ર એટલાજ સમાચાર મળ્યા કે, મારી સ્ત્રી દશાશ્વમેધ ઘાટે સ્નાન કરવા ગઈ હતી. એ ઘાટપર તે દિવસે તેણે એક પ્રવીણ સંન્યાસીને જોયો હતો. મહામાયાએ કહ્યું છે કે, મેના બીજી પણ બેચાર સ્ત્રીઓની સાથે તે સંન્યાસી પાસે બેઠી હતી.

"મહામાયા જાણતી હતી કે, મારી સ્ત્રી મેના, સંન્યાસી, સાધુ કે ભક્તજનો તરફ અત્યંત ભક્તિમતી હતી. એક પુત્ર મળે, એવી તેના મનમાં પરમ ઇચ્છા હતી અને એટલા માટે તે નવા અથવા નવા આવેલા કોઈ સંન્યાસીને ઘાટપર જોતી, તો તેની પાસે પોતાનું ભાગ્ય કેવું છે, પોતાના ભાગ્યમાં પુત્રનું સુખ લખાયલું છે કે નહિ, એવા એવા પ્રશ્નો પૂછી જ્યોતિષ જોવડાવતી. કોઇ પણ પ્રકારનું મંત્રેલું ઔષધ મેળવવાની કોશિશ કરતી. આવી રીતે તેણે આ પહેલાં બે ત્રણવાર કર્યું હતું. એથી તેને એ સંન્યાસીની પાસે બીજી બે ત્રણ સ્ત્રીઓની સાથે બેઠેલી જોવા છતાં પણ મહામાયાએ તેને કાંઇ પૂછગાછ કરી નહોતી; તેને પોતાની સાથે ઘર ભણી આવવાનો આગ્રહ પણ કર્યો નહોતો.

"વસંતલાલે ત્રણ ચાર કલાક ફરીને આ સમાચાર મેળવ્યા. એથી વિશેષ તે બીજું કાંઈ પણ જાણી શક્યો નહિ. ત્યાર પછી તે જુમિયાને ઘેર ગયો. જુમિયા ગઘોલિયા મહોલ્લામાં વસતી હતી.

તેને એક પુત્ર તથા એક પુત્રી છે. તેનો ઘર સંસાર નાનો અને મજાનો છે. જુમિયાને ત્યાં જઇને તે જાણી શક્યો કે, તે હજી સુધી ઘેર પાછી આવી નથી. વસંતલાલે ત્યારે કાચી બુદ્ધિ અનુસાર મનમાં ને મનમાં જ વિચાર્યું કે, જુમિયા જ્યારે સાથે ગઇ છે, ત્યારે ભય રાખવાનું કાંઇપણ કારણ જ રહેતું નથી."

"રાત્રિ કે દિવસ કોઇનું પણ મુખ જોઇને બેસી રહેતાં નથી. સાંઝ વીતી જવા છતાં પણ જ્યારે મેના ઘેર આવી નહ, ત્યારે વસંતલાલે તેના મોટા બાપાને (અથવા એ સગજજને) ખબર આપ્યા, તેણે બધી હકીકત સાંભળી ચિંતાતુર થઇને કહ્યું કે:—"વાત કાંઇક વિચારવા જોગ છે! મને અત્યાર સુધી ખબર ન આપવામાં તેં મોટી ભૂલ કરી છે. વારૂ, તું કહી શકે છે કે, મેના સ્નાન કરવા જતી વેળાએ શું શું ઘરેણાં પહેરી ગઈ હતી?"

વસંતલાલે જવાબ આપ્યો:—"ના, તેના હાથમાં માત્ર સોનાની બે બંગડીઓજ હતી. અને ગળામાં એક બે સરી માળા હતી. હું જ્યાં સુધી ખાત્રી સાથે કહી શકું છું કે, એ સિવાય તે બીજો એક પણ અલંકાર પહેરી ગઇ નહોતી."

મારા મોટા સસરાએ વસંતલાલને કહ્યું:—"તું ફરીવાર જુમિયાને ઘેર જા. રાત્રિના નવ વાગ્યા સુધી તું તેની વાટ જોજે. ત્યાં સુધી પણ જો મેના પાછી ન આવે, તો પછી લાચારીથી થાણામાં જઇને પોલિસને તેના ગુમ થવાની ખબર આપજે."

"નવ વાગી ગયા, તેમ છતાં પણ મેના પાછી આવી નહિ. વસંતલાલ પણ જુમિયાને ઘેર જઇને ફરીવાર ખબર લઇ આવ્યો કે, તે હજી સુધી પાછી આવી નથી. જુમિયાનો પુત્ર પણ તેની માતાની ખોળમાં બહાર નીકળી પડ્યો હતો. પરંતુ કાંઇ પણ પત્તા

ન મળવાથી, તે પોતાને ઘેર પાછો આવ્યો છે અને તેણે છાતીફાટ રોદન કરવા માંડયું છે. જુમિયાની દીકરી પણ હૃદયદ્રાવક કલ્પાંત કરી રહી છે. એ કાશીમાં જુમિયાનો ત્રણ પેઢીથી નિવાસ થયો હતો, એથી શહેરના રસ્તાઓ, છાટો, મહાલ્લાઓ અને ગલીઆકુંચીઓ વગેરે બધાથી તે સારી માહિતગાર હતી. આ પહેલાં એ કદાપિ આવા મામલામાં સપડાણી નહોતી. આ પરથી તેનાં ઘરનાં માણસોએ પાકો નિશ્ચય કરી લીધો કે, અવસ્ય તેમને બન્નેને કોઇએ પકડીને કયાંક અટકાવી રાખી છે. અવસ્ય એક બદમાશના ફંદામાં ફસાઇને, તેઓ બન્ને ભારી આફતમાં આવી પડી છે!"

"મારા સસરાએ લાચાર થઇને છેવટે રાત્રિના દશ વાગ્યાને શુમારે થાણામાં જઈને આ ભયંકર મામલાની જાહિરાત આપી. નાસિર સાહેબ એ થાણાના મુખ્ય ઈન્સ્પેક્ટર છે. તેણે મારા સસરાની ઓળખાણ મેળવીને (અથવા તેઓ એક સબજજ હતા અને અત્યારે પેન્શનર છે એમ જાણીને) તેમની સારી ખાતરી કરી. તે રાત્રેજ બદમાશોના અડ્ડામાં તેમણે છૂપા વેશવાળા કૉન્સ્ટેબલો અથવા સિપાહીઓને મોકલી આપ્યા, કેટલાક માછીમારોને બોલાવીને ગંગા નદીમાં જાળ ફેરવાવી; પરંતુ રાતને વખતે એ કામમાં જોઇએ તેવી સફળતા મળી શકી નહિ. એવી કોશિશ કરવા છતાં પણ કશું પરિણામ આવ્યું નહિ."

"ત્યાર પછી એ ત્રણ દિવસ વીતી ગયા. ઘણી જગાએ ઘણી ઘણી તપાસ કરવા છતાં પણ મારી સ્ત્રીનો અથવા તો મારી દાસી જુમિયાનો કશો પણ પત્તો મળ્યો નહિ. કાશીના આ તરફના ઘાટપરથી કોઇપણ માણસનું મડદું મળી શકયું નહિ. રામનગર તરફ નદીના પેલા કિનારાપર પૂરતી તપાસ કરાવવામાં આવી હતી; પરંતુ

ત્યાંથી પણ કાંઈ જાણવા જોગ બાતમી મળી શકી નથી."

"આપની સિફારશનો પત્ર લઇને મેં નાસિર સાહેબની મુલાકાત કદી હતી. આપનો પત્ર વાંચીને તેમણે મને કહ્યું હતું કેઃ—"મિસ્તર શાંતિપ્રસાદ ઠાકોર, મારા એક પરમ પ્રિય દોસ્ત છે. તમે જ્યારે તેમની પાસેથી પત્ર લાવ્યા છો, ત્યારે ચોક્કસ જાણજો કે, એ સંબંધમાં તપાસ કરવામાં હું કશી કસર રાખીશ નહિ. તે ઉપરાંત આ વિષયમાં કર્ત્તવ્ય નામની એક મોટી જવાબદારી મારા શિરપર રહેલી છે. મામલાનું જેનું સ્વરૂપ હું અત્યારે જોઇ રહ્યો છું; તે પરથી મને સ્પષ્ટ જણાઇ આવે છે, મામલો ઘણાજ ગંભીર ભેદભરમોથી ભરેલો છે. મિ. ઠાકોર અહીં આવ્યા હોત, તો ઘણી સરળતા થઇ પડત. જો મને જરૂર જેવું લાગશે, તો હું અમારા વડા સાહેબને કહીને તેમને અહીં બોલાવીશ. તેમ છતાં પણ તમે એટલું તો અવશ્ય માનજો કે, અમારાથી જ્યાં સૂધી બની શકશે ત્યાં સૂધી અમો તમારી સ્ત્રીની તપાસ કરવામાં બિલકુલ ખામી રાખીશું નહિં. વળી આ બાબતમાં અમો ક્યાં સૂધી કામ કરી શક્યા છીએ એ પણ હું મારા પરમપ્રિય મિત્ર મિ. ઠાકોરને અમદાવાદ લખી જણાવીશ."

રમણીકલાલના આ લાંબા પત્ર પરથીજ, વાંચક આ ભયાનક મામલાનો કાંઇક આભાસ મેળવી શક્યા હશે. હાલ તરત એ સંબંધમાં મારે બીજું કાંઇપણ કહેવાનું નથી.



# પ્રકરણ ૩ જું

## સંદેહમાં સંદેહ

કાશી શહેરની પોલિસના મશહુર અને નામાંકિત ડિટેક્ટિવ સુપ્રિન્ટેન્ડેન્ટ તથા મારા ખાસ દોસ્ત, નાસિરૂદ્દીન સાહેબને મેં એક પત્ર લખ્યો હતો. એ ખૂન જ્યારે બનારસ સીટીની સીમામાં થયું હતું. ત્યારે તે કેસ અવશ્ય તેના ઇલાકાના તાબાનો જ હતો. આ સર્વ વ્યાપાર જ્યૂરી સમક્ષ રજૂ થવા પછી, તેમની પાસે મોકલવામાં આવતો હતો, પરંતુ આ મામલામાં જ્યૂરી ભરવામાં આવી નહોતી, કારણ કે, લાશ ગુમ થયેલી હતી. મરેલો અથવા ખોવાયલી સ્ત્રીઓના શબ અથવા જીવતા શરીરનો કશો પતો જ નહોતો.

રમણીકલાલનું તે ફીકું મ્હોં દીર્ઘ નિશ્વાસ, તથા કાલાવાલા સાંભળીને મારા મનમાં સ્વાભાવિક રીતે જ સહાનુભૂતિનો પ્રવાહ ઉછળી આવ્યો હતો. એટલા માટે જ એ સર્વ બનાવ જાણવા માટે મારા મનની ઉત્સુકતા અથવા આતુરતા આટલી બધી વધી પડી હતી.

છઠે દિવસે સવારમાં મારી આશા સફળ થઈ. મને બનારસની પોસ્ટ ઑફિસની છાપવાળું એક મોટું ઝાડું કવર મળ્યું. અનુમાનપરથી હું જાણી ગયો કે, એ કવર બીજા કોઈનું નહિ, પણ ખુદ નાસિરૂદ્દીન સાહેબનું જ હોવું જોઇએ. અંતે મારૂં અનુમાન સત્ય જ નિવડયું. એ કવર નાસિર સાહેબ તરફથી જ મારા પર આવ્યું હતું.

કવરની અંદરના કાગળનું લખાણ અંગ્રેજીમાં લખેલું હતું. નાસિર સાહેબ ગુજરાતી સમજી તથા બોલી શકતા હતા ખરા, પરંતુ લખી શકતા નહોતા. ખાસ ઉત્તરમાં અલિગઢ તેમનું જન્મસ્થાન હતું.

વેન છતાં ઘણા દિવસ થયાં કાશીની પોલિસમાં ઈન્સ્પેક્ટરી કરીને, ગુજરાતીઓના સહવાસમાં હળીના મળતા થઇને, હમણાં તેઓ ગુજ-રાતી બહુ સારી રીતે સમજી શકતા હતા. નાસિર સાહેબે મને જે કાગળ લખ્યો હતો, તે લગભગ આઠ દશ પાનાં ભરીને લખ્યો હતો. હું એ લાંબા પત્રનો એક સંક્ષિપ્ત અનુવાદ અહીં આપું છું. તેમણે તે પત્રમાં લખ્યું હતું કેઃ—

"આપનો પત્ર મળ્યો છે અને આપે જે વિષયમાં મને લખ્યું છે, તે પણ હું બહુ સારી રીતે જાણું છું તથા તેની તપાસમાંજ ગુંથાયો છું. તેમ છતાં પણ અત્યાર સુધીના કેટલાક દહાડામાં જે તપાસ કરી છે, તે પરથી મને સાફ જણાઇ આવે છે કે, આ મામલો જેવોતેવો સાધારણ મામલો નહોતાં એક ભયંકર ખૂનખુવારી ભરેલો બનાવ છે. વળી એ પ્રેમની ઇર્ષાથી બનેલો બનાવ હોય, એમ પણ મારાથી માની શકાતું નથી. હું ધારૂં છું કે, કેટલાક બદમાશોએ મળીને એ સ્ત્રીને કયાંક અટકાવી રાખી છે. વળી એ વાત પણ હું ખાત્રીપૂર્વક કહી શકું છું કે, જો એ ગુમ થવાનો બનાવ હોય. તો એ બનાવમાં બીજો કોઇ ગુજરાતી માણસ પણ હોવો જોઇએ. હિન્દુસ્તાની બદમાશો રૂપિયા કે ઘરેણાંના લોભથી જ એવાં બદમાશી ભરેલાં કામો વધારે કરે છે. ગુજરાતી ઓરત ગમે તેવી ખૂબસુરત હોવા છતાં પણ તેઓ તેમને ખૂબ કમ ચાહે છે। ઉત્તર પ્રદેશમાં અને તેમાંયે ખાસ કરીને આ કાશી શહેરમાં ખૂબસૂરત સ્ત્રીઓની કાંઇ ખોટ જ નથી."

"ગમે તેમ ભલેને હોય, પણ પ્રથમ આ મામલાને પાણીમાં ડૂબવાનો એક અકસ્માત ધારીને, કમિશનર સાહેબના હુકમથી એ બાબતમાં બનતી તપાસ ચલાવી હતી. રમણીકલાલના કાકાસસરા

હીરાલાલ, આ બનારસ શહેરમાં, મિરજાપૂરમાં તથા અલ્હાબાદમાં એક સબજજ્જ હતા. તેમની સાથે મારી સારી ઓળખાણ પિછાણ થઇ છે. તેઓ પોતે આવીને, એ સ્ત્રીનો એક ફોટો મને આપી ગયા છે. અમોએ એ ફોટાની બીજી કેટલીક સારી નકલો તૈયાર કરાવી છે. આ શહેરમાં પોલિસના પગારદાર ઘણાં છે, ફૂલવાળી, ફળવાળી, સુરમાવાળી, કાપડવાળી અનેક સ્ત્રીઓ પણ અહીના પોલિસખાતાં તરફથી સારો પગાર મેળવે છે. તેમાંના તમામ માણસોને મેં તે સ્ત્રીનો એકેક ફોટો આપી દીધો છે. આ કેટલાક દિવસોમાં તે સર્વ સ્ત્રીઓમાંની કેટલીક સ્ત્રીઓ દ્વારા અનેક ઘરોમાં તથા મહોલ્લાઓમાં પણ રમણીકલાલની સ્ત્રીની તપાસ કરાવવામાં આવી છે. પરંતુ એથી કાંઇ ખાસ ફાયદાકારક પરિણામ આવ્યું નથી. નદીના કિનારાપર આવેલા તમામ ઘાટોપર પણ જાળ બિછાવીને એના મુડદાંની તપાસ કરાવવામાં આવી હતી. પરંતુ એથી પણ કશો સાર નીકળ્યો નથી. રામનગરના ઘાટપરથી તપાસ કરતાં એક લાશ મળી આવી હતી, પરંતુ એ પણ એક હિન્દુસ્તાની બાળકની હતી.

મને લાગે છે કે, મનુષ્યથી કશું પણ કરી શકાતું નથી. ખુદાએ તેને અક્કલ આપી છે, એ ખરૂં; પરંતુ એ અક્કલને, ખુદા જ ખરા માર્ગે દોરે છે. અમો આટલી આટલી કોશિશો કરતા છતાં પણ આ ખૂનના સંબંધમાં લેશ માત્ર પણ જાણવા જોગ ખબર મેળવી શક્યા નથી. આ બનાવ બન્યો છે, તે મારી ધારણા પ્રમાણે ખૂનનો જ બનાવ છે. રમણીકલાલની સ્ત્રી ગુમ થઇ નથી. પરંતુ કોઇએ તેનું ખૂન જ કર્યું છે. પણ આવું ભયંકર ખૂન મેં મારી અત્યાર સુધીની અમલદારીમાં કદીપણ જોયું જ નથી. આપે તો આવાં અનેક ખૂનો જોયાં હશે! આપના અમદાવાદ શહેરમાં શું નથી થતું જૂઓને! તે

દિવસે અમદાવાદના એક સાધુનામધારક વ્યભિચારવર્ધક મંડળના અધ્યક્ષને પકડી પાડવામાં કેવી દક્ષતા દાખવી હતી! ખરેખર આસ્તોડિયા દરવાજાવાળા એ સાધુનામવાળા શયતાનની શઠતાને પકડી પાડવામાં આપે પોલિસના નામને ઉજ્જવલ કર્યું છે, પોલિસનું ખરૂં કામ જ એ છે કે, સત્યને શોધીને જાહિરમાં લાવવું તથા અસત્યના આશ્રિતોનું દમન કરવું. હજી થોડા દિવસ પહેલાં જ મોહન-પ્રસાદના મુખથી મેં સાંભળ્યું હતું કે, અમદાવાદ શહેરમાં બે ભયાનક કેસો પકડીને આપે ઘણી સારી નામના મેળવી છે. અમદાવાદ શહે-રના માણેકચોક નામના બઝારમાં આવેલા કૂવામાંથી મળી આવેલી લાશ કે જે લાશના ટુકડે ટુકડા થઇ ગયા હતા અને તેને ઓળખ-વાનું પણ કશું સાધન રહ્યું નહોતું, તે લાશની બાતમી મેળવી તેના ખૂનીને પકડી પાડી આપે જે બાહોશી બતાવી હતી, એ ખરેખર ધન્યવાદને પાત્ર જ હતી. અમદાવાદના બાવાનો આપે જે કેસ પકડ્યો હતો એવા ધર્મના નામે ધતીંગ લઇ બેઠેલા અને પાપનો પૂર્ણ પ્રચાર કરનારા બાવાઓનો આ કાશી શહેરમાં પણ કશો અ-ભાવ નથી. હું ધારૂં છું કે, રમણીકલાલની સ્ત્રી કદાચ એ આસ્તોડિયા વાળા બાવા જેવા કોઇ પાંખડી બાવા અથવા સંન્યાસીના સપાટામાં પણ સપડાઇ ગઇ હોય, તો તેમાં કાંઇ નવાઇ જેવું નથી. મિસ્ટર ઠાકર! આપે વ્યભિચારવર્ધક બાવાનો તથા કૂવામાંથી મળી આવેલી લાશનો જે મામલો જોયો છે, એ મામલાથી આ અદ્ભુત મામલો પણ શું કોઇપણ પ્રકારે ઓછો ભયાનક છે? મારાથી તો આ ભેદી મામલાની કશી કલ્પના પણ કરી શકાતી નથી.

હવે બનાવ શો બન્યો છે, તે સાંભળો. હું હવે આપને નકામી આતુરતા અથવા ઉત્કંઠામાં રાખવા માગતો નથી. કાલે સવારે હું

મારા થાણાંમાં બેસી સિપાહીઓની હાજરી લેતો હતો, એ વખતે આપનો રમણીકલાલ, દીવાનાની પેઠે મારી પાસે દોડી આવ્યો હતો; તેની આંખો ત્યારે લાલચોળ બની ગઇ હતી અને આખું શરીર પરસેવાથી તરબોળ બની ગયું હતું. તેના મુખપર જાણે એક પ્રકારના ભયાનક ભયની છાયા છવાઇ ગઇ હતી. માથાના વાળ છૂટા છવાયા વિખરાઇ ગયા હતા. મેં તેની ભપકાદાર વિલાસી મૂર્તિ ઘણીવાર જોઇ હતી, પણ આવી ભયંકર વિકરાળ મૂર્તિ આ પહેલાં કદાપિ મારા જોવામાં આવી નહોતી.

રમણીકલાલની આવી હાલત જોઇને મને એમ જણાવા લાગ્યું કે, તે તેની સ્ત્રીના શોચનીય મૃત્યુથી તે જાણે આવો દીવાનો બની ગયો છે. મેં તરત જ તેને માટે એક ખુરસી મંગાવી આપી. તે તેના પર બેસીને હાંફવા લાગ્યો.

તેના હાથમાં બ્રાઉન–પેપરમાં પેક કરેલી એક નાની હેન્ડ બૅાક્સના જેવી કોઇ એક વસ્તુ હતી. તેણે ઘણી જ સાવચેતીથી તેને મેજપર મૂકીને, પોતાના કપાળ પરનો પરસેવો લૂછી નાખ્યો તથા તે સાથે ગભરાટથીઃ—" પાણી ! પાણી ! ઘણી તરસ લાગી છે ! મને જરા પીવાનું પાણી આપો. " એવાં વચનો બોલી ઉઠયો.

મેં તરત જ એક હિન્દુસ્તાની નોકરને પાણી લાવવાની આજ્ઞા કરી. તે એક પાણીનો લોટો ભરી લાવ્યો. એ વખતે મેં રમણીકલાલને કહ્યુંઃ—" પહેલાં તમે આ પાણીથી હાથ–મ્હોં બરાબર ધોઇ નાખો અને પછી જરા ઠંડા થઇને પાણી પીઓ. "

રમણીકલાલ હાથ–મુખ ધોઇને, જાણે કાંઇક સ્વસ્થ થયો. ત્યાર પછી તે લોટાનું બધું પાણી તે ઢીંચી ગયો.

ત્યારે મેં તેને પૂછયુંઃ—" કેમ, બનાવ શો બન્યો છે ! તમે આમ

આટલા બધા ગભરાયલા કેમ જણાઓ છો ? શું ફરીવાર કાંઇ નવો અકસ્માત્ થયો છે ?"

રમણીકલાલે કાંઇક ભયની સાથે એ બૉક્સ તરફ આંગળી ચીંધીને કહ્યું કેઃ—ઇન્સ્પેક્ટર સાહેબ ! મારી સ્ત્રી પાણીમાં ડૂબી મરી નથી. કુલટા થઇને કુલ ત્યાગિની પણ થઇ નથી. આ નાની પેટી ખોલીને જૂઓ કે, એમાં શો ભયાનક વ્યાપાર છે !"

મેં એક કુલી નોકરને બોલાવીને કહ્યું કેઃ—" રમણીકલાલના હાથમાં જે પેટી છે, તે ખોલીને જો જોઇએ કે, એમાં શી વસ્તુ છે?"

એ બૉક્સ એક હાથથી કાંઇક થોડી લાંબી હતી; બૉક્સનું બધું લાકડું વિલાયતી હતું અને તેના પર પાકો વારનિશ કરવામાં આવ્યો હતો. વળી બૉક્સમાં ખાસ નવીનતા એ હતી કે, તે ઘણીજ ચક-ચકતી અને સાફસુફ જણાઇ આવતી હતી.

નોકરે બૉક્સની કળ ખોલતાંની સાથે જ, મેં તેની અંદર જે વસ્તુ હતી, તે જોઇ અને એ જોઇને હું ચમકી ઉઠયો. એ બનાવ જોઇને અવશ્ય મારા મનમાં ભય ઉત્પન્ન ન થયો, કારણ કે, મારી નોકરીનાં કાર્યમાં એનાથી પણ અનેક ભીષણ બનાવો મારી નજરે જોયા હતા. પરંતુ તેમ છતાં પણ એટલું તો હું બેધડક કહી શકીશ કે, આવો જાલિમ અને બીભત્સ બનાવ મેં મારી આખી ઝિન્દગીમાં કદી પણ જોયો જ નહેતો.

એ પેટીની અંદરનો ભાગ એક બ્રાઉન રંગના ઓઇલકલોથથી જડેલો હતો અને જોઇએ તે પ્રમાણમાં રૂ તથા ઉનથી ભરેલો હતો. એ રૂ તથા ઉન પાછી કોઇ તીવ્ર ગંધ વાળા એસિડથી ભીંજાયલી હતી. પરંતુ એ એસિડનો ગંધ કાર્બોલિકના જેવો નહોતો; તેનાથી પણ ઉગ્ર હતો. એટલો બધો ઉગ્ર હતો કે મારે નાકને પણ દબાવી

દેવું પડયું હતું. પેટી ખોલ્યા પછી થોડી વારે એ ગંધની તીવ્રતા કાંઇક ઘટી ગઇ.

એ બૉક્સમાં એક છિન્નહસ્ત–કપાયલો હાથ હતો. તે હાથપરનાં છુંદણાં જોઇને હું જાણી ગયો કે, એ હાથ કોઇ સુંદરી સ્ત્રીનો હોવો જોઇએ. તે હાથના માણબંધપર, સોનાનું એક કંકણ હતું. ર તથા ઉનને તીવ્રતાથી ભાજવવાનું કારણ એ હતું કે, જેથી કરીને એ હાથ એકદમ સડી ન જાય.

આ બધું જોયા પછી મેં અજાયબીની સાથે રમણીકલાલને પૂછયું કેઃ–"આ બૉક્સ તમે કયાંથી મેળવી વારૂ ?"

રમણીકલાલે જવાબ આપ્યોઃ–"મારા શયનગૃહમાં જે એક ટેબલ પડેલું છે, તે ટેબલ પર કોઇ આ પેટીને મૂકી ગયું હતું."

મેં પૂછયુંઃ–"આ પેટીને તમે આ પહેલાં ખોલીને જોઇ હતી કે આમને આમ રહેવા દીધી હતી ?"

રમણીકલાલે કહ્યુંઃ–"ના, એક વાર ફક્ત અજાયબીને વશ થઇને મેં આ પેટી ખોલી હતી. પેટીની કળ ઉપરના પેકિંગ–કાગળ પર મારૂં નામ લખેલું હતું. અમદાવાદથી કોઇ પાર્સલ આવ્યું છે, એમ ધારીને એક જાતની અજાયબીથી મેં તેને ખોલી નાખ્યું હતું ! ત્યાર પછી આ મહાભયાનક કાંડ જોઇ શકયો હતો."

મેં પૂછયુંઃ—'કપાયેલા હાથના આ ભાગપર કાગળ શા માટે વિંટાળેલો છે ?"

રમણીકલાલે કહ્યુંઃ–"કૌતુહલને વશ થઇ મેં એક કાગળને પણ ખોલી જોયો હતો. ખોલ્યા પછી જોયું હતું કે, એ કાગળની નીચે મારી સ્ત્રીનું નામ લખેલું હતું."

મેં કહ્યુંઃ–'કાગળને એવી રીતે હાથપર બાંધી દેવાનું કારણ

શું છે, એ સંબંધમાં તમારાથી કાંઇ પણ કલ્પના કરી શકાય છે ખરી કે ?"

રમણીકલાલે જવાબ આપ્યો:–" જે લોકોએ આવો ભયંકર મામલો ઉપસ્થિત કર્યો છે, તે લોકો કોઇ પણ પ્રકારના હેતુ વગર આ કાગળને હાથ સાથે ચોડી દે, એવી આપ આપના મનમાં કલ્પના પણ કરશો નહિ. પત્ર ગુજરાતી લિપિમાં લખેલો છે. આપ શું ગુજરાતી વાંચી શકો છો કે ?"

મેં જવાબમાં જણાવ્યું કે:–" ના, તમે જ આ પત્ર મને વાંચી સંભળાવો. કદાચ એ કાગળમાં એવી કોઈ મહત્વની બાબત મળી આવે તો તેમાં કાંઇ નવાઇ જેવું નથી, વળી એવી બાબતનો આભાસ માત્ર પણ મળવાથી અમો આ ગંભીર અંધારાવાળા મામલામાં પણ કાંઇક પ્રકાશ જોઇ શકાશું અને તમારી સ્ત્રીનો પત્તો પણ સહજમાં જ મેળવી શકાશું."

રમણીકલાલે કંપતા અવાજે એ પત્ર વાંચ્યો. તેમાં લખ્યું હતું:—

" રમણીક ! હજારો યત્ન કરવા છતાં પણ તું પકડી શકાશ નહિ કે, કોણે તારી સ્ત્રી મેનાનું ખૂન કર્યું છે. પોલીસની શી તાકાત છે કે, તે પણ પકડી શકે ? પોલિસની બુદ્ધિ કેટલીક છે, તે અમો ઘણી સારી રીતે જાણીએ છીએ. પોલિસને અમારો પત્તો મળવો તો દૂર રહ્યો, પણ અમો કોણ છીએ અને કયાં રહીએ છીએ, એનો ખ્યાલ આવવો પણ મુસ્કેલ છે. તારી મેના પાણીમાં ડુબી મરી નથી. કોઇ ભયંકર વેરનો વસુલાત લેવા માટે, અનેક માણસોએ મળીને, તેને ધાતકી રીતે મારી નાખી છે, ઠાર કરી છે. તેના મુડદાંને એક ભેદી ભોયરાની ગંભીર ગર્ત્તામાં ફેંકી દેવામાં આવી છે. વળી જે ભો-

ચરામાં તેને ફેંકી દેવામાં આવી છે, તે ભોંયરૂં પણ આ શહેરથી લગભગ ત્રણ ચાર ગાઉ દૂર આવેલું છે. જો તારાથી બની શકે, તો તારી પોલિસ મિત્રને કહેજે કેઃ—“ સારનાથના ભાંગેલા ખંડેરમાં તેઓ તેની શોધ ચલાવશે, તો અવશ્ય મેનાનો પત્તો મેળવી શકશે.” અમોએ સાંભળ્યું છે કે, તું મેનાને શોધવા માટે અત્યંત વ્યાકુળ બની ગયો છે. એટલા માટે જ અમોએ તારી સ્ત્રીનો કપાયલો હાથ તને ભેટ દાખલ મોકલી આપ્યો છે. અમો આશા રાખીએ છીએ કેઃ—“ હવે પછી તું અથવા તારી મદદગાર પોલિસ આ બાબતની તપાસ કરવાનું માંડી વાળશો. જો અમારા આ જાહેર ફરમાનનું અપમાન કરવાનું સાહસ કરશો તો તમો સર્વ મોટી મુસ્કેલીમાં આવી પડશો. અમો કોણ છીએ અને અમારી સત્તા કેવી ભયંકર છે, એ બધું પ્રસંગ આવ્યે તમોને જણાઈ આવશે. ”

પત્રમાં કોઇનું નામ નહોતું, સહી પણ નહોતી. એક પાતળા સાદા કવરમાં એ પત્ર બીડેલો હતો. કાગળ ચોપડા લખવાની કાળી શાહીથી લખેલો હતો. આ બધું બરાબર જોયા પછી મેં રમણીકલાલને કહ્યું:—“ આ કાગળનું લખાણ ખૂબ તપાસીને જૂઓ જોઇએ! કોઇવાર આવું હાથનું લખાણ તમારી નજરે પડયું છે ખરૂં કે ?”

રમણીકલાલે એક ઉંડો નિઃસાસો મૂકીને કહ્યું:—“ મારા હૃદયની આવી વિપ્લવમય અવસ્થામાં, એ લખાણ જોવામાં પણ શું મેં કાંઈ બાકી રાખ્યું હશે કે સાહેબ ? પરંતુ એ હાથનું લખાણ કોનું છે, એ બાબતમાં મારાથી કાંઇપણ સમજી શકાતું નથી. ”

મેં રમણીકલાલના હાથમાંથી એ પત્ર લઇ, નજીકના એક ટેબલપર મૂકી તેને સંબોધીને કહ્યું કેઃ—“ મહાશય ! હું જ્યાં સુધી ધારૂં છું, ત્યાં સૂધી મને આ મામલો ઘણોજ ભયંકર અને ખૂનરેજી

ભરેલો જણાય છે. વેરની વસુલાત કરવાના હેતુથી જ આ મામલો પેદા થયો છે. રમણી અથવા પુરૂષના ગુપ્ત પ્રેમથી ઉપજેલી ઇર્ષાનો ભયાનક પ્રકાર અવશ્ય આ ભેદી મામલામાં છુપાયલો છે. ઘણું કરીને એક જણની મારફત આ ભયંકર કામ પાર પડયું નથી. મેં આ ચોર-બદમાશોથી ભરેલા મહા ભયાનક કાશી શહેરમાંથી અનેક જાતનાં ખૂનોના ભેદીમાં ભેદી મામલાઓની પણ તપાસ ચલાવી છે અને એમાં સારી નામના પણ મેળવી છે. કાશી શહેર તીર્થનું પવિત્ર સ્થાન હોવા છતાં, પણ તેમાં જેવા ભયંકર બનાવો છે. તેવા બનાવો બીજા શહેરોમાં જવલ્લે જ બનતા હશે. પરંતુ તમારી સ્ત્રીના સંબંધમાં જે બનાવ બન્યો છે, તેવો બનાવ મેં મારી આખી જિન્દગીમાં કદાપિ જોયો જ નથી. મિરજાપૂરમાં, એક ધનવાન શેઠની વિધવા યુવતી કન્યાના સંબંધમાં આ પ્રકારનું એક ભયાનક ખૂન, ગઇ સાલમાં મારા હાથમાં આવ્યું હતું. મારી ધારણા હતી કે, મિરજાપૂરના બદમાશો મહા ભયાનક છે. પરંતુ હવે હું સમજી શકયો છું કે વારાણસીના નરઘાતકો તેમનાથી પણ વિશેષ ભયાનક છે. તે ગમે તેમ હો, તમે આ બાબતમાં જરા પણ નિરાશ થશો નહિ. હું આ છિન્ન હસ્તને ગવર્નમેન્ટના કેમિકલ એક્ઝામિનરની પાસે મોકલાવી આપું છું. આ કૉટન-વુલમાં જે અર્ક મેળવવામાં આવ્યો છે, તે શું છે, અને આ ખૂન કેટલાક દિવસ થયાં થયું છે, તેનું એક રહસ્ય, રાસાયનિક પરીક્ષા દ્વારા બહાર કઢાવવું પડશે. પરંતુ આ ખૂનના સંબંધમાં ફરીવાર નવી તપાસ શરૂ કરતાં પહેલાં, હું એકાંતમાં તમને કેટલાક સવાલો પૂછવા માગું છું. તમે પ્રતિજ્ઞા કરો કે, મારા સવાલ ગમે તેવા અયોગ્ય હોવા છતાં પણ, તમારે તેનો તમારી શક્તિ મુજબ જવાબ આપવો પડશે; મારી પાસે કોઇ પણ વાતને છૂપાવી શકાશે નહિ. ”

રમણીકલાલે કહ્યું:–" ના, હું એક અક્ષર પણ છુપાવી રાખીશ નહિ. જ્યારે આપ મારા ભલાની ખાતર જ આટલી બધી કોશિશ કરી રહ્યા છો, ત્યારે પછી મારે આપની પાસે અસત્ય વદવાનું અથવા સત્ય વાતને છુપાવી રાખવાનું કારણ જ શું છે ? વળી હું કોઇ પણ વાતને છૂપાવી રાખીશ, તો મારૂં કામ પણ સિદ્ધ થઇ શકશે નહિ. મારૂં સર્વસ્વ જાય, તો ભલે જાય, મને તેની જરા પણ દરકાર નથી. સાહેબ ! ગમે તેમ કરીને પણ આપને આ ભયંકર મામલાનો મને અવશ્ય કાંઇક પત્તો મેળવી આપવો પડશે. અપરાધીને ફાંસીના લાકડાપર લટકતો જોયા વિના, મારા મનને કોઇ પણ રીતે નિરાંત મળશે નહિ. "

રમણીકલાલની વાતપર વિશ્વાસ લાવીને મેં તેને પૂછ્યું કે:—" તમે પ્રથમ જરા દૃઢતાની સાથે તમારા મનને શાંત કરો. ચિત્તને સ્થિર કરો. કહો જોઇએ કે, આ શું તમારી સ્ત્રીનો જ કપાયલો હાથ હોય, એમ તમારાથી ખાત્રી પૂર્વક કહી શકાય છે ખરૂં કે ? "

રમણીકલાલે જવાબમાં જણાવ્યું કે:–" હા, સાહેબ ! હું ખાત્રી સાથે કહું છું કે, આ કપાયલો હાથ મારી સ્ત્રીના જ છે. તેનું પ્રમાણ, તેના હાથ પરના કંકણમાં કોતરેલા ' મેના ' નામક બે અક્ષરો જ આપી રહ્યા છે. વળી મારી સ્ત્રીના હાથપર જે છુંદણાં હતાં, તે છુંદણાં આ હાથપર પણ છે. એટલે એ બાબતમાં હવે શંકા લાવવાનું કાંઇ કારણ જ નથી. "

મેં કહ્યું:–" તમારી અથવા તમારી સ્ત્રીની સાથે કોઇવાર કોઇની ભયંકર તકરાર થઇ હતી કે ? તેનું ખૂન કરીને પોતાના વેરનો બદલો વાળે એવું કોઇ પણ માણસ તમારી નજરમાં આવે છે ખરૂં કે ? "

રમણીકલાલે કહ્યું:—" ના, એવો કોઇ પણ માણસ મારી

નજરમાં આવતો નથી. તેમ છતાં પણ ઘર—સંસાર ચલાવવા જતાં લેણ—દેણના સંબંધમાં ઘણાઓની સાથે વાદવિવાદ થયા કરે છે. એવી બાબતમાંજ મારા દેશમાં-અમદાવાદમાં એકજણની સાથે મારે કાંઇક તકરાર થઇ હતી. પરંતુ એ માણસ તો ગત સાલમાં અમદાવાદમાં જે મહા ભયંકર પ્લેગ ઉત્પન્ન થયો હતો; તે પ્લેગમાં માર્યો ગયો છે. વળી તે અમદાવાદથી કાશી કઇ દિશામાં આવેલું છે, એ પણ જાણતો નહોતો. ”

મેં પૂછ્યું:—“ તમારી સ્ત્રીનું રૂપ જોઈને કોઈ તેનાપર મોહિત થાય તેવો પુરૂષ હતો ખરો કે ? અથવા તમારી સ્ત્રીમાં અનુરક્ત થઇ મનમાં ને મનમાંજ તેને મેળવવાની આકાંક્ષા ધરાવે, એવા કોઇ પણ મનુષ્યપર તમને કાંઇ પણ સંદેહ ઉત્પન્ન થાય છે ખરો કે ? મારા આવા નિરસ અને કઠોર પ્રશ્નથી તમે મારાપર જરા પણ માઠું લગાડશો નહિ. કારણ કે, અમારા લોકોને ઘણીવાર આવા ગંભીર મામલાની તપાસ કરવાનો ભાર શિરપર આવી પડે છે, ત્યારે અમારે લાચારીથી આવા પ્રશ્ન પૂછવાને નિરૂપાય થવું પડે છે. તમે આ પહેલાંજ મારી પાસે હું જે પૂછું, તે વાતનો ખરો જવાબ આપવાને કબૂલ થઈ ચૂક્યા છો, તો આ સવાલનો જવાબ આપવામાં જરા પણ સંકુચિત થશો નહિ. ”

રમણીકલાલે જવાબ આપ્યો:—“ એ વાત હું શી રીતે કહી શકું ? જો એવો કોઈ પણ મનુષ્ય હોવાનો સંભવ હોય, તો પણ તે વાત જાણવી એ મારે તો સર્વથા અસંભવિતજ છે. ”

મેં પૂછ્યું:—“ તમારી સ્ત્રીના મુખેથી તમે કોઇ વાર એવી વાત સાંભળી હતી ખરી કે ? તેને કોઇ પણ પરપુરૂષે ગુપ્ત પત્ર લખ્યો હોય

અથવા કોઈ પણ ગુપ્ત મનુષ્ય મારફત ગુપ્ત સંદેશો કહેવડાવ્યો હોય, એવી કોઇ પણ વાત તમારા સ્મરણમાં છે ખરી કે?"

રમણીકલાલે જવાબ આપ્યો:—" ના. "

" તમારી ઉમ્મર કેટલી છે ? "

" પિસ્તાળીશ કે છેતાળીશ વર્ષ. "

" તમારી સ્ત્રીની ઉમ્મર ? "

" આશરે પચીસ વરસ ? "

" મેના ત્યારે ધારૂં છું કે, તમારી બીજી વારની સ્ત્રી હશે ? મેં મારા એક ગુજરાતી મિત્રની પાસેથી સાંભળ્યું હતું કે, ગુજરાતી લોકોમાં ઘણીજ નાની ઉમ્મરમાં લગ્ન કરવાનો રિવાજ છે. એથી કદાચ તમારા સંબંધમાં પણ એવોજ બન્યો હશે. તમારી અને તમારી સ્ત્રીની ઉમ્મરમાં લગભગ વીસ વર્ષનો તફાવત હોય એમ જણાય છે." મેં કહ્યું.

" આપનું અનુમાન સત્ય છે. "

" તમારી પહેલી સ્ત્રી કેટલીક મુદ્દત થયાં ગુજરી ગઈ છે વારૂ ? " મેં પૂછ્યું.

" દશ અગિયાર વરસ. "

" ત્યાર પછી તમે આ મેનાની સાથે લગ્ન કર્યાં હતાં ખરૂં ને વારૂ ? " મેં પૂછ્યું.

" હા. "

" લગ્ન થયા પછી તમારી સ્ત્રી હમેશાં બરાબર તમારે ઘેરજ રહેતી હતી કે ? "

રમણીકલાલે જવાબ આપ્યો:—" ના, વચ્ચે વચ્ચે તે તેના બાપને ઘેર જતી હતી તેનો સ્વભાવ ઘણોજ ચંચળ અને ઉગ્ર હતો.

અમદાવાદમાં ઉછરી સુધરેલી સ્ત્રીઓના સહવાસમાં રહી તેને 'પોઝીશન' અને 'એટિકેટ' નામક બે વસ્તુઓનો મેનિયા—ઉન્માદ લાગ્યો હતો. 'સ્ત્રીઓ હમેશાં સ્વતંત્રજ હોવી જોઈએ. પુરૂષોના બંધનમાં બંધાવાને સ્ત્રીઓ બિલ્કુલ બંધાયલી નથી, આદિ અનેક પ્રકારના સુધરેલા વિચારો તેના મગજમાં ઠસી ગયા હતા. અંગ્રેજી ફિફ્થ સ્ટાન્ડર્ડમાં પસાર થવા પછી તેની માતાએ તેના અભ્યાસને અટકાવી દીધો હતો, પણ એ અર્ધદગ્ધ અભ્યાસના સંસ્કાર તેના મગજપર ખરાબ પડયા હતા. ઘરમાં કાંઈ સાધારણ વાદવિવાદ થતાંજ, તે રીસાઇને તેના બાપને ઘેર ચાલી જતી. વળી મારા સસરાને તે એકની એક કન્યા હતી, એથી તેણે તેને એટલો બધી મ્હોંએ ચઢાવી હતી, કે તે કોઇનું પણ કહ્યું માનતી નહોતી. ઘણી વાર તો તે બબ્બે મહિના સુધી તેના પિયરમાં પડી રહેતી હતી."

"મેં કહ્યું:—"બધા મળીને તે વરસમાં કેટલાક દહાડા તેના બાપને ઘેર રહેતી હતી?"

"વરસમાં ત્રણ ચાર માસ."

"એટલી બધી લાંબી મુદ્દત સુધી તમે તેને તેના પિયરમાં શા માટે રહેવા દેતા હતા?"

રમણીકલાલે જવાબ આપ્યો:—"લાચારીથીજ મારે એમ કરવું પડતું હતું. સાંસારિક ઝગડાઓ અને તકરારોજ તેનું મુખ્ય કારણ હતું, તેમ નહોતું. હું અમદાવાદ શહેરમાં શેરની દલાલીનું કામ કરતો હતો. એટલા માટે, નડિયાદ, વડોદરા, સુરત, ભરૂચ, મુંબઇ, વીરમગામ વગેરે શહેરોમાં મારે જ્યારે ને ત્યારે જવું પડતું. ઘેર મારે એક બહેન સિવાય બીજું કોઇ પણ નહોતું. વળી મારી એ બહેનની સાથે તેની સારી બોલાચાલી કે મેળાપ પણ નહોતો. એ બાબતમાં

હું જ્યાં સૂધી જાણું છું, ત્યાં સૂધી ખાત્રીપૂર્વક કહી શકું છું કે, એ મારી સ્ત્રીના કરતાં મારી ભગિનીનો દોષ કાંઈક વધારે હતો. હું જાણતો નથી કે, કયા કારણથી તે મારી સ્ત્રીને વિશેષ પસંદ કરતી નહોતી. નજીવી બાબતમાં તેમની બન્નેની વચ્ચે હમેશાં તકરાર થયા કરતી અને એ તકરારને લીધે તેઓ બન્ને ઘણીવાર બબ્બે દિવસ સૂધી ભૂખી રહેતી; મારે તેમને બન્નેને મનાવવી પડતી અને તે સાથે ભવિષ્યમાં એવો તકરાર ન કરવાની સૂચના પણ આપવી પડતી. એ ગમે તેમ હો, પણ એ સિવાય મારી સ્ત્રી બીજા કોઈની સાથે કદાપિ તકરાર કરતી નહિ.”

“તમારી સ્ત્રી મેના પર તમારી બહેનને એટલી બધી વિરક્તિ ઉપજવાનું ખરૂં કારણ શું હતું, એ વિષયમાં તમે કાંઇ પણ જાણો છો ખરાં કે?” મેં ઉત્સુકતાથી પૂછ્યું.

રમણીકલાલે જવાબ આપ્યો:—“કારણ બીજું કાંઇ નહિ! મારો સસરો એક પૈસાપાત્ર અને સારી સ્થિતિનો માણસ હતો. એટલા માટે તે તેની એકની એક પુત્રીને કાંઇક સુધરેલી ફેશનમાં રાખતો હતો. મારી સ્ત્રી મેના સ્વાભાવિકજ કાંઇક ચંચળ સ્વભાવની સ્ત્રી હતી. ઘરના કામકાજમાં તેનું મન બિલકુલ લાગતું નહોતું. હમેશાં સ્ત્રીઓની સોસાયટીમાં, હિમાભાઇ ઇન્સ્ટીટયુટ, પ્રેમાભાઈ હૉલ, આદિ અમદાવાદના મશહુર સ્થાનોમાં જઈ હિન્દુ તથા પારસી સ્ત્રીઓની સાથે મળી નવા નવા વિષયોની ચર્ચા ચલાવવામાં સ્ત્રી સ્વતંત્રતાનો ઝુંડો ફેરવવાનો પ્રયત્ન કરવામાં મેના હમેશાં મશગુલ રહેતી હતી. એની એ સર્વ રીતભાત પુરાણા વિચારની મારી ભગિનીને જરા પણ પસંદ આવતા નહોતા, એથી તે એને વારંવાર ઘરના કામકાજમાં ધ્યાન આપવાનું કહ્યા કરતી અને એને લીધેજ બધી તકરાર પેદા થતી. મારી ભગિ-

નીજ ઘરનું રાંધવા—સીંધવાનું તમામ કામ કરતી હતી અને મારી સ્ત્રી પગ પર પગ ચડાવી હુકમ ફરમાવ્યા કરતી, એથી તેના એ સ્વભાવપર મારી બહેન નારાજ થતી, અને તેના પર હમેશાં કડવાં વચનાનો વરસાદ વરસાવ્યા કરતી. બસ, આ સિવાય એ તકરારનું બીજું કશું પણ કારણજ નહોતું."

મેં કહ્યું:—"મને માફ કરશો. હું અનેક ગુજરાતી લોકોની સાથે સારી રીતે પરિચયમાં આવ્યો છું. તેમાં આજકાલ સુધરેલા લોકો વધારે જોવામાં આવે છે. તેઓ કહે છે કે:—"સ્ત્રીઓ હમેશાં સ્વતંત્રજ હોવી જોઈએ, પુરૂષના જેટલાજ સર્વ સ્વતંત્ર હક્કો સ્ત્રીઓને મળવા જોઈએ. ગુલામગીરી કરવા સ્ત્રીઓ જન્મી નથી." મારી માન્યતા તથા અનુભવ પ્રમાણે હું પણ ખાત્રીપૂર્વક કહી શકું છું કે; આજકાલના નવા ઉછરતા યુવાનો સ્ત્રીને, પાષાણની પ્રતિમા પેઠે બેસાડી રાખવાનું ખૂબ પસંદ કરે છે. શરીરપર સાબુ લગાવી પાઉડર ચોપડાવી, પફ લગાવી સ્ત્રીઓને કૃત્રિમ સુંદરતાથી શણગારવામાં, પોતાની સાથે મિટિંગોમાં લઈ જવામાં, યુરોપિયન ફેશનનાં વસ્ત્રો પહેરાવવામાં, તિલસ્માતી અને વ્યભિચારવર્ધક નૉવેલો વંચાવવામાં, વાળને યુરોપિયન લેડીઝની ફેશનથી હોળાવવામાં તથા સ્ત્રીઓના દાસ બની રહેવામાં અનેક ગુજરાતી યુવકો પોતાનું મહાન કર્તવ્ય માનવા લાગ્યા છે. ખાસ કરીને તમારા અમદાવાદ, સૂરત, મુંબઈ અને વડોદરા આદિ સ્થાનોમાં એવો પ્રકાર વિશેષ પ્રચાર પામ્યો હોય. એમ જણાય છે. અને એ પ્રકારના પ્રચારની સાથેજ તમારા ઘરોમાં વિચ્છેદનો સંચાર થયો છે. કારણ કે તેવા ઉછરતા યુવકોની રીતભાત તેમના પુરાતન વિચારવાળાં માતા પિતાને લેશ માત્ર પણ રૂચતી નથી અને એના યોગેજ સર્વ અનર્થો ઉત્પન્ન થાય છે પરંતુ મારા ધારવા મૂજબ તમે તો તે નવા સુધારાના વિચારવાળા નથી; તો

પછી તમારી સ્ત્રીને તમે ઘર–સંસારના કામકાજને માટે બરાબર લાયક બનાવવાની કોશિશ કેમ ન કરી ?"

રમણીકલાલે જવાબ આપ્યો:–" મહાશય ! હું આપને આપના પ્રશ્નનો ખરોજ ઉત્તર આપુંને ? સાંભળો, ત્યારે હું હવે આપને મારા ગૃહસંસારનો સર્વ ઇતિહાસ સંક્ષિપ્તમાં આપને કહી સંભળાવું છું. મારી સ્ત્રીના ઉપર મારૂં શાસન જોઇએ તેવું સારૂં ચાલતું નહોતું. મારાથી તેને કોઇ પણ પ્રકારની આજ્ઞા પણ ફરમાવી શકાતી નહોતી. તેનો કાંઇ પણ વાંક આવતાં જો હું તેને જરા પણ ઠપકો આપતો, તો તે તરતજ અભિમાનની મારી રીસાઇ જતી અને મોટેથી રડવા માંડતી. ઘણી વાર મને પોતે સ્વતંત્ર હોવાની ધમકી આપવાનો પ્રયત્ન પણ કરતી. મારા હૃદયમાં કોણ જાણે શા કારણથી એક પ્રકારની નબળાઈ આવી ગઇ હતી કે, જેથી હું તેની આંખનાં આંસૂને જોઇ શકતો નહોતો. તે ઉપરાંત તે ઘણીજ અભિમાની અને બહુબોલી હતી. એક વાર તો તેણે રીસાઇને અફીણ ખાવાની પણ કોશિશ કરી હતી. આ સર્વ કારણોથી હું તેને કાંઇ પણ વધારે પડતા કઠિન શબ્દો કહેતો નહિ, કહેવાનું સાહસ પણ કરી શકતો નહિ તેમ છતાં પણ મારી ભગિનીના મૃત્યુ પછી તે એકદમ માટીનું માણસ થઇ પડી હતી. હમણાં થોડા વખત થયાં તેણે મારા ઘરનાં તમામ કામકાજનો ભાર પોતાના શિરપર વ્હોરી લીધો હતો. તેની પ્રથમની તે ઉદ્ધતાઇ અથવા ઉચ્છૃંખલતા બિલકુલ નાબૂદ થઇ ગઇ. તે મને પ્રસન્ન રાખવાના અનેક પ્રયત્નો પણ કરતી હતી.

"તમારા સસરા એક સારી સ્થિતિના માણસ હોવા છતાં પણ તેમની નાની બાર તેર વર્ષની કન્યાને તમારા જેવા મોટી ઉમ્મરના પાત્રની સાથે પરણાવવાને કેમ તૈયાર હતા ? શું તેમની ન્યાતમાં

કોઇ નાની ઉમ્મરનો સારો કેળવાયલો બીજો કોઇ પણ યુવાન વર મળી શક્યો નહોતો કે જેથી તમારી સાથેજ તેનાં લગ્ન કરવાની તેમને જરૂર પડી ” મેં પૂછ્યું.

રમણીકલાલે જવાબ આપ્યો:–“ એમ કરવાનું કારણ બીજું કશું પણ નથી. તેઓ કાંઇક જૂના વિચારના હતા. કૌલીન્ય–પ્રથાના ઘણાજ પક્ષપાતી તથા અનુરાગી હતા. એટલા માટે મારો ઉમ્મર કાંઇક વધારે હોવા છતાં, કુલીનતાને જાળવો રાખવા માટે, તેમણે તેમના કન્યાનાં લગ્ન કરવાનું અધિક ઉચિત ધાર્યું હતું ”

મેં પૂછ્યું:–“ તમારી સ્ત્રી શું વાંચતાં–લખતાં શીખી હતી કે ? તેણે ક્યાં સૂધી અભ્યાસ કર્યો હતો ? ”

રમણીકલાલે કહ્યું:–“ આજકાલ ગુજરાત–દેશના અનેક ગૃહસ્થોની કન્યાઓ, ગુજરાતી ભાષા સારી રીતે જાણવા માંડી છે, એ ઉપરાંત કેટલાંક ધનવાન કુટુંબોમાં અંગ્રેજી ભણાવવાનો રિવાજ પણ દાખલ થયો છે. અમારા અમદાવાદમાં આજ કાલ ઘણી કન્યાઓ અંગ્રેજી શિક્ષણ મેળવવા લાગી છે. મારી સ્ત્રીએ પણ અમદાવાદની ગર્લ–સ્કૂલમાં અંગ્રેજી ફિફ્થ સ્ટાન્ડર્ડ સૂધી અભ્યાસ કર્યો હતો તેની ઇચ્છા બી. એ. સૂધી સ્ટડી–અભ્યાસ કરવાની હતી, પરંતુ મારી સાસના અનુરોધથીજ તેને તેની તે ઇચ્છાને પરિપૂર્ણ થવા દેતાં પહેલાંજ અભ્યાસ છોડી દેવો પડ્યો હતો. મારી સ્ત્રીએ ગુજરાતી ભાષા પર તો ઘણી સારી રીતે કાબૂ મેળવેલો હતો, અમારા ગુજરાતના મુખ્ય મુખ્ય વિદ્વાનોમાંના મણિભાઇ, કાન્ત, ગોવર્ધનરામ, નાનાલાલ ધ્રુવ આદિ વિદ્વાનોનાં પુસ્તકો વાંચવાનો તેને બહુ શોખ હતો. હમેશાં ઘરના કામકાજમાંથી પરવારીને તે તરતજ પુસ્તક વાંચવા બેસી જતી. હું ધારૂં છું કે, મારી ભગિનીના મૃત્યુ પછી તેના મનનું જે મહાન

પરિવર્તન થઇ ગયું છે, તે તે પુસ્તકોના વાંચનનુંજ પરિણામ હશે. મેં તેને નવલકથાઓ વાંચવાની પ્રથમ છુટ આપી હતી અને એના વાંચનના અભ્યાસથીજ તે આગળ જતાં સારાં સારાં ધાર્મિક પુસ્તકો વાંચવાને સમર્થ થઇ શકી હતી."

મેં પૂછ્યું:–"હું તમને બીજો એક સવાલ પૂછવા માગું છું, પણ એ સવાલ કાંઇક અપ્રાસંગિક છે. કદાચ એ સવાલ તમારા મનને રૂચે તેવો પણ નથી. પરંતુ શું કરૂં, મારે લાચારીથી તમને એ સવાલ પૂછવાની ફરજ પડી છે. માટે ખરૂં કહો જોઇએ કે, તમારી સ્ત્રી તમને ખૂબ ચાહતી કે નહિ વારૂ? જૂઓ, જૂઠું બોલશો નહિ; જૂઠું બોલશો તો બધી બાજી બગડી જશે."

રમણીકલાલે જવાબ આપ્યો:–"હું મારા પોતાના અસ્તિત્વ સંબંધી સંદેહ લાવી શકું તેમ છું, પરંતુ મારી સ્ત્રી મને ખરા જિગરથી ચાહતી હતી, એ વિષયમાં લેશ માત્ર પણ સંદેહ લાવી શકું તેમ નથી. મારી સ્ત્રી મને ખૂબ ચાહતી હતી, એટલુંજ નહિ પણ મારા વિના તે એક ક્ષણ માત્ર પણ રહી શકતી નહોતી. પોતાના પિયરમાં જવા છતાં પણ તે વારંવાર મારી તંદુરસ્તીની ખબર કહાવ્યા કરતી હતી."

મેં ફરીવાર આતુરતાથી પૂછ્યું:—"જેવી રીતે તમને તમારી સ્ત્રી ચહાતી હતી, તેવીજ રીતે શું તમે પણ તેને ખૂબ ચહાતા હતા કે?"

રમણીકલાલે જવાબ આપ્યો:–"આ જગતમાં મારે એના વિના બીજું કોઇ પણ મારૂં પોતાનું કહેવા જેવું નહોતું. જો રૂપનું કાંઇક આકર્ષણ હોય વાણીમાં મીઠાશ હોય અને ગુણની મોહિની શક્તિ હોય, તો સર્વ પુરૂષો તેની સ્ત્રીના પર અત્યંત આસક્ત થઇ પડે છે.

અમારાં આર્ય શાસ્ત્રોએ તો સ્ત્રીઓને એટલું બધું મહત્વ આપ્યું છે કે, તેને તેઓ અર્ધાંગનાના નામથી પણ ઓળખાવે છે. સ્ત્રી પુરૂષનું અર્ધું અંગ છે. પુરૂષના ખરા આનંદનું પાત્ર આ સંસારમાં જો કોઇ પણ અસ્તિત્વ ધરાવતું હોય, તો તે કેવળ સ્ત્રીજ છે. મારા ભાગ્યમાં સ્ત્રીનું સૌન્દર્ય અને ગુણ બન્ને સુખ લખેલાં હતાં. હું તેને ખરા જિગરથી ચહાતો હતો તેના સિવાય મેં બીજી કોઈ પણ સ્ત્રીના તરફ કદાપિ નજર પણ દોડાવી નહોતી. તેણે પોતાનાં રૂપ તથા ગુણની મોહિની શક્તિએ મને તેનામાં અત્યંત અનુરક્ત બનાવી દીધો હતો. ખાસ કરીને મારી બહેનના મરણ પછી, તે જાણે માટીનું મનુષ્ય થઇ પડી હતી. એવી સાથે એવા અલૌકિક રૂપ, એવા અનુપમ ગુણ અને એવી હૃદય રંજની સુંદરતાની અધીશ્વરી થઇને તેણે મને મોહનમંત્રથી મુગ્ધ કરી દીધો હતો, એવી ગુણ તથા રૂપનામક ઉભય વસ્તુઓની અધીશ્વરી સુંદરીઓ આ સંસારમાં અતિ અલ્પ જ જોવામાં આવે છે."

હું આ વાત પૂછ્યા પછી, રમણીકલાલને બીજી કોઇ પણ વાત પુછવાને સાહસી થઇ શક્યો નહિ, તે જેવી રીતે મારા સવાલોના જવાબ આપતો ગયો, તેમાં મને કોઈ પણ પ્રકારના કપટભાવનો અનુભવ થયો નહિ. હું હિન્દુસ્તાની, બંગાળી, ભાટિયા, ગુજરાતી, સિંધી, પંજાબી, કચ્છી, મુસલમાન આદિ અનેક સમાજમાં મળ્યો છું. અનેક સમાજની અંદરની બાતમી મેળવ્યા કરૂં છું; આ ઘટનાની વિચિત્રતાવાળા ! કાશી શહેરના અનેક મોટાં મોટાં ઘરોનાં ભેદપાળાંની છુપી ખબર રાખું છું. પરંતુ આ મામલામાં મારાથી કાંઇ પણ સમજી શકાતું નથી. મારાથી એટલું પણ નક્કી કરી શકાતું નથી કે, આ મામલામાં શો ભેદ સમાયલો છે. રમણીકલાલની સ્ત્રી ગુમ થઇ છે કે,

કોઇએ તેનું ખૂન કરી નાખ્યું છે. અથવા ગુપ્ત પ્રેમમાંથી પેદા થયેલા ત્યાં મહા ભીષણ હત્યાકાંડ ઉપસ્થિત થયો છે!"

મેં રમણીકલાલને આ બધી બાબતોનો વિચાર કરી ભારી ગુંચવણમાં પડી કહ્યું કે:—"અત્યારે હું જે હાલત જોઇ રહ્યો છું, તે પરથી જણાય છે કે, કોઇ પ્રબળ ગુપ્ત શત્રુ તમારી પાછળ પડયો છે. તમે જ્યારે પોતેજ નિશ્ચય કરી શકતા નથી કે, એ શત્રુ કોણ છે, ત્યારે તેને પકડતાં અમોને ઘણી મહેનત પડશે. એતો તમે જાણો જ છો કે, કાશી શહેરના આખા ગુજરાતી મહોલ્લમાં એક મહા ભયંકર ખળભળાટ જાગી ઉઠયો છે. તે ઉપરાંત વળી જ્યારે આ છિન્ન હાથ તમારા ઘરમાં આવી પહોંચ્યો છે, ત્યારે મામલો કાંઇ જેવો તે ગંભીર નથી. એથી તમારૂં જીવન મહા ભયાનક વિપત્તિમાં આવી પડે, તેવો સંભવ રહે છે. તમારો એ શત્રુ કાંઇ જેવો તેવો નથી. ખુદાની મહેરબાનીથી, આ સેવકનું નામ—કામ ઘણું મશહુર થઈ પડયું છે. નાસિરખાં દારોગાના નામથી, આ શહેરના તમામ ચોર તથા બદમાશો કંપી ઉઠે છે. બદમાશોથી ભરેલા અનેક મહોલ્લાઓ ઉપર મેં સારી રીતે કાબૂ મેળવ્યો છે. અનેક મોટા મોટા નામજાદા બદમાશો મારા સપાટામાં સપડાઇને ધૂળ ચાટતા થઈ ગયા છે અને અનેકને મેં પોલિસની લાઇનમાં રાખી જાસૂસગીરી કરતા બનાવી દીધા છે. આ મામલામાં જ્યારે હજી સૂધી હું ખરા ખૂનીને ખોળી શકયો નથી, ચારે તરફ ચાલાક માણસો દોડાવવા છતાં મને કશી પણ બાતમી મળી શકી નથી, ત્યારે મને અવશ્ય જણાય છે કે, મામલો ઘણો ગંભીર રહસ્યમય છે. હજી સુધી મારા જેવા ચાલાક માણસથી આ મામલાની કશી પણ કલ્પના કરી શકાતી નથી, ત્યારે આ મામલામાં ભાગ લેનાર માણસો પણ કાંઇ જેવા તેવા ચાલાક હોય,

તેમ જણાતું નથી. અવસ્યને અવશ્ય આ મામલામાં કાંઇક નવીન રહસ્યમય બનાવ છૂપાયલો છે અને એનું પરિણામ હજી પણ વિશેષ ભયાનક આવવાનો સંભવ રહે છે."

રમણીકલાલ મારી આ વાત સાંભળી, મારા મુખ તરફ એકવાર ઉદાસ નજરથી જોઈ, માથું ધુણાવતાં ધુણાવતાં કહ્યું કે: "ત્યારે હવે ઉપાય શો છે વારૂ? આપના જેવા ચાલાક માણસ જ્યારે આવી વાત કહો છો ત્યારે હવે મારે સંપૂર્ણ નિરાશ થવું પડે છે. મારી સ્ત્રીને પાછી મેળવવાની આશા રાખવી એ હવે મારા માટે સર્વથા અસંભવિત જ જણાય છે."

મેં આશ્વાસન આપવાના આશયથી રમણીકલાલને ઉદ્દેશીને પ્રબુદ્ધ સ્વરથી કહ્યું કે:—"ના, ના! તમારે આમ છેક નિરાશ થવાનું કશું કારણ નથી. આ સર્વ વ્યાપારમાં અમારે અમારૂં બધું બળ અજમાંવવું પડશે તો તેમ કરવામાં પણ અમો કશી કસર રાખીશું નહિ. મને સંપૂર્ણ વિશ્વાસ છે કે પરિશ્રમના પરિણામે તમારી પત્નીનો પત્તો મેળવવામાં અમો અવસ્ય ફળીભૂત થઇ શકીશું."

રમણીકલાલે કાંઇક ધીરજ ધરીને કહ્યું:—"મારી સ્ત્રીની પાછળ મારે ગમે તેટલા રૂપિયા ખર્ચવા પડશે, તો તેમાં પણ હું કદાપિ પાછો પડીશ નહિ. હું પાંચ હજાર રૂપિયા આપના હાથમાં આપી દઉં છું. એ રૂપિયાનું ઈનામ આપવાની આપ જાહિરાત બહાર પાડી દો. આટલું મોટું ઈનામ મેળવવાની આશાથી કોઇને કોઇ મનુષ્ય અવસ્ય અપરાધીને પકડાવી દેશે."

મેં રમણીકલાલને કહ્યું કે:—"એ બધી ચિંતા તમારે કરવાની કશી જરૂર નથી. જો જરૂર પડશે, તો સરકાર બહાદુર પોતે જ ઇનામની જાહિરાત બહાર પાડશે. તમે ખાત્રી રાખજો કે, આ અંગ્રે-

જનો મુલ્ક છે. ખોટું કામ કરનારને અથવા આઇનવિરૂદ્ધ વર્ત્તનારને અંગ્રેજી રાજ્યમાં સખ્ત સજા થયા વિના રહેતી નથી. હજી સુધી એવો કોઈ પણ અપરાધી બહાર નીકળ્યો નથી કે જે અંગ્રેજી કાયદામાંથી આબાદ છટકી ગયો હોય. તેમ છતાં પણ થોડાક દિવસ તમારે ખૂબ સાવચેતીથી ચાલવું પડશે. સાંઝ પડે કે, તરત જ તમે તમારા ઘરના બારી બારણાંને બરાબર બંધ કરી દેજો. સૂતાં પહેલાં એકવાર આખા ઘરમાં ફરી ચારે તરફ બરાબર તપાસી જો જો; જરા પણ ગફલતમાં રહેશો નહિ. અજાણ્યા માણુસને નોકર તરીકે રાખશો નહિ. તમારા ઘરની આસપાસ કોણ રહે છે અને તેઓ હિન્દુસ્તાની છે કે ગુજરાતી, તેની પણ બરાબર ખબર રાખજો. તમે ચોક્કસ યાદ રાખજો કે, જે દુશ્મન તમારી પાછળ પડયો છે, તે કાંઇ જેવો તેવો દુશ્મન નથી, જ્યારે આ ભીષણ હત્યાકાંડના પાંચમા દિવસે એક કપાયલો હાથ તમારી પથારી પાસે આવી પહોંચ્યો છે, ત્યારે એક દિવસે તમારી સ્ત્રીનું કપાયલું માથું પણ કદાચ તમારા શયનગૃહમાં આવી શકે તેમ છે. અવશ્ય, તમને નકામી બીક બતાવવા ખાતર જ, શયતાનોએ આ સર્વ શયતાનિયત ચલાવવા માંડી છે. પરંતુ એથી તમારે ડરવાનું કશું પણ કારણ નથી. તમારા સસરા અમોને જે ફોટો આપી ગયા છે, એ પરથી જ તમારી સ્ત્રી ગમે ત્યાંથી મળી આવશે. મને હવે જણાય છે કે, ગંગાના પાણીમાં ડૂબીને તેનું મરણ થયું નથી. ”

મારા મુખેથી આ બધી વાતો સાંભળીને રમણીકલાલ થરથર કંપવા લાગ્યો. કોઇ એક પ્રકારની ભયંકર આશંકા તથા ઉત્કંઠાથી, તેનો ચહેરો ફીકો પડી ગયો; આંખમાંથી દડ્દડ્ આંસૂ વહેવા માંડયાં. તેના મુખમાંથી એક શબ્દ પણ બહાર નીકળી શકયો નહિ.

ઘણીવાર પછી કંપતા અવાજથી રમણીકલાલે મારા બન્ને હાથ પકડીને કહ્યું કેઃ—"દોહાઇ સાહેબ ! આપ હવે મને વૃથા આશંકાથી આશંકિત કરશો નહિ. આ બધા બનાવોથી ગઇ કેટલીક રાતે મને પૂરી ઉંઘ પણ આવી નથી. મને પૂરૂં ખાવાનું પણ ભાવતું નથી અને મનની શાંતિ પણ રહી નથી. હું જાણે દીવાના જેવો બની ગયો છું. રાત્રિ દિવસ મને મારી સ્ત્રીનું જ સ્મરણ થયા કરે છે. ખાસ કરીને આ કપાયલો હાથ જોયા પછી, મારા હૃદયમાં એક પ્રકારના મહા વિષમ ભયનો સંચાર થયો છે. આખો દિવસ જાણે મારી આંખો આગળ પ્રેતની છાયા ફરતી જોવામાં આવે છે ! એક પ્રકારની–ભયાનક આશંકાથી મારા લોહીના બિન્દુઓનું પણ શોષણ થવા માંડયું છે. શયનમાં સુખ નથી, જાગરણમાં આરામ નથી, ફરવામાં ચિત્ત ચ્હોટતું નથી. મારી આખી ઝિન્દગીમાં મેં આવો ભયંકર બનાવ કદાપિ જોયો નથી, અરે સાંભળ્યો પણ નથી.

મેં કહ્યું કેઃ—"રમણીકલાલ ! જ્યારે શિરપર ભયંકર આફત આવી પડે, ત્યારે ધીરજ ધરવાની ખાસ જરૂર છે. તમે જો આવા વખતમાં સ્થિરતાથી કામ નહિ કરો, અથવા એકાએક અધીરા બની જશો, તો આ ખૂની મામલાની તપાસના રસ્તામાં અનેક વિઘ્નો આવી પડશે. તમે હવેથી ખૂબ સાવચેત રહેજો. તમે ચોક્કસ યાદ રાખજો કે, તમારી પાછળ પ્રબળ શત્રુનું ટોળું લાગ્યું છે, તે તમને નેસ્ત વા નાબૂદ કર્યા વિના રહેશે નહિ. કાશી શહેરમાં મેં ઘણા ઘણા બદમાશો જોયા છે, પણ તમારી પાછળ પડેલા બદમાશો જેવા બદમાશોનું મેં કદાપિ નામ પણ સાંભળ્યું નથી. આ ખૂનની બાતમી મેળવવા માટે તમે જેવી રીતે દૃઢપ્રતિજ્ઞ થઇ ગયા છો, તેવીજ રીતે તેઓ પણ પોતાનો બચાવ કરવાની કોશિશ કરી રહ્યા હશે તથા

તમારો નાશ કરવાનાં કારસ્થાનો કરી રહ્યા હશે. ”

“ પ્રિય બંધુ ! એ રમણીકલાલની સાથે મારી જે સઘળી વાત ચીત થઇ હતી, તે મેં મારી ડાયરીબુકમાં લખી લીધી છે. વળી એ બધી હકીકત બરાબર વિસ્તાર પૂર્વક એક પત્ર પર લખીને તમને પણ આજે મોકલી આપી છે. સંક્ષેપમાં હું તમને લખી જણાવું છું કે, મારી આ લાંબી નોકરીના અરસામાં અનેક ભેદી મામલાઓની તથા ગેબી ખૂનોની બાતમી મેળવી છે, અનેક ચોરીના કેસો પકડયા છે, ભલા ભલા બદમાશોને પાયમાલ કરી નાખ્યા છે, પરંતુ રમણીકલાલની સ્ત્રીના અદ્દભુત મામલાના સંબંધમાં મારાથી કશી કલ્પના પણ કરી શકાતી નથી. એ મામલો મારા માટે અત્યંત રહસ્યમય થઇ પડયો છે. હું ધારૂં છું કે, તમારા જેવા એક લાયક પુરૂષની સહાયતા વિના, મારાથી આ કામ કોઇ પણ રીતે પાર પડી શકશે નહિ. તમારા સહકારી જાસૂસ તે મોહનપ્રસાદ ઘણા જ બાહોશ માણસ છે. આ પહેલાં એકવાર તેમણે આવીને અહીંની પોલિસને ઘણી સારી મદદ કરી હતી. હું આજે જ અમારા વડા સાહેબને મળીને, તમો બન્ને, જેથી અહીં આવી શકો, એવો બંદોબસ્ત કરીશ. મને લાગે છે કે, તમારા વડા સાહેબને આવતી કાલે જ એ સંબંધમાં Official Note મેળવશે. ખુદાની મહેરબાનીથી તમે તંદુરસ્તીથી તમારા દિવસો ગુજારો, એજ આ ગરીબની દુઆ છે. ”



# પ્રકરણ ૪ થું

## મોહનપ્રસાદની મુલાકાત

( મારી આત્મકથા )

મેં નાસિરખાં ઈન્સ્પેકટર સાહેબના એ લાંબા વિસ્તારવાળા પત્રને બે ત્રણ વાર વાંચી જોયો, બરાબર ધ્યાનપૂર્વક એ પત્ર વાંચીને હું એ સંબંધમાં નાના પ્રકારના વિચાર કરવા લાગ્યો. પત્ર અંગ્રેજી ભાષામાં લખેલો હતો, એતો હું આ પહેલાં જ કહી ચૂકયો છું. નાસિરખાંએ અલીગઢ કૉલેજમાં બી. એ. સુધી અભ્યાસ કર્યો હતો. અંગ્રેજી, ફારસી, ઉર્દું, ગુજરાતી આદિ ચાર ભાષાઓનો તેઓ સારી રીતે જાણતા હતા. તેઓ લખનૌના કોઈ ઈજ્જતદાર વંશના વંશજ હતા. સોળ વરસ થયાં ઘણી જ દક્ષતાની સાથે પોલિસ લાઈનમાં કામ કાજ કરતા હતા. સરકાર બહાદુર તેમના પર અત્યંત સંતુષ્ઠ હતી. તેમના સંબંધમાં થોડા વખત થયાં એક એવી અફવાહ પણ સંભળાતી હતી કે, તેઓ થોડા વખતમાં જ સુપ્રિન્ટેન્ડેન્ટની પદવી પર નિયુક્ત થશે. કયી શુભ ઘડીએ અમારા બન્નેની વચ્ચે મુલાકાત થઈ હતી, એ મારાથી કહી શકાતું નથી. હું એકવાર નહિ, પણ બે ત્રણ વાર સરકારી કામ પ્રસંગે, ન્હાસી છૂટેલા આસામીને પકડવા માટે બનારસ ગયો હતો અને બનારસની પોલિસની સહાયતાથી તેમને પકડીને અમદાવાદ લાવી શકયો હતો. એ મામલાના બહાને જ, નાસિરખાંની સાથે મારી એટલી બધી ગાઢ દોસ્તી બંધાઈ ગઇ હતી. હું જેટલી વાર કાશી તથા મિરજાપૂર અપરાધીની તપાસ માટે ગયો હતો,

એ વખતે મારો પરમ પ્રિય યોગ્ય મિત્ર મોહનપ્રસાદ જાસૂસ પણ મારા ડાબા હાથ રૂપે મારી સાથે જ આવ્યો હતો. વળી મારા કામની સફળતા બદલ મેં સરકારની પાસેથી જે કાંઇ બહાદુરી મેળવી હતી, તેવી જ બહાદુરી મેળવવાને મોહનપ્રસાદ પણ યોગ્ય હતો એમ હું ધર્મને સાક્ષી રાખી સ્પષ્ટ કહી શકું છું. તેની સહાયતા વિના હું મારા કાર્યમાં સફળતા મેળવી શકત કે નહિ, એ વિષયમાં મને સંપૂર્ણ સંદેહ જ છે. વાંચક, હવે પછી એ મોહનપ્રસાદની સાથે સારી રીતે પરિચિત થઇ શકશે, તથા તેનાં અદ્દભુત કાર્યોને પણ જોઇ શકશે. હાલ તરત તો એનું નામ જાણી લેવાની જ ખાસ જરૂર છે,

ખાં સાહેબનો પત્ર વાંચીને મારા મનમાં એક પ્રકારની એક ધારણા જન્મી આવી કે, આવા ભેદ ભરેલા ગંભીર મામલાનો ખરો ભેદ શોધી કાઢવો એ ઘણી મુશ્કેલ વાત છે." વળી આ બનાવની બધી બીના સાંભળ્યા પછી મારા મનમાં એવી એક તીવ્ર વાસના ઉત્પન્ન થઇ ઉઠી છે કે, મારે ગમે તે રીતે એની તપાસમાં ગુંથાવુંજ જોઈએ. પરંતુ સરકારી હુકમ મળ્યા સિવાય પોતાની ઇચ્છાનુસાર એ કાર્યમાં લિપ્ત થવાની કશી પણ સંભાવનાજ નહોતી. જો મારાથી એમ બની શકે તેમ હોત, તો હું એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના તરતજ રમણીકલાલની સાથે કાશી ચાલ્યો જાત. મેં મારા મનમાં ને મનમાંજ વિચાર્યું કે, નાસિર સાહેબે જ્યારે લખ્યું છે કે, તેઓ તેમના વડા સાહેબને કહીને મને પોતાની પાસે બોલાવી લેશે, ત્યારે હું આશ્વાસિત મનથી, તે સરકારી આહ્‌વાન પત્રની વાટ જોવા લાગ્યો.

મારી આશા પૂરી થઇ. નાસિર સાહેબનો પત્ર મળ્યા પછી બે દિવસે, હું મારી પોતાની ઓફિસ–રૂમમાં બેસીને કામ કરતો હતો,

એવામાં કમિશનર સાહેબના ચપરાસીએ આવીને મારા હાથમાં કાગળનો એક ટુકડો આપ્યો. એ કાગળ કમિશનર સાહેબના પોતાના હાથનો લખેલો હતો અને તેમાં લખ્યું હતું કે:–" Matter very urgent, Mr. Thakor come and see me at once."

કમિશનર સાહેબ ત્યારે શાહી બાગમાં એક સ્વતંત્ર બંગલામાં વસતા હતા. કામ પ્રસંગે ઘણી વાર મારે તેમને બંગલે જવું પડતું. હું એ સ્લિપ મળી કે તરતજ એક ગાડી કરીને તેમને બંગલે ગયો. બંગલે જઇને મેં જોયું કે, તેઓ મારા માટે પોતાની ઓફિસમાં વાટ જોતા બેઠા હતા.

મને આસન પર બેસવાનો ઇશારો કરીને તરતજ તેમણે કહ્યું કે: " મિ. ઠાકોર ! પુનઃ તમારા માટે એક સોનાનો સુયોગ આવ્યો છે. બબ્બે વાર તમે પશ્ચિમ પ્રદેશમાં જઇને સંગીન કેસમાં આસામીને પકડી લાવીને, અહિં સારી ખ્યાતિ તથા કીર્તિ મેળવી છે. ફરીવાર તમારા માટે એક Chance આવ્યો છે. આમ જૂઓ, બનારસની ડિ, એસ, પી, સાહેબનો કાગળ આવ્યો છે અને એ કાગળમાંજ અહીંથી એક બાહોશ ડિટેકિટવને બનારસ મોકલવાની પ્રાર્થના કરવામાં આવી છે."

આમ કહીને વડા સાહેબે મારા હાથમાં એક પત્ર આપ્યો, મેં બરાબર ધ્યાન આપીને એકદમ એ પત્રને વાંચી જોયો. તેમાં બીજી કાંઈ પણ વધુ બીના લખવામાં આવી નહોતી, સંક્ષેપમાં માત્ર એટલુંજ લખેલું હતું કે:–" આપના તરફથી કોઇ એક ચાલાક ડિટેકિટવને મોકલવાની કૃપા કરશો. અહીંની પોલિસને ખાસ જરૂર પડી છે.

પત્ર વાંચી રહ્યા પછી સાહેબે મને પૂછ્યું કે:–" મિ. ઠાકોર ! તમે જવાને તૈયાર છો કે ? મામલો કેવો ભયંકર છે. એ તમો આ

પત્ર પરથી અવશ્ય જાણી શકયા હશો."

મેં જવાબ આપ્યો:–"સાહેબ, આ પહેલાંજ હું આ સંબંધમાં થોડી ઘણી હકીકત જાણી શકયો છું."

સાહેબે પૂછયું:–"શી રીતે જાણી શકયા છો વારૂ મિસ્ટર ઠાકોર?"

મેં જવાબ આપ્યો:–"જેની સ્ત્રીનું ખૂન થયેલું છે, તે ખૂન ખરેખર કોઇ બદમાશોના હાથથીજ થયું હોય, એવું અત્યારની સર્વ પરિસ્થિતિ જોતાં સ્પષ્ટ સમજાઇ આવે છે. મરનાર સ્ત્રીનો પતિ, જ્યારે કાશીમાં તે સ્ત્રીનું ખૂન થયું, ત્યારે અમદાવાદમાં હાજર હતો. બનારસથી તાર મારફત એ ખૂન સમાચાર મેળવીને, તે અહીંની પોલિસ ઑફિસમાં મને મળવા આવ્યો હતો. તેની ઇચ્છા કલકત્તાના કોઇ બુદ્ધિમાન જાસૂસની મારફત એ મામલાની તપાસ કરાવવાની હતી. પરંતુ આપનો હુકમ મળ્યા વિના મારાથી તો તેની સાથે જવાય એવો કોઇ પણ ઇલાજ નહોતો."

સાહેબે કહ્યું:—"ખરી વાત છે. પરંતુ હવે હું એ હુકમ તમને ઘણીજ ખુશીની સાથે આપું છું. હું સારી રીતે જાણું છું કે, બનારસ પોલિસના નાસિરખાં ઇન્સ્પેકટર ઘણા બાહોશ માણસ છે. તેઓ થોડા વખતમાંજ સુપ્રિન્ટેન્ડેન્ટની પદવીપર પહોંચી શકશે, એવી વાત પણ મારા સાંભળવામાં આવી છે. પરંતુ તેમના જેવા ચાલાક માણસ પણ આ મામલામાં કાંઇ પણ કરી શકયા નથી, એ ખરેખર ઘણીજ અજાયબીની વાત છે."

મેં ત્યારે વડા સાહેબને નાસિરખાં તથા રમણીકલાલના પત્રની બધી બીના સાંગોપાંગ કહી સંભળાવી. વડા સાહેબે કેટલીક વાર સૂધી વિચાર કર્યાં પછી કહ્યું કે:—

"આવી સ્થિતિમાં બનારસ પોલિસને સહાયતા કરવી એ આપણું મુખ્ય કર્તવ્ય છે. આવા એક મહા ભયાનક ભેદ ભરેલા મામલાનો નિકાલ જો અમદાવાદ–પોલિસની સહાયતાથી આવી જશે, તો તેથી આપણી અમદાવાદ–પોલિસની નામના આખા દેશમાં ફેલાઇ જશે અને તે સાથે સારો ઉત્કર્ષ પણ સંપાદન કરી શકશે. તમે ઘ-ણીજ ખુશીની સાથે બનારસ તરફ જાઓ અને તમારાથી બનતી મહેનત કરી ગુન્હેગારને પકડી અમદાવાદની પોલિસનું નામ ઉજવળ કરો. મારી તમને ખાસ કરીને મુખ્ય ભલામણ એ છે કે, ગમે તેમ કરીને, તમે અમદાવાદની છૂપી પોલિસનું પ્રાધાન્ય સચવાઇ રહે, એમ કરવાનો પ્રયત્ન કરજો. તમારા કાર્યને સિદ્ધ કરવા માટે, જે કોઈ યોગ્ય જાસૂસને, તમારી સાથે લઇ જવાની તમારી ઇચ્છા હોય, તેને ખુશીથી લઇ જાઓ. હું તમને આ વિષયમાં સર્વ પ્રકારની સહાયતા કરવાને તૈયાર છું. તમે જો તમારા કાર્યમાં ફળીભૂત થશો તો હું પણ અવશ્ય મારાથી બનતા પ્રયત્ને તમને સારા પદ સ્થાપ-વાનો પ્રયત્ન કરીશ."

આમ કહીને સાહેબે એક એન્વેલપ–કવર મારા હાથમાં આપ્યું. મેં એન્વેલપ લઈને સાહેબને કહ્યું કેઃ–આપની આજ્ઞાનું પાલન કર-વામાં હું મારાથી બનતો પ્રયત્ન અવશ્ય કરીશ અને તે સાથે અમ-દાવાદની છૂપી પોલિસનું ગૌરવ પણ વધારીશ."

આમ કહીને વડા સાહેબને એક લાંબી–ચોડી સલામ ભરી તેમની પાસેથી રજા લઈ હું તરતજ ત્યાંથી રવાના થયો.

મારી ઑફિસમાં આવીને સર્વથી પ્રથમ આ વિષયમાં મેં મારૂં કર્તવ્ય સ્થિર કરી લીધું. આ સર્વ કાર્યોમાં નકામો વખત ગાળવો ઉચિત નથી, એમ ધારીને મેં તરતજ મારા વિશ્વાસુ કર્મચારી

મોહનપ્રસાદને બોલાવવા માટે એક માણસ મોકલી આપ્યો. એ મોહનપ્રસાદ કોણ છે, એનો આ સ્થળે કાંઇક પરિચય આપવાની ખાસ જરૂર છે.

મોહનપ્રસાદનું જન્મસ્થાન બનારસ છે. તે એક કાશીવાસી ક્ષત્રી છે. પહેલાં તે બનારસ–પોલિસ વિભાગમાં નોકરી કરતો. નાસિર સાહેબની તેના પર પૂરતી મહેરબાની હતી. હું જ્યારે આ પહેલાં બનારસમાં કોઈ ન્હાસી છૂટેલા આસામીને પકડવા ગયો, ત્યારે એ મોહનપ્રસાદની સાથે મારી ઓળખાણ થઇ હતી અને એ ઓળખાણ થોડા વખતમાંજ દોસ્તીના રૂપમાં બદલાઇ ગઈ. તેણે મારી પાસે જિદ્દ કરીને કહ્યું કેઃ–" હું આપના હાથ તળે અમદાવાદ પોલિસમાં નોકરી કરીશ. ઘણા દિવસ થયાં ગુજરાત દેશ જોવાની મારી ઈચ્છા છે, માટે મને આપની સાથે અમદાવાદ લઈ ચાલો. વળી મને અહીં પગાર પણ ઘણોજ ટુંકો મળે છે અને ઉન્નતિની પણ કશી આશા નથી, આ સર્વ કારણોથીજ હું બનારસ પોલિસની નોકરી છોડીને આપની સાથે અમદાવાદ આવીશ."

મોહનપ્રસાદ દેખાવમાં ઉજળા શ્યામ રંગનો છે. તેનો ચહેરો ઘણો ખૂબસૂરત છે તેના તે મુખપર જાણે એક પ્રકારની પ્રતિભાની છાયા કાયમ ઝળકયા કરે છે. તેણે કાશીથી અમદાવાદ આવી એ બે વરસની ટુંકી મુદ્દતમાંજ મારા સહકારી રૂપે રહીને, સારી બુદ્ધિમતાનો પરિચય આપ્યો છે. જ્યાં આગળ મારા એકલાની બુદ્ધિ કામ આવતી નથી, એવા સંકટવાળા કામમાં મોહનપ્રસાદની બુદ્ધિ ઘણી વાર ઘણું સારૂં કામ આપે છે. મોહને ઘણીવાર મને ઘણી સારી સહાય આપી છે. તે ઘણોજ સ્થિર બુદ્ધિ અને દુઃસાહસી છે. તેની વિશેષ બાહોશી તેની ગુપ્ત વેશ ધારણ કરવાની અદ્‌ભુત કળા પરથીજ સ્પષ્ટ જણાઇ

આવે છે. વારંવાર તે એવા એવા વેશ બદલી નાખે છે કે, ઘણી વાર હું પોતે પણ તેને ઓળખી શકતો નથી. તેનામાં સહુથી વિશેષ ખૂબી એ છે કે, ઘડીએ ઘડીએ ચાલ ફેરવવામાં અને અવાજ બદલવામાં તે એક મહા ચાલાક પુરૂષ છે. તેનામાં સહુથી મોટો ગુણ એ છે કે, ગમે તેવી ભયંકર આફતમાં ઝંપલાવવું હોય, તો તેમાં પણ તે પાછો પડે તેવો નથી. કોઈ ભયાનક આફતમાં પડવા છતાં પણ તે લેશ માત્ર પણ પોતાની હિમ્મત હારતો નથી. ઘણી વાર મોટા સંકટના વખતે, તેણે ઘણીજ ચાલાકીથી પોતાનો બચાવ કર્યો છે. બબ્બે ત્રણ ત્રણ વાર તો તે દુસ્મનોની બંદૂકોની ગોળીના મારમાંથી તથા છૂરીના પ્રહારમાંથી આબાદ છટકી ગયો છે. તેના જેવા સાહસી પુરૂપ મેં બહુ થોડાજ જોયા છે."

બીજી એક વાત એ છે કે, એ બનારસ શહેર મોહનપ્રસાદનું જન્મસ્થાન છે. તે ઉંચા વંશનો ક્ષત્રિય છે. હાલમાં નબળી સ્થિતિમાં આવી પડવાથી તેની આવી દુર્દશા છે. તેના પ્રપિતામહ, બનારસના તે સમયના રાજા, ચેતસિંહના ખજાનાના મુખ્ય અમલદાર હતા. તે ઘણા સારા કુટુંબનો છે. ઘણી વાર મારા કરતા પણ વિશેષ બુદ્ધિ ચલાવવાને તે ભેદીમાં ભેદી મામલાનો પણ ખરો ભેદ ખોળી કાઢે છે. એટલા માટે મેં તેનેજ મારી સાથે બનારસ લઈ જવાનો નિશ્ચય કર્યો."

મોહનપ્રસાદ થાણામાંજ રહેતો. તેને તરતજ એક સિપાહી મોકલી મારી પાસે બોલાવી મંગાવ્યો. તેના આવ્યા પછી તેને બધી હકીકત ખોલીને કહી સંભળાવી તથા તે સાથે એમ પણ જણાવ્યું કે:—"મોહન! હું તને મારા ડાબા હાથ જેવો માનું છું. તારી સહાયતાથી ઘણી વાર હું મારા કાર્યમાં ફતેહમંદ પણ થયો છું. બનારસ

શહેર તારાથી બહુ સારી રીતે જાણીતું છે, એટલા માટે હું તને મારી સાથે બનારસ લઈ જવા ચાહું છું. એ બાબતમાં મને વડા સાહેબની પરવાનગી પણ મળી ગઈ છે. આપણા માટે અત્યારે જે ઉમદા તક મળી છે, એવી તક વારંવાર મળવાનો સંભવ નથી. બનારસની પોલીસ હજી સૂધી એ ભેદી મામલાના ખરા ભેદને શોધી કાઢવામાં ફળીભૂત થઇ શકી નથી, તેના પડદાને ખોલવા માટે આપણેજ હવે કાશી તરફ જવું પડશે. જો આપણે એ મામલાનો કાંઇ સંતોષકારક નિકાલ લાવી શકીશું તો આપણા પગાર તથા પદવીમાં સારો લાભ મેળવી શકીશું અને એ સાથે લોકોમાં આપણી નામના પણ ફેલાઇ જશે. બનારસ શહેરના બદમાશોના સઘળા અડા તારાથી ઘણી સારી રીતે જાણીતા છે. નાસિર સાહેબ પણ તારાપર ઘણો પ્યાર રાખે છે, એથી તને સાથે લઇ જવાથી તેઓ બહુજ ખુશી થશે.

મોહનપ્રસાદ હમેશાં મારી પાસે બંધાયલો હતો, મને ખૂબ ચહાતો હતો, એટલા માટેજ હું તેને 'તું' કહી વ્હાલ દેખાડનારા સંબોધનથી બોલાવતો હતો. અત્યારે મારા મુખેથી બધી બીના સાંભળીને તે ઘણોજ આનંદિત થયો. આવા સર્વ બનાવોથી તેને એક પ્રકારનો સ્વાભાવિક આનંદ ઉપજતો હતો. તેને વિદાય આપતી વેળાએ મેં કહી દીધું કેઃ—" તારી ખપ રતી વસ્તુઓ લઇને તું તૈયાર રહેજે. આવતી કાલે સવારના નવ વાગ્યાની મેઇલમાંજ આપણે બનારસ તરફ રવાના થઇશું. દિલ્હી મેઇલમાં જવાથીજ આપણને ઘણી સુગમતા થઇ પડશે."

બીજે દિવસે બરાબર વખતસર અમો અમદાવાદના સ્ટેશનપર આવી પહોંચ્યા અને નવ વાગ્યાની દિલ્હી મેઇલમાં બેસી ગયા. અ-

મારા માટે મહા સૌભાગ્યનો પ્રસંગ અમોને એ મળ્યો કે, અમો જે કમ્પાર્ટમેન્ટમાં બેઠા હતા, તેમાં અમારા બન્નેના સિવાય બહારનું એક પણ માણુસ નહોતું. એ ખાનામાં ફક્ત હું અને મોહનજ હતા.

ગાડી અમદાવાદ છોડયા પછી, મોહનપ્રસાદ મારી પાસે સરી આવ્યો. ત્યાર પછી તે કાંઇક વિચાર કરીને બોલ્યો કે:—"ડાક્ટર સાહેબ! આ ડબ્બામાં આપણા બન્નેના સિવાય બીજું કોઇ પણ દેખાતું નથી. વળી ટ્રેન અહીંથી મહેસાણા જઇને ઉભી રહેશે. એ દરમ્યાન બીજું કોઇ પણ માણુસ કમ્પાર્ટમેન્ટનાં ચઢી આવે એવો સંભવ નથી. માટે આ એકાંતનો લાભ મળવાથી હું આપની પાસેથી બધી બીના સાંભળવા માગું છું. આશા છે કે, આપ અવશ્ય મને બધી હકીકત બરાબર કહી સંભળાવશો."

મેં નાસિરખાં તથા રમણીકલાલના પત્ર પરથી જે બધી બીના જાણી હતી, તેનો એક 'સિનપસિસ્' (Synopsis) અથવા સંક્ષિપ્ત સાર બરાબર વિસ્તારીને મોહનપ્રસાદને સમજાવી દીધો. મોહનપ્રસાદ વચ્ચે વચ્ચે બે ચાર સવાલો પૂછી ક્યારેક મારી વાત સાંભળીને ગંભીરતાથી માથું ધુણાવ્યું તથા ત્યાર પછી તે એકદમ વિચારમાં પડી ગયો. એ સમયે તેની મુખ મુદ્રાએ પણ અત્યંત ગંભીર ભાવ ધારણ કરી લીધો.

મોહનપ્રસાદને એવી ચૂપચાપ હાલતમાં મારી સ્હામેની બેંચપર આડે પડખે પડી ભારી ચિંતામાં ગુંથાઇ ગયેલો જોઇને, મેં મારા ખીસામાંથી એક સિગારેટ કાઢી સળગાવી અને તે સાથે મુખમાંથી ધુમાડાના ગોટે ગોટા બહાર કાઢી ગાડીના ડબાને ધુમાડામય કરી દીધો.

દિલ્હી મેઇલ કલોલ, મહેસાણા, પાલણપૂર તથા આબૂરોડ છોડીને મારવાડ જંકશનપર આવી પહોંચ્યો, એ સમયે લગભગ સાંઝ

પડી જવા આવી હતી. મારવાડ જંકશનથી રવાના થઇને મેઇલ ટ્રેન અજમેર આવી પહોંચી. અજમેર સૂધી જતાંમાં તો ગાડી અનેક, નદી, નાળાં અને પૂલો ઓળંગી આવી તથા અનેક સ્ટેશનોને પાછળ છોડી આવી. અમદાવાદના સ્ટેશનથી ચિંતામાં ગુંથાયલો મોહનપ્રસાદ અજમેરનું સ્ટેશન આવવા છતાં પણ, ચિંતામાંથી જાગૃત થયો નહિ. એ જોઇને મારા ચિત્તમાં તેના સંબંધી ચિંતા થવા લાગી. મેં વિચાર્યું કે, અતિશય ચિંતા કરવાથી કદાચ મોહનપ્રસાદના ચિત્તમાં કાંઇક વિકાર ઉત્પન્ન થશે અને એ વિકારના યોગે તેની વિચાર શક્તિ સર્વથા વિલીન થઈ જશે, તો મારા કાર્યમાં મોટું વિઘ્ન આવી પડશે. આવો વિચાર કરીને મેં મોહનપ્રસાદને ચિંતામાંથી મુક્ત કરવાના આશયથી તેને ઉદ્દેશીને કહ્યું:–"મોહનપ્રસાદ! આપણે હવે અજમેર આવી પહોંચ્યા છીએ. અજમેરથી છૂટેલી ગાડી હવે બારોબાર આગ્રા જશે. આગ્રા ગયા પછી આપણે મોટી લાઇનમાં બેસવું પડશે. માટે અત્યારથી આપણો સરસામાન બાંધીને તૈયાર કરી લો."

પરંતુ મોહનપ્રસાદે મારી વાતનો કાંઈ પણ જવાબ આપ્યો નહિ. મેં આટલા લાંબા વખત સૂધી તેને એક અક્ષર પણ કહ્યો નહોતો. કારણ કે, હું સમજી ગયો હતો કે, માત્ર આરામ લેવાના ઇરાદાથી જ મોહનપ્રસાદ આ પ્રમાણે આંખો મીંચી પડયો નથી, તે અવશ્ય અમારા આ મુકર્દ્દમાના સંબંધમાં જ તરેહ તરેહવારની ચિંતાઓ કરી રહ્યો છે.

ટ્રેઈન જ્યારે અજમેર છોડીને જરા આગળ ચાલી, ત્યારે મોહનપ્રસાદે મારી વાતનો જવાબ આપ્યો:–"ઠાકોર સાહેબ! હજી આગ્રા પહોંચતાં આપણને ઘણીવાર લાગશે, માટે થોડીવાર આપ આરામ કરો. હું હવે જાગતો બેસું છું, આપણા સરસામાનની સંભાળ રાખું છું."

મેં તેને સહજ હસાવવાના આશયથી કહ્યું કેઃ—“ કેમ, મોહન ! કાંઇ મીઠાઇ—બીડાઇ ખાવાનું મન થયું છે કે. હું ધારૂં છું કે પેટમાં સખ્ત ભૂખ લાગવાથી જ તું હવે જાગવા માગતો હોઇશ. ”

મોહનપ્રસાદે ગંભીરતાથી જવાબ આપ્યોઃ—“ જો આટલી રાત્રે, એમ થાય, તો તેમાં ખોટું પણ શું છે? પેટ ઠંડું થવાથી, મગજ આપોઆપ ખુશી થઇને કામ કરશે. ”

આમ કહીને મોહન પ્રસાદ બેંચ પરથી ઉતરી પડયો અને એક ‘ ટિફિન બાસ્કેટ ’માંથી કેટલીક મીઠાઇ કાઢીને તેણે મારા મ્હોં સ્હામી રજૂ કરી. તે વખતે તેણે મને ઉદ્દેશીને એમ પણ કહ્યું કેઃ—“ મારી ચંબુમાં નળનું ઠંડું જળ પણ ભર્યું છે. હવે પછી રાત્રિ પણ વીતી જશે, માટે આપ થોડો ઘણો નાસ્તો કરી લો. અમદાવાદથી ગાડીમાં બેઠા પછી આપણે આ સિવાય બીજું કાંઇ પણ ખાધું નથી, માટે ભૂખ પણ સખ્ત લાગી હશે. ”

મેં કહ્યું કેઃ—“ મોહન ! મને ભૂખ નથી, તું હમણાં ખાઇ લે. હું ટુંડલા જંકશન જઇને ખાઈશ; ત્યાંથી ગરમ ખાવાનું પણ મળી શકશે નહિ. હું સવારમાં અમદાવાદથી જમીને ગાડીમાં બેઠો છું. એટલે મને અત્યારે કાંઇ વિશેષ ખાવાની જરૂર પણ જણાતી નથી.”

એ સમયે મોહન પ્રસાદને સખ્ત ભૂખ લાગી હતી. તે કદી પણ મારૂં કહેવું અમાન્ય રાખતો નહોતો. એથી અત્યારે પણ મારે માટે થોડુંક ખાવાનું અલાયદું રાખીને નાસ્તો કરવા બેસી ગયો.

આગ્રા પહોંચતાં સુધીમાં તો મોહન પ્રસાદે નાસ્તો કરી, બધો સરસામાન બરાબર બાંધી, ગાડી બદલવાની બધી તૈયારી કરી લીધી. થોડી વારમાં ગાડી આગ્રાના વિશાળ પ્લેટફોર્મમાં જઇ ઉભી રહી. અમો બન્ને એક પોર્ટર પાસે અમારો સામાન ઉપડાવી આગ્રાનો

જંગી રેલ્વે બ્રિજ ઓળંગી બનારસ લાઈનની ટ્રેનના પ્લેટફોર્મપર જઇ પહોંચ્યા. ટ્રેન એ સમયે તૈયારજ ઉભી હતી. અમોએ પહેલાના જેવો એક સુંદર ખાલી ડબ્બો શોધી કાઢી પોર્ટર પાસે અમારો સામાન મૂકાવ્યો. પોર્ટરને બે ચાર આનાના પૈસા આપી વિદાય કર્યા. પછી હું તથા મોહનપ્રસાદ કમ્પાર્ટમેન્ટમાં બેસી ગયા અને અમારા કાર્ય સંબંધી નાના પ્રકારના વિચારો કરવા લાગ્યા.

આગ્રાથી ટ્રેઇન છૂટી, ટણું ટણું શબ્દ સંભળાયો. તે ગંભીર મધ્ય રાત્રે, અંધકારથી આચ્છાદિત થયેલી સુષુપ્ત પ્રકૃતિની નિદ્રાનો ભંગ કરીને, મહા શબ્દથી એક હલચલ મચાવી ટ્રેઈન આગ્રાનો ત્યાગ કરી વારાણસી લાઇનપર વેગપૂર્વક ચાલવા લાગી.

હવે મોહનપ્રસાદનું મુખ ખુલ્યું. તે હવે ચૂપ કરી બેસી ન રહેતાં મારી પાસે સરી આવીને બોલ્યોઃ—“ અમદાવાદથી આગ્રા સૂધી હું સૂવાનો ડૉળ કરી બૅંચપર સુઇ રહ્યો હતો એ ખરૂં, પરંતુ ખરી રીતે હું બિલ્કુલ ઉંઘ્યો જ નથી. આપતો સારી રીતે જાણો જ છો, જનાબ ! કે કોઈ પણ મહાન કામનો બોજો મારા શિર પર આવી પડે છે, ત્યારે મને એવી રીતે આડે પડખે પડી વિચાર કરવાની એક આદત જ પડી ગઇ છે. વળી આ સર્વ ભયંકર મામલાના વિચારો, મગજની અંદર દાખલ થવાથી, સારી ઉંઘ આવવી એ પણ સર્વથા અસંભવિત જ છે. અમદાવાદથી આગ્રા સૂધીના એ લાંબા રસ્તે, હું ફક્ત આંખો મીંચીને, આ ખૂનના સંબંધમાં સાંગોપાંગ વિચાર જ કરતો આવ્યો છું. મારા મનમાં એ દરમ્યાન અનેક પ્રશ્નો ઉપસ્થિત થયા છે, જો આપ મને અનુમતિ આપો, તો હું આપને એ સર્વ પ્રશ્નો અનુક્રમે પૂછવાની ઈચ્છા ધરાવું છું. ”

મેં કહ્યું કેઃ—“ એમાં શી હરકત છે મોહન ! તું મારો ખરો

લાયક સહકારી છે. તને યોગ્ય પુરૂષ ધારીનેજ મેં મારી સાથે લીધો છે. વળી આ મામલાનો ભયંકર ભેદ ખોલવામાં તું મને ખરો મદદગાર થઈ પડીશ, એવી આશાથી જ હું તને મારી સાથે બનારસ લઇ જાઉં છું, તારા મનમાં જે કાંઇ સવાલો પેદા થયા હોય, તે તું લેશ માત્ર પણ સંકોચ રાખ્યા વિના બે ધડક મને પૂછી જો. તું તારા મનમાં એવો વિચાર પણ લાવીશ નહિ કે હું તારો ઉપરી અમલદાર છું. ભાઇ ! તું મને તારો સહકારી જ માની લે. મારી પાસે શર્મ કે સંકોચ રાખવાનું કશું પણ કારણ જ નથી. ”

મોહનપ્રસાદે આ વખતે સરકારી વકીલની પેઠે મારી જુબાની લેવી શરૂ કરી. તેણે મને પ્રથમ પ્રશ્ન આ પ્રમાણે પૂછ્યો કેઃ—“ આપ આ ખૂનના સંબંધમાં શું ધારો છો વારૂ ? ”

મેં કાંઇક વિચાર કરીને જવાબ આપ્યોઃ—“ મને સંપૂર્ણ વિશ્વાસ છે કે, રમણીકલાલની સ્ત્રી ગુમ થઇ નથી, પણ તેનું ખરેખર ખૂન જ થયું છે. ફક્ત એક જણ દ્વારા જ આ કામ થયું નથી. આ મામલામાં બીજા કેટલાક પાકા ખેલાડીઓ પણ સામેલ છે. સામે એક જણથી આવું સંગીન કામ કદાપિ બની શકે એવો કાંઇ સંભવ જ નથી. ”

મોહનપ્રસાદે પૂછ્યુંઃ—“ મારી પણ એવી જ ધારણા છે. આ મામલામાં જેઓ સામેલ થયેલા છે, તેમાંનો કોઈ એક માણસ અવશ્ય કિમિયા વિદ્યા જાણતો હોવો જોઇએ. પાંચ દિવસ પછી આવેલો એક કપાયલો હાથ કે જે લેશ માત્ર પણ સડ્યો નથી અથવા ગંધાયો નથી, એમાં અવશ્ય કાંઈક કિમિયો જ કરેલો છે. વળી એ હાથ ફરિયાદીને જે વ્યક્તિએ મોકલ્યો છે, તે વ્યક્તિનું સાહસ તથા શક્તિ પણ કાંઇ જેવી તેવી નથી. સારી રીતે કિમિયો જાણ્યા સિવાય મરેલા

મનુષ્યના હાથને આવી હાલતમાં રાખી મૂકવો, એ કાંઇ જેવું તેવું કામ નથી. બનારસ શહેર કિમિયાગીરીથી ભરેલું છે અને એ કિમિયાની મદદથી બનારસમાં એવા એવા કાંડો ઉપસ્થિત થાય છે કે જેથી ભલા ભલા જાસૂસો પણ થાપ ખાઇ જાય છે. ઠાકોર સાહેબ ! આવો ભયંકર ગેબી મામલો મેં હજી સૂધી જોયો નથી, અરે સાંભળ્યો પણ નથી, આ મામલાની તપાસ ચલાવી ખરો ભેદ ખોળી કાઢતાં આપણને ઘણી ઘણી મુશ્કેલીઓ વેઠવી પડશે. ”

મેં કહ્યું:—“ મારી પણ એવી જ માન્યતા છે, આવો મામલો હજી સૂધી મારા હાથમાં આવ્યો જ નથી. આજે પહેલ વહેલો જ હું સાહસ કરીને બહાર નીકળી પડ્યો છું. મને આશા છે કે, જો આપણે સતત પ્રયત્ન કરીશું તો, ઈશ્વર અવશ્ય આપણા કામમાં આપણને યશ આપશે તથા રમણીકલાલની સ્ત્રીનો પણ પત્તો મળી શકશે. ”

મોહનપ્રસાદે કહ્યું:—“ આપ શું એમ ધારો છો કે, રમણીકલાલની મરેલી સ્ત્રીનું મડદું હજી સૂધી હયાત જ હશે ? અથવા તેની જીવિતાવસ્થામાં હાથ કાપીને બદમાશોએ મોકલી આપ્યો હશે ? ”

મેં કહ્યું:—“ મોહન ! તારી આ વાતનો મારાથી બરાબર જવાબ આપી શકાય તેમ નથી. રસાયણ અથવા કિમિયા–વિદ્યાની સહાયતાથી અર્કદ્વારા કોઈ મુડદાંને એક અઠવાડિયાં સૂધી અવિકૃત અવસ્થામાં રાખી શકાય છે, એવી વાત પણ મેં સાંભળી છે, મેદમાં સમય પ્રાણહીન દેહ, અઠવાડિયાં પછી બરાબર સારી હાલતમાં રાખી શકાતો નથી, એવી મારી માન્યતા છે. વળી રમણીકલાલની સ્ત્રી જીવતી હોય અને તેને હાથ કાપીને કોઇ પણ બદમાશ રમણીકલાલ પાસે મોકલવાનું સાહસ કરે એ પણ મને સંભવિત લાગતું નથી.

આ ગેબી ખૂનના મામલામાં ખરૂં શું રહસ્ય છૂપાયલું છે, એની મારાથી તો કલ્પના પણ કરી શકાતી નથી. "

મોહને પૂછ્યું:—" ત્યારે હવે હું આપને એક નવો સવાલ પૂછવા માગું છું, આ ખૂનનો હેતુ શો હોવો જોઇએ, એ વિષયમાં આપની શી માન્યતા છે? અર્થ અથવા અલંકાર મેળવવાના આશયથી આ ખૂન પેદા થયું હોય, એમ માનવાનું કશું પણ કારણ મળતું નથી. આ ગુપ્ત હત્યાનો ઉદ્દેશ અવશ્ય કાંઇક ભયાનક રહસ્યથી ભરેલો હોય એમ જણાઇ આવે છે. "

મેં કહ્યું:—" મને પણ એવી જ એક શંકા ઉપજે છે ખરી, ઘણું કરીને પૈસા અથવા અલંકારના લોભથી આ હત્યાકાણ્ડનો ઉદ્દેશ ઉદ્દ્ભવેલો નથી. અલંકાર જ આ હત્યાકાણ્ડનો ઉદ્દેશ હોત, તો રમણીકલાલની સ્ત્રીના મુડદાંના સંબંધમાં આવી પંચાત કરત નહિ. સાધારણ બદમાશો આવા વિષયમાં પોતાનું કામ ખતમ કરીને પ્રથમ લાશને ઠેકાણે કરવાનો રસ્તો જ શોધે છે. પરંતુ આ મામલામાં એવો પ્રકાર ઉદ્દ્ભવેલો જોવામાં આવતો નથી. ખાસ કરીને રમણીકલાલની પાસેથી મેં જે કાંઇ સાંભળ્યું છે, તે ઉપરથી તે મરેલી રમણીના શરીરપર આશરે ત્રણ સો રૂપિયાનાં ઘરેણાં હતાં, એમ સાફ જણાઇ આવે છે. એટલા સામાન્ય રૂપિયાને માટે કાશીના બદમાશો કદાપિ પાંચ સાત એકઠા મળીને આવું કામ કરે જ નહિ. મને ચોક્કસ ખાત્રી છે કે, આ કામ અવશ્ય પાંચ–સાત માણસો દ્વારા જ થયું છે. જો સાત માણસો દ્વારા જ આ કામ થયું હોય, તો હવે સવાલ એ ઉત્પન્ન થાય છે કે, ત્રણ સો રૂપિયા જેવી નજીવી રકમમાં તેમને તેમની મહેનત બદલ શું મળી શકે તેમ છે? ચાળીસ–પિસ્તાળીસ રૂપિયાની ખાતર કાશીનો કોઇ પણ બદમાશ આવા કામમાં

હાથ નાખવાને તૈયાર થાય, એ વાત પર પણ મને બિલ્કુલ વિશ્વાસ બેસતો નથી. વળી જો કદાચ એમ જ હોય, તો પછી તે લોકો રમણીકલાલની બીના મડદાને આ પ્રમાણે ચૂંથણા શા માટે કરે ? મોહનપ્રસાદ ! ગમે તેમ હો, પણ મામલો ઘણા ગંભીર સ્વરૂપપર આવી આ મામલાની બાતમી મેળવવી એ કાંઇ નાની સૂની વાત નથી. "

મોહનપ્રસાદે કહ્યું:–" આપની સાથે મારો મત બરાબર મળતો આવે છે, આપના અનુમાન પ્રમાણે આ મામલાનો હેતુ વૈરની વસુ-લાત કરવાનો હોય એમ જણાઇ આવે છે, મારૂં અનુમાન પણ એવું જ છે. આ ખૂન પૈસાના લોભથી થયું નથી, વૈરની વસુલાત માટે જ થયું છે. "

મેં કહ્યું:–" એ સિવાય બીજું શું હોઇ શકે મોહન ? આખો મામલો અત્યારે ભયંકર ભૂલભૂલામણીથી ઘેરાઈ ગયો છે. સત્ય રહ-સ્યને શોધી કાઢવું એ મહા મુશ્કિલ છે. તેમ છતાં પણ જ્યારે આપણા બન્નેનો મત બરાબર મળતો આવે છે, ત્યારે આપણે આપણા કાર્યમાં કાંઇક સિદ્ધિ મેળવી શકીએ એવી આશા બંધાય છે. પરંતુ તપાસ કરતાં આપણને વળી એમાંથી પણ કાંઇક નવીન રહસ્ય મળી શકે તેમ છે અને તે સાથે આપણો આ અનુમાનથી ઉપજાવી કાઢેલો સિદ્ધાત શેતરંજીની બાજી જેવો પણ થઇ પડે તેવો સંભવ પણ રહે છે. મનુષ્યની દરેક ધારણા કાંઇ દરેક વખતે ખરી પડતી નથી. ઘ-ણીવાર એ ધારણાથી કાંઇક જુદું જ પરિણામ આવે છે. "

મોહનપ્રસાદ આ વખતે બેંચપરથી ઉઠીને બેઠો થયો. હું તેના મનનો ઉદ્દેશ જાણી ગયો. તેણે પોતાની મેળે જ કહ્યું કે:—" હવે આપને હું નકામી વાતો કહીને હેરાન કરીશ નહિ. હવે થોડીવાર

હું ઉંઘ લઉં છું, આપ પણ થોડીવાર આંખમીંચી સૂઓ. આટલી રાત્રે હવે પછીનાં સ્ટેશનોપરથી બીજો કોઈપણ માણસો ગાડીમાં બેસશે નહિ. વળી મેઇલટ્રેન હોવાથી નાનાં નાનાં સ્ટેશનો પર થોભશે પણ નહિ. કાલે સવારે પાછી આપણે આપણા કામ સંબંધી વાતોચીતો કરીશું. તેમ છતાં પણ એકવાત હું આપને પ્રથમથી જ કહી દેવાનું ઉચિત ધારૂં છું કે, હું કાશી આવ્યા પછી ત્યાંની કોટવાળીમાં આપની સાથે રહીશ નહિ. જરૂર પડશે આપની તથા નાસિર સાહેબની સાથે હું કોટવાળીમાં આવીને મળીશ ખરો, પરંતુ રતનને ઘેર જ મારો મુખ્ય મુકામ રહેશે. ”

આમ કહીને મોહનપ્રસાદ પાછો બેંચપર આડેપડખે પડી સૂઈ ગયો અને સૂતો સૂતો અત્યારના ચાલૂ મામલાના સંબંધમાં તરેહ તરેહવારના વિચારો કરવા લાગ્યો. ત્યારપછી તેણે મારી સાથે એક પણ વાત કરી નહિ. મેં પણ તેની સાથે વાતચીત કરવાનું ઉચિત ધાર્યું નહિ.

મોહનની કહેલી એ રતનનો કાંઈક સામાન્ય પરિચય આ સ્થળે જ હું મારા પાઠકબંધુઓ સમક્ષ આપી દેવાનું અધિક ઉચિત ધારૂં છું; પાછળથી એ રતનની સાથે પાઠકોનો ખૂબ પરિચય થશે. રતન ગણિકા નથી, તોપણ આ મોહનપ્રસાદની પ્રેમાકાંક્ષિણી છે ખરી. તે મોહનપ્રસાદને બહુ જ ચાહે છે. જ્યાં સૂધી હું જાણું છું, ત્યાં સૂધી હું દૃઢતાની સાથે કહી શકું છું કે, એ મોહનપ્રસાદ જ તેનું ભરણપોષણ કરે છે. વળી એમ પણ કહી રાખું છું કે, એ મોહન પ્રસાદ હજી સૂધી અવિવાહિત છે. તેણે પોતાની જાતિની કોઇપણ કન્યા સાથે લગ્ન કર્યાં નથી.

રતન સુંદરી, સુચતુર, સુબુદ્ધિશાલિની અને ઘણી જ ચાલાકિ

ચપળા છે, તેને જોવાથી તે શરમાળ ગૃહસ્થકન્યા હોય એમ જ જણાઈ આવે છે. તે એક સંપત્તિશાળી વણિકની કન્યા છે. અત્યારે તેનાં માતાપિતા આદિ કોઇપણ જીવતું નથી. વહેપારમાં દેવાળીયો થવાથી, તેનો પિતા તેને ઘોર દરિદ્રતા અથવા ગરીબાઇમાં મૂકી ગયો. તે અમદાવાદમાં આવેલા સારંગપૂર નામના જિલ્લાની તળીયાની પોળમાં રહેતી હતી. હજી સૂધી અમદાવાદમાં તેનાં મકાન મોજૂદ છે. પરંતુ તેનો કાકો કારસ્થાન કરી તેને પચાવી પડયો છે. રતનનો પિતા જાતિનો શ્રાવક વાણીઓ હતો, શેરની દલાલીનો વ્યવસાય કરવાનો તેને ઉન્માદ લાગ્યો હતો અને એ ઉન્માદના યોગે જ તેના પિતાની લાખો રૂપિયાની મિલ્કતનું તેણે પાણી કરી નાખ્યું હતું. અમદાવાદ શહેરમાં સટ્ટાનો ધંધો ધમધોકાર ચાલે છે અને એ સટ્ટાથી ઘણા માણસો ક્ષણવારમાં ભીખારીમાંથી તવંગર બની જાય છે તથા તવંગરમાંથી રસ્તાનાં રખડતા રઝળતા રાંક પણ બની જાય છે. સટ્ટાનો વ્યવસાય મુખ્યત્વે વણિક વર્ગમાં વિશેષ ચાલે છે. રતનના પિતાની દુર્દશા થવા પછી તેની માતા તેનો એક ભાઇ વારાણસીમાં રહેતો હતો, તેની પાસે રતનને લઇને આવી હતી. પરંતુ પ્લેગના સખ્ત રોગથી રતનનો તે મામો, તેનું આખું કુટુંબ તથા તેની માતા આદિ સર્વ કાળના કરાળ મુખમાં જઇ પડયાં હતાં અને કાશીના કારસ્થાનીઓના કારસ્થાનથી રતનના મામાની બધી મિલ્કત બરબાદ થઇ ગઇ હતી એથી રતન અત્યારે છેક ગરીબ હાલતમાં આવી પડી હતી. એ ગરીબ હાલતમાં જ રતનના ઉપર એક બદમાશે બનાવટી કેસ માંડી તેને પોતાની પત્ની હોવાનું સાબિત કરવાની કોશિશ કરી હતી, એ વખતે આપણા આ મોહનપ્રસાદે તેને ઘણી સારી મદદ કરી હતી. રતન ત્યારથી જ મોહનપ્રસાદની ખાસ

તાબેદાર અને આશ્રિતા થઇ પડી હતી. મોહનપ્રસાદે રતનના એ મહા ભયાનક બનાવટી મામલામાં જો તેને બરાબર મદદ ન કરી હોત, તો કદાચ રતનના ધર્મનો પણ બચાવ થઇ શકત નહિ.

માત્ર એટલું જ નહિ, પરંતુ રતનની બુદ્ધિ તેની ઉમ્મરના કરતાં પણ વધારે પ્રખર છે, મોહન જ્યારે બનારસની કોટવાળીમાં હતો, ત્યારે એ રતને, પોલિસની છુપી તપાસનાં ઘણાં કામોમાં મોહનને ઘણી મદદ કરી હતી. મોહનના શિક્ષણથી, તે બંદૂક ફોડતાં, છૂપો પોશાક ધારણ કરતાં, અનેક મોટા ઘરોનાં જઇને જાસૂસગીરી કરતાં પણ શીખી છે. અંગ્રેજીમાં શક્તિશાળી સ્ત્રીઓને માટે પ્રયુજ્ય " Amozon " નામનું એક વિશેષણ છે, બલવાન અને બુદ્ધિમતી રમણીઓને માટે એ વિશેષણનો પ્રયોગ કરવામ! આવે છે. રતનના સંબંધમાં એ વિશેષણ સંપૂર્ણ રૂપે યોજવા યોગ્ય છે.

શિવનું નિવાસ ક્ષેત્ર વારાણસી, ભારતનું મુખ્ય તીર્થસ્થાન છે. અહીં સારા નરસાં તમામ જાતનાં માણસોનો સમાવેશ થયેલો છે, એક તરફ જેવી રીતે ધર્મનો પ્રબળ પ્રવાહ ઉછળી રહ્યો છે, જ્ઞાનની પ્રખર જ્યોતિ વિકસી રહી છે, તેવી જ રીતે બીજી તરફ પાપનો ઘોર નરકાંધકાર છવાયલો છે, એક તરફ જેવી રીતે મહાપંડિત, દંડી, જતી, સંન્યાસી, સાધુ, પરિવ્રાજકોનાં અસંખ્ય અન્નક્ષેત્રો તથા મઠોની મોટી મોટી હારો આવેલી છે, બીજી તરફ તેવી જ રીતે ચોરી, લૂટફાટ, બદમાશી, ખૂન, અપહરણ, દગાબાજી અને વ્યભિચારનું પણ તાંડવનૃત્ય ચાલી રહ્યું છે.

હિન્દુઓમાં વારાણસી એક મહાતીર્થ ગણાય છે, ઘણાઓનો વિશ્વાસ એવો છે કે, કાશી શિવલોકના સમાન પુણ્યભૂમિ છે અને એક સમયે એ સુવર્ણમય હતી. હમણાં કલિકાળમાં તે સર્વ વિલુપ્ત

થઇને મૃત્તિકા અને પત્થરના રૂપમાં બદલાઇ ગઇ છે. જે ગંગા કાશીના તળ પ્રદેશમાંથી પ્રવાહિત થઇ છે, તેના પુણ્યમય જળ આ જગતમાં બીજાું નથી. ભવાનીપતિ વિશ્વેશ્વરનું સ્મરણ કરીને એ જળમાં સ્થાન કરવાથી, જીવનાં સકળ પાપો દૂરીભૂત થાય છે અને અંતે મોક્ષધામ પ્રાપ્ત થઇ શકે છે.

એ પંચકોશ વ્યાપી કાશીમાં મૃત્યુ નવાથી, મહાપાપીનાં પાપોનો ક્ષય થઇને અક્ષય સ્વર્ગ સંપાદન કરી શકાય છે તથા શિવલોકની પ્રાપ્તિ થાય છે. કાશીમાં આવી યાગ, યજ્ઞઆદિપુરુષ કાર્ય કરી શકવાથી, તેના વશંપરંપરાનાં ચાલ્યાં આવતાં પાપોનો નાશ થાય છે. કાશીના રજકણને ભક્તિપૂર્વક મસ્તકપર અર્પણ કરી શકવાથી પણ ઘણું પુણ્ય સંચિત થાય છે. જાત્રાળુઓ મોગલસરાઇથી જ્યારે ડફરિન બ્રિજપર થઇને આવે છે, અથવા નૌકામાં બેસી આવે છે, ત્યારે ભક્તિભાવે ઉલ્લાસની સાથે "જય જય કાશીનાથ વિશ્વેશ્વરનો જય" ના ગગન ભેદી ચીત્કારથી ભૂમિમંડળને કંપાવી મૂકે છે. તે એકી સાથે બહાર નીકળેતા સેંકડો હજારો અવાજથી ટ્રેન સુદ્ધાંત કંપી ઊઠે છે. કાશીનો મહિમા અપાર છે ! કાશીની ખૂબી ઓર છે."

પરંતુ આ સ્થળે હું રતનનો પરિચય આપવા બેઠો છું એટલે વચ્ચમાં કાશીનો પરિચય કરાવવો મને અનુચિત લાગે છે. પ્રસંગોપાત હું મારા વાંચકબંધુઓને કાશીનો સર્વ વૃત્તાંત સંક્ષેપમાં કહી સંભળાવીશ કે જેથી, કાશી સંબંધી ઘણું ઘણું નવું જાણવાનું મળી શકશે.

હવે તું પુનઃ રતનના સંબંધમાં સર્વ વૃત્તાંત વાંચકોને વિદિત કરું છું:—

રતનકુમારી બાલ વિધવા છે. બદમાશ લોફરોએ પહેલા વહેલાં તેનાપર ઘણો ઉપદ્રવ ચલાવ્યો હતો. પરંતુ એ રતન જ્યારથી મોહનપ્રસાદના આશ્રય તળે આવી છે, ત્યારથી તે સર્વ બદમાશો તેના પર કોઈ પણ પ્રકારનો અત્યાચાર કરવાનું સાહસ કરી શકતા નથી.

રતન ઘણી જ પ્રતિશોધ-પરાયણા છે. તેનાપર જો કોઇ જરા પણ જુલ્મ ગુજારે છે, તો તે તેને દુનિયામાંથી નાબૂદ કર્યા સિવાય શાંત રહેતી નથી. તે એ સઘળા બદમાશોના અત્યાચારની વાતને હજી સૂધી ભૂલી નથી. તેના હાડેહાડ તેથી વીંધાઇ ગયાં છે અને એ વૈરની વસુલાત માટે તેણે મહાભંકર પ્રતિજ્ઞા લઈ લીધી છે. પ્રથમ મોહનપ્રસાદ કાશીના જાસૂસ-વિભાગનો એક નામજાદો સરકારી અમલદાર હતો. તેણે કોશિશ કરીને અનેક બદમાશ તથા લોફરોને માજીસ્ટ્રેટની પાસે હાજર કરી દીધા હતા. કૃતજ્ઞતાને વશ થઇને રતન, મોહનપ્રસાદની તાબેદાર થઇ પડી અને ત્યાર પછીના તેની તપાસણીના કામોમાં રતન તેને ખૂબ મદદ પણ કરવા માંડી. બદમાશો અને લોફરોના ઉપર તેને સ્વાભાવિક જ અત્યંત ક્રોધ ઉત્પન્ન થયો હતો. એટલા માટે તે એક પ્રકારના આંતરિક આગ્રહની સાથે મોહનપ્રસાદના એ બદમાશોને દબાવી દેવાના કામમાં સારી સહાયતા કરતી હતી. વળી કાશીના બદમાશો ઇન્સ્પેક્ટર નાસિરખાંથી જેટલા ડરતા નહોતા, તેટલા આ મોહનપ્રસાદથી ડરતા હતા. મોહનપ્રસાદનું નામ સાંભળીને થરથર કંપી ઉઠતા હતા. મોહનપ્રસાદ ખરી રીતે કાશી શહેરના બદમાશોનો રાજા કહેવાતો હતો.

રતનનો સઘળો ભાર મોહનપ્રસાદે પોતાના શિરપર વહોરી લીધો હતો. બનારસ ચૉકની પાસેની એક એકાંતવાળા મહોલ્લામાં

કોટવાલીની છેક નજીકમાં, મોહનપ્રસાદે રતનને માટે એક નાનું મકાન ભાડે રાખી આપ્યું હતું. રતન એ મકાનમાં જ રહેતી. મોહનપ્રસાદ બે ત્રણ મહિને એકવાર પણ, બે ચાર દિવસની રજા લઈને રતનને મળવા માટે અમદાવાદથી કાશી આવતો હતો. રતનને મળ્યા વિના તેને જરા પણ ચેન પડતું નહોતું.

રતનના સંબંધમાં આટલી વાત કહેવામાં આવી, તેનું કારણ એ છે કે, એ રતનબાઇને વાંચક આ નવલકથામાં ઘણીવાર જોઇ શકશે તથા તેની દક્ષતાનું દિગ્દર્શન પણ કરી શકશે. આ ખૂનનો ખરો ભેદ ખોળી કાઢવામાં મોહનપ્રસાદની પેઠે રતનબાઇએ પણ મને બનતી મદદ આપી હતી, તે ગમે તેમ હો. એ સર્વ વાર્તા કહેવાની હવે કશી પણ આવશ્યકતા જણાતી નથી. પાછળથી પ્રસંગોપાત વાંચક બંધુઓ આપોઆપ જ એ બધી બીના જાણી શકશે,

મોહનપ્રસાદ કે જે મુખ બંધ કરી બૅંચપર આડે પડખે પડી તેના આખા શરીરને લાંબું કરી પડ્યો હતો, તે સવાર થતાં સુધી ત્યાંથી પાછો ઉઠ્યો નહિ. મારા ભાગ્યમાં પણ ગંભીર નિદ્રાનો સંયોગ મળ્યો નહિ. મેં ઘણીવાર સુવાની કોશિશ કરી હતી, પરંતુ કોઇ પણ રીતે સુઇ શક્યો નહોતો. થોડીવાર આંખો મીંચયા પછી તે પાછી પોતાની મેળે જ ઉઘડી જતી હતી.

ધિના સ્ટેશન છોડયા પછી મોહનલાલ નીચે ઉતરી પડ્યો અને હસતા મુખે બોલ્યો કેઃ—" કેમ ડાકેર સાહેબ ! કાંઇ ઉંઘ આવી હતી કે ? "

મેં જવાબ આપ્યોઃ—" વિધાતાએ મારા ભાગ્યમાં એવું સુખ લખ્યું નથી મોહન ! હું ધારૂં છું કે, તું રણક્ષેત્રના સૈનિકની પેઠે, આમ તેમ પાસાં બદલી ઉંઘવાનો ખાસ અભ્યાસી છે. આ જાસૂસ-

ગીરીના ધંધામાં પડયા પછી સુખે સૂવાનો સમય ચાલ્યો ગયો છે. અનેકવાર પ્રિયતમા પત્નીની સૉડયમાંથી ઉઠીને પણ કાર્યમાં ગુંથાવું પડે છે. પણ હવે એ બધી વાતો કહેવાની કાંઇ જરૂર જ નથી, આમ જો, હવે મોગલસરાઈનું સ્ટેશન છેક નજીકમાં આવી પહોંચ્યું છે. મોગલસરાઇથી કાશી શહેર વધારે દૂર નથી, માટે તારે પ્રથમથી જ તારા ઉતારાનો નિશ્ચય કરી લેવાની જરૂર છે. શું તું મારી સાથે પોલિસ–ગેટમાં ઉતરવાનો છે કે બીજે કયાંય ઉતરવાનો છે? હું ધારૂં છું કે, તું કાશીનો નિવાસી હોવાથી બીજી જગાએ જ ઉતરવાનો હોઇશ?"

મોહનપ્રસાદે કહ્યું:–"ના જનાબ! હું આપની સાથે આવીશ નહિ. પ્રથમ હું મારા પુરાણા મુકામપર જઇશ. ત્યાર પછી સાંઝે થાણામાં આવી આપને મળીશ. મોગલસરાઇથી, હું આપનાથી જૂદો પડીશ. સવારની આ ગાડીમાં ઘણા મુસાફરોની ભીડ રહે છે. અનેક બરમાશ–લોફર પંડયાઓ તથા લુચ્ચાઓ જાત્રાળુઓને પેલેપારથી લઇ જવા માટે મોગલસરાઇ આવે છે. એટલા માટે થર્ડ ક્લાસના ડબ્બામાં બેસી મેં એ બદમાશોની સાથે જ કાશી જવાનો વિચાર કર્યો છે. કારણ કે, તેમની સાથે મળી જવાથી કદાચ કાંઇક નવી બીના જાણવાનો અથવા નવો બનાવ બનવાના ખબર સાંભળવાનો મોકો મળી શકે તેમ છે. મને આશા છે કે, એમ કરવાથી હું અવશ્ય ને અવશ્ય કાંઇક પણ બાતમી મેળવી શકીશ."

મેં હસીને કહ્યું:–"એ ઘણી જ મજાની વાત છે! હું તારી સ્વાધીન ઇચ્છા અથવા કાર્યમાં કોઇ પણ જાતની અડચણ કરવા માગતો નથી. હું જાણું છું કે, તું ખાસ કારણ વગર અથવા કોઇ પણ જાતની અડચણ કરવા માગતો નથી. હું જાણું છું કે, તું ખાસ

કારણ વગર અથવા કોઇ પણ પ્રકારના ગુપ્ત ઉદ્દેશ વગર કોઇ પણ કાર્ય જ કરતો નથી, તારે જવું હોય તો ઘણી જ ખુશીની સાથે જા. ”

મોગલસરાઇ સ્ટેશને ગાડી આવી પહોંચી. પ્રકાંડ એજગરની પેઠે ટ્રેઇન ધુમાડાના ગોટેગોટા બહાર કાઢતી કાઢતી વાંકી ચૂંકી ગતિથી તે વિશાળ સ્ટેશનમાં દાખલ થઇ, ગાડી થોભતાંની સાથે જ મોહનપ્રસાદ મને મિલિટરી કાયદાની એક સલામ કરી ગાડીમાંથી ઉતરી પડયો. તેને ત્યારપછી તેની સાથે મારી મુલાકાત થઇ નહિ.

હું પણ સરાસર ગાડીમાં ચઢી બેઠો. ગંગાની ઉપરના લાંબા, ડફરીન બ્રિજપર થઇને ટ્રેઈન કાશી સ્ટેશનમાં આવી પહોંચી. મારા સૌભાગ્યયોગે, થાણામાં જતાંની સાથેજ નાસિરખાંની સાથે મારી મુલાકાત થઇ. તેમણે મને રહેવા કરવાનો સારો બંદોબસ્ત કરાવી આપ્યો અને મને યથા સમયે આવી પહોંચેલો જોઇને તેઓ ઘણા ખુશી થયા.

---

## પ્રકરણ ૫ મું

## ભેદનો આભાસ

(મોહનપ્રસાદનો આત્મકથા)

ઠાકોર સાહેબને છોડીને, હું કાશીની ગાડીમાં બેઠો. લોકોની ઠાંસાઠાંસી અને ભીડમાં મને કષ્ટ થવા છતાં પણ હમેશાં હું તે કષ્ટ સહન કરવાનો અભ્યાસી થઇ ગયો હતો. મારા મનનો ઉદ્દેશ. આ

સર્વ ગાડીમાં રહીને અજાણતાથી, અભાવનીય ઉપાયથી જો કોઇ પણ રીતે આ ખૂનની બાતમી મળી શકે તો તે મેળવવાનો જ હતો. પરંતુ દરેક વખતે માણસના મનની તમામ આશાઓ પાર પડતી નથી. એ પ્રમાણે મારી આશાઓ પણ ફળીભૂત થઈ નહિ.

ગાડીમાં મારા એક ઓળખીતા પંડયાની સાથે મુલાકાત થઇ. તે પંડયો કાશીના ગુજરાતી મહોલ્લામાં જ રહેતો હતો. તે મને જોતાંની સાથે જ કાંઇક ડરીને એક લાંબી–ચોડી સલામ ભરીને બોલ્યો કેઃ—"રામ–રામ, બાબુજી? મિજા જ શરીફ હય કિ?"

મેં જવાબ આપ્યોઃ—"હા પંડયા જી! તબીયત આનંદમાં છે. તમારૂં કામકાજ ઠીક ચાલે છે ને?"

પંડયાએ જવાબ આપ્યોઃ—"હા, ઠીક ચાલે છે! તોપણ હાલમાં શહેરમાં એક ખૂન થવાથી ભારી ખળભળાટ મચી ગયો છે. પંડયા અને જાત્રાળુ લોકોપર પોલિસ ખૂબ જુલ્મ ગુજારે છે."

હું જાણે કાંઇ જાણતો જ નથી અથવા મારા સાંભળવામાં પણ કાંઇપણ આવ્યું નથી, એવો ભાવ દર્શાવીને આશ્ચર્યયુક્ત મુખ-મુદ્રા કરીને મેં તેને પૂછ્યું કેઃ—"કેમ પંડયાજી! પંડયા તથા જાત્રાળુઓપર પોલિસ એવો જુલ્મ શા માટે ગુજારી રહી છે? કોનું ખૂન થયું છે? મામલો શો ઉત્પન્ન થયો છે! આખા શહેરમાં એવો ખળભળાટ જાગવાનું શું કારણ છે!"

પંડયાજીએ જવાબ આપ્યોઃ—"મામલો ઘણો જ ભયાનક છે. શ્રાવણી પૌર્ણિમાને દિવસે એક ગુજરાતી પુરુષની સ્ત્રી ગંગા-સ્નાન કરવા ગઇ હતી. તેના શરીરપર ઘણાં ઘરેણાં હતાં- તે સ્ત્રીનો હમણાં ક્યાંય પણ બિલ્કુલ પત્તો જ મળતો નથી. ગુજરાતી પુરૂષ ખૂબ ધનવાન માણસ છે. તેણે પોલિસમાં ફરિયાદ માંડી પોતાની

સ્રીનો પત્તો મેળવવાના ચાંપતા ઈલાજો લીધા છે, એથી કરીને પોલિસે આખા શહેરમાં એક જાતનો ખળભળાટ મચાવી મૂક્યો છે. થોડા વખતમાં જ સરકાર તરફથી એક મોટું ઈનામ બહાર પડવાની સંભાવના રહે છે. પોલિસ—સરકાર બિચારા ગરીબ પંડયાઓ તથા જાત્રાળુઓપર શક લાવીને અસહ્ય અત્યાચાર ચલાવી રહી છે. અમારા જેવા રાંક લોકોનો તો આજકાલ રોટલો પણ બંધ થઇ ગયો તે. પોલિસની ધારણા એવી છે કે, કોઇ બદમાશ જાત્રાળુ હરામખોર પંડયાની સહાયતાથી એ સ્રીનું હરણ કરી ગયો છે. સાહેબ! પોલિસે તો આજકાલ કાળો કેર વર્તાવી મૂક્યો છે. ઘણા ઘણા પંડયાઓને ઘેર જપ્તિ કરવામાં આવી છે. ઘણા ઘણા બદમાશોના અડ્ડાઓને નાબૂદ કરી નાખ્યા તે શહેરની આવી કફોડી સ્થિતિ થવાથી મારા જેવા ગરીબ પંડયાઓ તો મોટી ખાદમાં આવી પડયા છીએ, ”

મેં જોયું કે, પંડયાની વાતમાંથી કાંઇ નવું જાણવા જેવું મળી શક્યું નથી. તેમ છતાં પણ તેને સહજ ચીડવવાની ખાતર મેં કાંઇક મશ્કરી કરીને કહ્યું કેઃ—“ તમારી એવી એક પ્રખ્યાતિ છે ખરી. તમે જાત્રાળુઓના પૈસાથી જીવિકા ચલાવો છો અને પાછા સુવિધા મળતાં તેમનાપર જ જુલ્મ ગુજારો છો, ગુજરાતમાં જેવી રીતે ડાકોર અને સિદ્ધપુર આદિ તીર્થસ્થાનોના પંડયાઓ બદમાશ ગણાય છે, તેવી જ રીતે ઉત્તર હિન્દુસ્તાનમાં આ કાશીના પંડયાઓની બદમાશી મશહુર છે, સિદ્ધપુર અને ડાકોરના ઘણા ખરા પંડયાઓનાં ઘર તો વ્યભિચારના અખાડા જેવા જ થઈ પડયાં છે, અનેક ભોળા જાત્રાળુઓ એ ધર્મના દલાલ રૂપ પંડયાઓના પંજામાં સપડાઇને પાયમાલ થઇ ગયા છે, કાશીમાં પણ હવે એવા જ બનાવો બનવા માંડયાં છે, મને

ચોક્કસ ખાત્રી છે કે, આ કાશી શહેરમાં દગાબાજી, ચોરી, લૂટફાટ અને અપહરણના જેટલા બનાવો બને છે, તે બધા એ પંડયાઓની મદદથી જ બને છે. તોપણ આજકાલ પોલિસની સખ્ત નજર રહેવાથી પંડયાઓનું જોર કાંઇક નરમ પડવા માંડયું છે. પુષ્કરરાજ બ્રહ્માનુ તીર્થસ્થાન ગણાય છે, હજારો ભાવિક જાત્રાળુઓ ત્યાં જાય છે, પરંતુ ત્યાં પણ આ કાશીના જેવા પંડયાઓનો પૂર્ણ ઉપદ્રવ ચાલી રહ્યો છે. મારી માન્યતા પ્રમાણે પંડાઓને નાબૂદ કર્યા વિના આ બધાં ભયંકર બનાવો બનતા અટકશે નહિ."

પંડાએ કહ્યું:—"બાબુજી! આપતો પોલિસના માણસ છો, એટલે આવી વાત કહો, એમાં કાંઇ નવાઇજ નથી. પરંતુ બધા પંડયાઓ કાઇ બદમાશ, ચોર કે લૂટારા હોતા નથી. જો આપ એમ ધારતા હો કે, તમામ પંડયાઓ શયતાન છે, તો એમાં આપની કાંઇક ભૂલ થાય છે, મેં મારી જિન્દગીમાં હજી સુધી કોઇપણ જાત્રાળુને હેરાન કર્યો નથી, મારી વિરૂદ્ધમાં એક કેસ પણ મંડાયો નથી, મરનાર સ્ત્રીનું ખૂન કોણ જાણે કોણે કર્યું હશે, પરંતુ અત્યારે તો એ ખૂનના મામલાને લઈને બિચારા પંડયાઓ અસંખ્ય દુઃખ ભોગવી રહ્યા છે,"

મેં તેની પીઠ થાબડીને કહ્યું કે:—"પંડયાજી! હું તમને પણ એ બદમાશોની હારમાં મૂકવા માગતો નથી, કારણ કે, હજી સુધી તમારા સંબંધમાં એવી કોઇપણ બદમાશીની વાત મારા જાણવામાં આવી નથી, વળી બીજા બધાં પંડયાઓ પણ એવા બદમાશો જ હોય છે, એવી મારી ધારણા નથી, તેમ છતાં પણ એવા અનેક પંડયાઓ પડયા છે કે, જેઓએ બદમાશી, ચોરી કે લુટફાટના

ઉપાયથીજ પોતાનું ગુજરાન ચલાવે છે. મેં એમાંના પાંચ સાત જણને તો જેલમાં પણ મોકલાવ્યા છે, એથીજ અત્યારે તમને આવી વાત કરી રહ્યો છું. કાશીમાં ધર્મને નામે ધાડ પાડનારા લોકોનો સમૂહ ઘણા મોટા પ્રમાણમાં હયાતી ધરાવે છે અને એમની મારફત જ આ ખૂન થયું હોય એમ જણાય છે."

આવી રીતે ઘણી ઘણી વાતોચીતો કરવા છતાં પણ પંડ્યાની પાસેથી હું કાંઇ વિશેષ નવી જાણવા જેવી વાત મેળવી શક્યો નહિ. બરાબર વખતસર રેલગાડી કાશી સ્ટેશને આવી ઉભી રહી.

અમારી સાથે કાંઇ બીજો વધારે સામાન નહોતો, એથી ગાડીમાંથી ઉતરતાંની સાથેજ હું એક સેકન્ડ ક્લાસ ગાડી ભાડે કરીને, મારા મકાન તરફ રવાના થયો. પહેલાં મારા મનમાં એવી ઇચ્છા થઇ આવી હતી કે, સહુથી પ્રથમ રતનને ઘેરજ જાઉં. પરંતુ કેટલાંક કારણસર મારે મારી એ ઇચ્છાને દબાવી દેવી પડી.

રતનને વાંચકો સારી રીતે ઓળખતા નહિ હોય. કદાચ તેના સંબંધમાં, ઘણાના મનમાં એક પ્રકારની ખરાબ ધારણા પણ ઉત્પન્ન થઇ ગઈ હશે. એટલા માટે આ સ્થળે હું તેનો સહજ સંક્ષિપ્ત ઇતિહાસ રજૂ કરવાનું વિશેષ ઉચિત ધારૂં છું."

રતનબાઇ એક વાણિયાની કન્યા છે. તે યુવતી, રૂપવતી, બહુબોલી, ચપળ, ચાલાક અને બાળ વિધવા છે. એક વખતે અજાણતામાં, તેનાથી એક અક્ષમ્ય ભૂલના માર્ગમાં ગબડી પડાયું હતું ખરૂં, પરંતુ ત્યાર પછીથી તે ઘણીજ સંભાળથી ચાલે છે. તે કોઈ એક સંગીન ફોજદારી મુકર્દમામાં સપડાઇ પડી હતી. હું તે વખતે બનારસ પોલિસમાં નોકરી કરતો હતો. એ મુકર્દમો ચલાવવાનો તથા તેની બાતમી મેળવવાનો ભાર મારા શિરપર આવી પડ્યો હતો અને

એ મામલામાં મેં રતનને મારાથી બનતી મદદ કરી મુક્ત પણ કરી હતી.

હું રતનનું રૂપ જોઇ તેનામાં મોહી પડયો; પરંતુ તેની પાસે મારા મનોભાવને વ્યક્ત કરી શકયો નહિ, ઇશારાપરથી મેં તેને જાણવા દીધું નહિ કે, હું તેના રૂપની તીવ્ર જ્યોતિમાં પતંગની પેઠે અંજાઇ ગયો છું. કર્ત્તવ્યમાં મારો હમેશાં એક પ્રકારનો અપૂર્વ પ્રેમ હતો. મારા મનમાં એવી ધારણા હતી અને હજી પણ છે કે, હું સરકારનું લૂણ ખાઉં છું, તો સરકારનું કામ મારે સર્વથી પ્રથમજ કરવું જોઇએ. આવી ધારણા હોવા છતાં પણ બીજા મુકર્દમામાં હું જેવી કાળજીથી તપાસ ચલાવતો હતો, તેવી કાળજીથી આ મુકર્દમાની મારાથી બરાબર તપાસ ચલાવી શકાઈ નહિ. રતનના અપૂર્વ રૂપના પ્રભાવે મારી કઠિન કર્ત્તવ્યપરાયણતાએ કાંઇક શિથિલતા ધારણ કરી લીધી. રમણીના રૂપનો વિજય જ્યારે મહાસમર્થ મુનિવરો પાસે પણ થયો છે, ત્યારે મારા જેવા એક તુચ્છ મનુષ્યની પાસે થાય તો તેમાં આશ્ચર્ય પણ શું હોઇ શકે ?

પહેલેથીજ મારા મનમાં એક જાતની શંકા ઉત્પન્ન થઇ કે, એચાર બદમાશોએ કોઈ લંપટ ધનવાન પાસેથી રૂપિયા ખાઇને તેને એવી ભયાનક આફતમાં નાખી દીધી છે. પોતે કોઇપણ પ્રકારની આપત્તિમાં આવી પડવાથી, તે વ્યક્તિ જેવી રીતે જીવતોડ મહેનત કરીને એ આફતમાંથી બચવાની કોશિશ કરે છે, તેવીજ રીતે એ રતનબાઇને છોડાવવાની તથા તેના મુકર્દમાની તપાસ ચલાવવાની કોશિશ કરવા માંડી. મારા પરિશ્રમની ચેષ્ટાનું અને તપાસનું ફળ વ્યર્થ નિવડયું નહિ. એ મુકર્દમામાં હારી જવાથી, રતનને ઘણું કરીને જેલની સજા ભોગવવી પડત. મામલાને ઉલટાવી પલટાવીને જોતાં મને સાફ જણાઇ આવ્યું કે, એ બધું એક પ્રકારના ભયાનક કૃષ્ણ

કારસ્થાન સિવાય બીજું કશું પણ નહોતું. મેં મારાથી બનતી મહેનત કરીને એ કેસમાં રતનનો જય કરાવ્યો અને તેના દુશ્મનોના અપરાધને બરાબર સચોટ રીતે સાબીત કરાવીને ભયંકર સજા અપાવી. આ સ્થળે હું વાંચકને એટલું પણ જણાવી દેવું ઉચિત ધારૂં છું કે, રતનના આ મામલામાં મારે કાંઇક અસત્યનો આશ્રય પણ લેવો પડયો હતો તથા કેટલાક જૂઠા સાક્ષીઓ ઉભા કરીને રતનના કેસને પુષ્ટિ મળે એવી કોશિશ પણ કરવી પડી હતી.

નિઃસ્વાર્થપણે કરેલા ઉપકારના બદલા તરીકે, માણસના મનમાં એક જાતની સ્વાભાવિક કૃતજ્ઞતા ઉપજી આવે છે. જેઓ કૃતઘ્ન નથી, આફતને વખતે બીજાએ કરેલા ઉપકારને ભૂલી જનારાં નથી, જેમના હૃદયમાં કૃતજ્ઞતા નામક વસ્તુનો અમુક અંશે પણ સંચાર થયેલો હોય છે, તેમની કૃતજ્ઞતાનું મૂલ્ય સહજમાં આંકી શકાય તેમ નથી. આ દુનિયામાં રતનને પોતાનું કહેવા જેવું બીજું કોઇપણ રહ્યું નહોતું. મેં અસંભવિત ઉપાયે, તેને જેલમાં જતી બચાવવાથી, તે મારા પર ઘણીજ ખુશી થઇ, તેના હૃદયમાં મારા માટે એક પ્રકારની અપૂર્વ પ્રીતિ ઉપજી આવી. મુકર્દમામાં જીત્યા પછી, એક દિવસે સાંઝે જ્યારે હું તેને મળવા માટે ગયો, ત્યારે તે મારા બન્ને પગ પકડીને બોલી કેઃ—“ બાબૂસાહેબ ! હું આપની બાંદી છું. આપના કરેલા આ નિઃસ્વાર્થ ઉપકારને હું મારી જિન્દગીમાં કદીપણ ભૂલી શકીશ નહિ. ગુજરાત દેશના અમદાવાદ જેવા ઘણા દૂરના શહેરમાંથી વખાની મારી હું આવી ચઢી છું. મારી માતા, મામા, મામી આદિ સર્વ બે વરસ પર કાશીમાં ઉપજેલા પ્લેગના મહાભયાનક રોગથી મરણવશ થવાથી હું તદ્દન નિરાધાર બની ગઇ છું. દુનિયામાં મને આશ્રય આપે એવું એક પણ સગું વહાલું મારા માટે રહ્યું નથી. જગતમાં મારામાટે

હવે ઉભા રહેવાની જગા પણ રહી નથી. આપ કૃપા કરી મને આશ્રય આપો. ”

કહેવાની જરૂર નથી કે, એ દિવસથીજ હું તેના પ્રેમ–નિધિમાં ડૂબી ગયો. મેં તેને આશ્રય આપ્યો, હું અવિવાહિત યુવક અને તેમાં વળી એક સર્વાંગ સુંદરીનો અથાચિત પ્રેમ પ્રાપ્ત થયો, એટલે પછી પૂછવુંજ શું ? શહેરના સારા પ્રતિષ્ઠિત મહોલ્લામાં એક મકાન ભાડે લઇને, હું તેનું મારી પોતાની પરણેલી સ્ત્રીની પેઠે પરમ પ્રેમ તથા યત્નથી પાલન કરવા લાગ્યો. કેટલાક માસ સુધી, રતનની સાથે વસવાસ કર્યા પછી હું જાણી શક્યો કે, તે હવે પાપ પંકમાં ડૂબવા માગતી નથી. તે ખરા જિગરથી અને એકાગ્રતાથી હમેશાં મારી જ ઉપાસના કરવા ઇચ્છે છે. વળી ઇજ્જત–આબરૂને સાચવી રાખીને, ગૃહસ્થની કુલવધૂની પેઠે રહેવાની તેના મનમાં ઉત્કટ અભિલાષા ઉપજી છે. સાધારણ વસ્ત્રાલંકારમાંજ તેનું મન અત્યંત તૃપ્ત થાય છે. ગણિકાવૃત્તિને તે હવે અત્યંત નફરતમી નજરે જોવા માંડી છે. એકવાર ન સમજી શકવાથી અજાણતામાં તે હલકા લોકોની સલાહથી પદભ્રષ્ટા થવા બેઠી હતી, એ ખરૂં, પરંતુ તેણે પોતાનો ધર્મ ગુમાવ્યો નહોતો, વળી એથી તે અત્યાર સૂધી અનુતપ્ત પણ થયા કરતી હતી. તેના પૂર્વના અને અત્યારના સ્વભાવમાં જમીન આસ્માનનો તફાવત પડી ગયો હતો.

રતનની સાથે હું લગભગ બે વરસ સૂધી એકી સાથે વસ્યો હતો. એક વરસ થયાં હું બનારસ પોલિસની નોકરી છોડીને, અમદાવાદની પોલિસમાં આવ્યો છું. તેમ છતાં પણ રતનની સાથેના મારા સંબંધનો લોપ થયો નથી; ઉલટી આત્મીયતા અને ધનિષ્ટતા વિશેષ વધી પડી છે. હું જયારે અમદાવાદની પોલિસની નોકરીમાં દાખલ

ચયો, ત્યારે રતને ઘણી રડકકળ કરી હતી તથા બનારસ છોડીને અમદાવાદ ન જવાનો સખ્ત આગ્રહ પણ કર્યો હતો. પરંતુ જ્યારે મેં તેને બરાબર સમજાવીને કહ્યું કે, એ કાર્યથી ભવિષ્યમાં મારી સારી ઉન્નતિ થશે અને તે સાથે પગારમાં પણ પુષ્કર વધારો થશે, ત્યારે તેણે તેમાં કાંઇ વિશેષ વાંધો ઉઠાવ્યો નહોતો.

હું દર મહિને તેના ભરણપોષણ માટે, તેને નિયમિત અમુક રકમ મોકલાવતો. જે મકાનમાં તેને રાખી ગયો હતો, તેની નજીકના મકાનમાંજ એક વાણિયો વસતો હતો. એ વાણિયાની સાથે છેક બચપણની મારી ખૂબ દોસ્તી હતી. રતનના ખરચ ખૂટણને માટે મહિને મહિને મનીઑર્ડર કરીને હું તેના નામ પરજ રૂપિયા મોકલાવી આપતો અને તેની રસીદ પણ મેળવતો. વળી હું બબ્બે ત્રણ ત્રણ માસના અંતરે, બનારસ આવીને રતનને મળી જતો. આ પ્રમાણેજ આટલા દિવસ થયાં ચાલ્યું આવે છે. રતન મને ખૂબ ચાહે છે, હું રતનને ખૂબ ચાહું છું.

સંસારમાં માયા અને સ્નેહનું આકર્ષણ વિશેષ ન હોય, તો મનુષ્ય આ જીવનમાં કદાપિ સુખી થઇ શકે નહિ. ખાસ કરીને સ્ત્રી જાતિને માટે એ સૂત્ર વધારે બંધ બેસતું આવે છે. રતનના ગર્ભથી કાંઇ પણ સંતાન થયું નથી. તેમ છતાં પણ તેણે, એક માબાપ વગરના નિરાધાર બાળકને પુત્ર તરીકે પાળ્યો છે. એ બાળકનું નામ શું છે, એ તો હું જાણતો નથી. રતનબાઈ તેને 'મનુ' કહીને બોલાવે છે. મનુ કોઇવાર અચકાતા સ્વરે વાતો કરે છે, કોઇવાર સ્પષ્ટ વાતો કરી મનને આનંદ પમાડે છે તથા કાઈવાર ચૂપ કરી બેસી રહે છે. પરંતુ આવી ક્રીડા કરવામાં પણ તેની એક ચાલાકી છે. તેનામાં એક ખાસ એક નવીનતા એ છે કે, કોઇ કોઇવાર તે એવી વાતો

કરે છે કે, તે કોઇનાથી પણ સમજી શકાતી નથી. વળી કોઇ કોઇ-વાર તે એવી સ્પષ્ટ રીતે વાતચીત કરે છે કે, તે સાંભળીને ઘણી વાર ભ્રમ થઈ આવે છે કે, તે ખરો મનુ છે કે નહિ? રતન એ મનુને પોતાના પુત્રની પેઠે પાળે છે. તેણે નાનપણથીજ તેને ઉછેરી-ને મોટો કર્યો છે. મનુને પાળીપોષીને મોટા કરવામાં તેનું શું સુખ અથવા આનંદ મળી શકે છે, એ હું જાણતો નથી. મનુની ઉમ્મર અગીઆર બાર વરસની છે. રતન મનુને ચાહે છે, એથી હું પણ તેને ચાહું છું. જ્યારે જ્યારે હું બનારસ આવું છું, ત્યારે ત્યારે તેને કપડાંલત્તાં વગેરે તે જે માગે તે ખરીદી આપું છું. વળી રતન પણ એક પોતાની જાતિના, માબાપ વગરના નિરાધાર અને આ દુનિયાના સહાયહીન, સંપત્તિહીન શિશુને બાલ્યકાળથી પાળીપોષીને માતૃત્વના સુખનો અનુભવ કરી રહી છે.

રતનનું મકાન એક માલવાળું છે. મકાનનું માસિક ભાડું આઠ રૂપિયા છે. મકાનમાં ત્રણ સાધારણ ઓરડા છે. એમાંના એક ઓ-રડામાં રતન શયન કરે છે. બાકીના બીજા બે ઓરડા તેના રસોડા તથા ભંડારના ખપમાં આવે છે. રતન મારી જાતિની છે અને અ-મદાવાદ રહેવાથી મને ગમે તે વાણિયાના ઘરનું ભોજન જમવાની ટેવ પડી ગઇ છે; એટલે રતનના હાથનું રાંધેલું જમવામાં હું જરા-પણ અચકાતો નથી. મકાનની અંદરનું તમામ કામ સારી રીતે સફા-ઇથી કરવામાં આવેલું હોવાથી મકાન ઘણુંજ રળિઆમણું દેખાય છે. મકાનની દીવાલો પર જાતજાતની છબિઓ ચિતરવામાં આવી છે. છબિઓનો મોટો ભાગ દેવદેવીઓનો છે.

રતન ઘઉં ખરીદી લાવી, પોતાના હાથથી એ ઘઉંને ચક્કીમાં પીસીને આટો તૈયાર કરે છે. પાડોસી વાણિયો પણ તેને ઘઉં મોકલી

આપે છે; તેને તે દળી આપીને ઘટતી દળામણી મેળવે છે. મેહનત મજૂરી કરી પોતાનું ગુજરાન ચલાવવામાં રતન હવે એક જાતનો આનંદ માને છે. તે કુળવધૂની પેઠે સવારમાં વહેલી ઉઠી પોતાના હાથથી ઘરને સાફસુફ કરે છે, ઘરનું તમામ કામકાજ તે પોતેજ કરે છે. પરિશ્રમ વિના તેને જરાપણ ચેન પડતું નથી. ત્યાર પછી ગંગાસ્નાન કરવા જઇ, વિશ્વનાથનાં દર્શન કરી અન્નપૂર્ણા માતાનાં ચરણોમાં નમી આવી રસોઈ આદિ કામકાજ કરે છે. ભોજન કરનારાઓમાં હમણાં તેઓ બન્ને જણાંજ છે, તે અને તેનો પુત્ર મનુ દિવસના ભાગમાં તે કયારેક સૂઇ જાય છે અને કયારેક તુલસીદાસી રામાયણ પઢે છે. મેં ચેષ્ટા કરીને તેને હિન્દુસ્તાની ભાષા શિખવાડી હતી, તેના પરિણામે તે અત્યારે હિંદીના સારા સારા ગ્રંથો વાંચવાને સમર્થ થઇ શકી છે. તેને હિંદી ભાષાના મહા વિખ્યાત ભારતેન્દુ બાબૂ હરિશ્ચંદ્રનાં નાટકો કે જે અત્યંત પવિત્ર ભાવવાહક અને નીતિમય છે, તે વાંચવાનો બહુ શોખ છે. ગુજરાતી ગ્રંથોમાં તે મુખ્ય તો 'કલાપીનો કેકારવ' 'જયા અને જયન્ત' 'ગુલાબસિંહ' 'સરસ્વતીચંદ્ર' 'કુસુમાવલિ' આદિ ગ્રંથો વાંચ્યા કરે છે. કોઇ દિવસ તે એ મનુને પોતાની પાસે બેસાડી આમોદ કરે છે, કોઇ દિવસ તેને ગુજરાતી ભાષાના સારા સારા ગ્રંથો વંચાવી અપૂર્વ આનંદ ભોગવે છે—રતનને નવરી બેસી કોઇની નિંદા કરવાનું બિલકુલ પસંદ નથી. કુલટા કામિનીઓ જેવી રીતે ભેળી થઇને 'ફલાણી સ્ત્રી કાણી છે, 'ફલાણીના મુખ પર તેજ નથી.' 'ફલાણીએ ઘરમાં ઝગડો જમાવ્યો છે' એવી કુથલી કરવાની તેને હવે લેશમાત્ર પણ ટેવજ નથી. આ પ્રમાણે તેના જીવનનો ક્રમ ચાલ્યો આવે છે.

સારાંશ કે, જે રતન બે ચાર વરસ પહેલાં એક ઉદ્ધત, ઉચ્છૃં-

ખલ, સ્વેચ્છા સારી અને ઇચ્છાનુસાર વર્ત્તનાર અબળા હતી, તે આજે ઘણી ગંભીર, નમ્ર, પતિપરાયણ અને પરમધાર્મિકા બની ગઇ છે, તે હૃદયમાં પ્રતિનું પોષણ કરી, સ્નેહનું ખરૂં સુખ શું છે, તે હવે સારી રીતે શિખી શકી છે. એક વાર ધર્મના માર્ગપરથી ભ્રષ્ટ થવા થવાં જતાં. તેને જે દુઃખ ભોગવવું પડયું હતું, તેથી કરીનેજ તેને હવે આવું ચેતન આવ્યું છે. તે અત્યારે માનવીમાંથી દેવી બની ગઇ છે. તેના મલિન હૃદયે પવિત્રતા ધારણ કરી લીધી છે. તેના પાષાણ-વત્ કઠિન હૃદયમાં પ્રેમનાં પવિત્ર ઝરણાં ઉછળવા માંડયાં છે.

સંધ્યા પછી રતનની મૂર્ત્તિ કાંઇક જૂદુંજ સ્વરૂપ ધારણ કરે છે. તે સારી રીતે સ્નાન કરી, અતિ સુંદરતાથી વાસરસજ્જા તૈયાર કરે છે, તોપણ સીધી સાદી રીતેજ. આડંબર હવે તેને બિલ્કુલ પસંદ નથી. તે સંધ્યા પછી વાળ હોળે છે ખરી, સારી સાડી તથા ચોળીથી શરીરને શણગારે છે ખરી, પરંતુ સાંઝ પડતાં પહેલાં જ ઘરનો દર-વાજો બંધ કરી દે છે. હજારો કામ આવી પડવા છતાં પણ સાંઝ પડયા પછી તે ઘર બહાર પગ મૂકતી નથી નિંદાખોર લોકો તેના જીવનમાં કાંઇક છૂપો ભેદ સમાયલો છે, એમ કહીને તેની અનેકવાર નિંદા કરે છે ખરા, પરંતુ તે તરફ તે જરા પણ લક્ષ આપતી નથી. તેની વિરૂદ્ધમાં તેની પાછળથી ઘણા લોકો ઘણી ઘણી વાતો કરે છે, પરંતુ મ્હોં સ્હામે આવી તેને એક પણ વાત કહેવાનું કોઇનાથી સાહસ થઇ શકતું નથી. એકવાર તેને કાને લોકોની ઉડતી અફવાહ આવી હતી કે, રતન એક ખરાબ ચાલની કુલટા છે. ત્યારે તેણે હસીને એ વાત ઉડાવી દીધી હતી, તથા તે સાથે એમ પણ કહ્યું હતું કેઃ—'નિં-દાખોર લોકોના મુખમાં અગ્નિ પડો. એવા બદમાશોના માથાપર ઝાડું મારો. સત્યને શો ભય છે! એવા ઇર્ષાળુ લોકોની શી દરકાર છે?"

રતનનો પાળેલો મનુ તેની સગી બ્હેનનો દીકરો નથી. મનુની મા નામની રતનની એક પાડોસણુ હતી. રતનની મા તથા મામાની સાથે મનુની માતાનો ઘણા દિવસનો પુરાણો સંબંધ હતો. રતન જ્યારે સન્માર્ગપરથી ભ્રષ્ટ થવાને તૈયાર થઇ, ત્યારે મનુની માએજ તેને સારી શિખામણ આપી. તેના અવશ્યમ્ભાવી અંધઃપતનનું નિવારણ કર્યું હતું મનુની માએ રતનની એ નિરાધાર અને નિઃસહાય અવસ્થામાં તેનાપર ઘણા ઉપકાર કર્યા હતા, ઘણી સારી મદદ કરી હતી. રતનના ઉપર, જ્યારે દુષ્ટ લોકોએ જુલ્મ ગુજારવા માંડયો, ત્યારે મનુની મા રતનને ઘેર સૂતી. મનુ પણ સાથેજ રહેતો. વળી રતનના મુકર્દ્દમાને વખતે મનુની માજ તેની મુખ્ય મદદગાર ઈથ હતી. તેણેજ તેની પ્રધાન પૃષ્ટપોષક સાક્ષીનું કામ બજાવ્યું હતું. રતન તેની સાક્ષીના જોરેજ જીતી હતી.

મનુ–દેખાવમાં ઘણો મજાનો બાળક છે. મનુની માતાનું નામ મંગળા હતું. મંગળા જો કે એકવાર પોતે સુ-પથ-પરથી ભ્રષ્ટ થઇ હતી, પરંતુ તેની આખી જિન્દગીમાં એ મહાપાપની અનંત યંત્રણા ભોગવીને, બાકીના જિન્દગીને તેણે સોનાની જિન્દગી બનાવી દીધી હતી તે હમેશાં રતનને સમજાવ્યા કરતી કે;—"બહેન! આ માર્ગમાં કશું સુખજ નથી! પાપના પથમાં પ્રવૃત થવાથી. અનાજ મળવું પણ મુશ્કેલ થઇ પડે છે. સંસારમાં સન્માર્ગપર ચાલી ઉપાર્જન કરેલી સંપત્તિ જેટલું સુખ આપી શકે છે, તેટલું સુખ કુમાર્ગપર ચાલી કુબેરનો ભંડાર મેળવવાથી પણ મળી શકતું નથી. આ અન્નપૂર્ણાની નગરીમાં, તને અન્નનો અભાવ રહેશે નહિ. જે જગદાધારે જન્મ આપ્યો છે, તે ભૂખી રાખશે નહિ. પ્રભુ ભૂખી ઉઠાડશે, પણ ભૂખી સૂવાડશે નહિ. મેહનત મજૂરી કરવાથી ઘણા પૈસા મળી

શકશે. જે થઈ ગયું છે, તે હવે ભૂલી જા. હજીપણ ધર્મના માર્ગનો આશ્રય લઇ રહીશ, તો તારૂં કદાપિ અનિષ્ટ થશે નહિ. એતો તું હવે પ્રત્યક્ષ જોઇ શકી છે કે, પાપના પથમાં એકવાર પદાર્પણ કરવાથી, તારે કેવા ભયાનક મામલામાં સપડાવું પડયું હતું. તારાં સૌભાગ્યયોગે મોહનબાબૂએ તારો પક્ષ લઇ તને સહાયતા કરી છે અને એ સહાયતાના યોગેજ તું દુઃખના દરિયામાંથી સુખના શિખરપર આવી શકી ને. જો ઈશ્વરે મોહનપ્રસાદના હૃદયમાં તને સહાયતા કરવાની પ્રેરણા ન કરી હોત, તો તું શયતાનના ચક્રમાં પડીને, કયારનીય કારાગૃહવાસિની બની ગઇ હોત. બહેન! ઇશ્વરનો મહિમા અપાર છે. ધર્મભ્રષ્ટને તે મહાન પિતા મહા ધાર્મિક બનાવે છે. મનુષ્યનાં સર્વ દુઃખોને દૂર કરે છે."

એના જવાબમાં રતન જણાવતી કે:—"જેની મદદથી આ વખતે હું આ મહા ભયાનક આફતમાંથી બચી ગઇ છું, તેમના ચરણોમાંજ સદાને માટે હું આત્મસમર્પણ કરીશ, તેમને સ્વામીને પેઠે ચાહીને, તેમની ચરણ સેવામાંજ મારી આ જવાળમયી જિન્દગીને વ્યતીત કરીશ. હવેથી એજ મારા શિરતાજ છે, હૃદયના સાર છે. એ સિવાય આ ઉછળતી જુવાનીમાં આત્મરક્ષા કરવાને બીજો કાંઇ ઈલાજ નથી."

આ સર્વ કારણોથી રતન મને ખૂબ ચાહે છે. મારા વિના તે બીજા કોઇને પણ ચહાતી નથી. વળી હું પણ તેના એકાંતિક સ્નેહ માયા અને મમતામાં બંધાઇને તેને ખરા જિગરથી ચાહું છું. સંસારમાં જો એ ઘડી વિશ્રામનું સ્થાન માનતો હોઉં, તો હું તે રતનની પાસેજ માનું છું."

રતનની એ પાડોસણ બહેન, મંગલા ઉર્ફે મનુની મા, એકા-

એક વસંત રોગથી ઘેરાઇને મરી ગઇ. પુણ્યમયી કાશી નગરીમાં વસંત રોગનો પ્રાદુર્ભાવ અત્યંત અધિક છે, અનેક મનુષ્યો એ રોગ-થી અચાનક મરણને શરણ થયા કરે છે. પ્રથમ મનુને વસંત રોગ લાગુ પડયો હતો. પરંતુ તેની માતાની સારવારથી તે તેમાંથી બચી ગયો હતો અને તેની માતાજ તે રોગના ભોગરૂપ થઇ પડી હતી.

મરતી વેળાયે મંગલા તેના એકના એક પુત્ર મનુને રતનના હાથમાં સોંપીને કહી ગઇ હતી કે: "બહેન! મનુ મારા કરતાં તને વધુ ચાહે છે. તારી માતા તથા મામાના મરણ પછીથી મેં તને માની જણી બહેનના જેવી ગણી છે. આ દુનિયામાં મારા મનુનું કોઇ નથી. મારા સંચિત કરેલા બસો રૂપિયા આ પેટીમાં પડયા છે. એ બસો રૂપિયા, કે જે મેં મહા મહેનતે એકઠા કર્યા છે, તેનાથી તું સ્નેહપૂર્વક મારા મનુનું પાલન કરજે. મારા સોના તથા રૂપાના જે બે ચાર ઘરેણાં છે, તે તું પહેરજે. વળી આ મારૂં નાનું સૂનું મકાન પણ હું તનેજ આપતી જાઉં છું. આ મકાન ભાડે આપવા-થી તને મહિને પાંચ સાત રૂપિયા ભાડું મળી શકશે. એ ભાડામાંથી તું તારૂં પરચુરણ ખર્ચ ચલાવજે. મનુ જો જીવતો રહે અને તેનાં લગ્ન થવાનો સંભવ હોય, તો તું તેને ઘરબારી કે સંસારી કરીને આ મકાનમાંજ રાખજે. બહેન! મારો મનુ કોઇ દિવસ દુઃખમાં ઉછર્યો નથી, માટે તું પણ તેને બિલકુલ દુઃખી થવા દઇશ નહિ. મારી ખોટ પણ જણાવા દઇશ નહિ. આજથી આ વિશાળ સંસારમાં હું તનેજ મારૂં આ પુત્રરત્ન આપી તેની માતાનું પદ સોંપતી જાઉં છું, તું તેની ખૂબ સંભાળ રાખજે."

રતને, મંગળાની મરણ પથારીપર જે પ્રતિજ્ઞા કરી હતી, તેનું તે અત્યારે અક્ષરે અક્ષર પાલન કરે છે. મનુને તે માના જેવો સ્નેહ

દેખાડી દીકરાની પેઠે પાળે છે. મંગળાના રૂપિયા અને ઘરેણાં ગાંઠાનો તે પોતે કદી પણ ઉપયોગ કરતી નથી, એમ કહેવાની પણ કાંઇ જરૂરજ નથી. તે બધું તેણે મનુને માટે રાખી છાંડયું છે. તેના મનનો સંકલ્પ એવો છે કે, તે તે બધું મનુની વહુને આપશે. મંગળાના મકાનને તેણે સાત રૂપિયે ભાડે આપ્યું છે. દર માહને એ ભાંડાના રૂપિયા વસુલ કરીને તે મારા પેલા વણિક મિત્રની દૂકાને જમા કરાવે છે. મારી રતનમણિ આવી ગુણવાન છે !

મેં નિર્લજ્જતાથી રતનનો આટલો પરિચય આપ્યો, તેનું એક ખાસ કારણ છે. રતનની શક્તિ સાહસ અને બુદ્ધિબળ કેવું અનુપમ અને અજાયબી ભરેલું છે, તે બધું વાંચકો હવે પછી જાણી શકશે.

આખી રાત હું ગાડીમાં ઉંઘ્યો નહોતો, એથી ઘેર જતાંની સાથેજ સ્નાનાહારને સમાપ્ત કરી હું થોડી વાર ઉંઘી ગયો. ઉંઘમાંથી ઉઠીને, દિવસના ત્રણ વાગ્યાને શુમારે હું એકવાર સદર કોટવાળીમાં જઇને મિ. શાંતિપ્રસાદ ઠાકોરની સાથે મુલાકાત કરી આવ્યો. મિ. ઠાકોર, એ વખતે નાસિર સાહેબની સાથે વાતચીત કરતા બેઠા હતા. મને જોઇને નાસિર સાહેબે હસતાં મુખે કહ્યું કે:—"અરે, આવ, આવ, રતનજી આવ. મને મિ. ઠાકોર સાહેબની પાસેથી તારા આવવાના સમાચાર પ્રથમથીજ મેળવ્યા છે, ત્યારે અત્યાર સૂધી શું એકવાર મુલાકાત કરવાની ફુરસદ મળી નથી ? ના—ના, તું તો હમણાં અમદાવાદ—પોલિસનો અમલદાર બની ગયો છે ! તારી પદવી આજકાલ વધી ગઈ છે !

મેં તેમને એક સલામ કરી નજીકના એક આસનપર બેસી કહ્યું કે:—"જનાબ ! મારી જે કાંઇ ઉન્નતિ થઇ છે, તેનો આધાર કેવળ આપની દયાપરજ રહેલો છે. આપના જેવા મહેરબાન માલિ-

કના ગુણને શું મારાથી કદાપિ વિસરી શકાય તેમ છે ? કદાપિ નહિ. આપજ મારા ખરા માલિક છો."

નાસિરસાહેબ પોતાનાં વખાણ સાંભળવામાં હમેશાં નારાજ રહેતા હતા. મારૂં મ્હોં બંધ કરવા ખાતર, તેમણે વાતનો પ્રવાહ બદલીને એકાએક કહ્યું કેઃ—"અત્યાર સૂધી, હું ધારૂં છું કે, રતનબાઈની પાસે બેસીને ખૂબ મીઠી મીઠી વાતો કરતો હોઇશ. તારી રતન તો મજામાં છે ને? અમો અનેક મામલાઓનો નિકાલ લાવીને પાંચ પૈસા પેદા કરી શકયા છીએ, પરંતુ તારી રતનના જેવું, રત્ન મેળવી શક્યા નથી. આપણી લાઇનમાં તું ખરેખર એક ભાગ્યશાળી પુરૂષ છે."

નાસિરસાહેબની આ વાતથી હું કાંઇક શરમાઇ ગયો. રતનના સંબંધમાં બનેલી બધી બીનાને તેઓ બહુ સારી રીતે જાણતા હતા. રતન અનેક પ્રકારે સરકારી કામોમાં સહાયતા કરતી હતી, એ વાત પણ તેમનાથી છેક અજાણી નહોતી. એથી હું એ વાતનો કાંઇ પણ જવાબ આપી શકયો નહિ.

ઠાકોર સાહેબ જાણી ગયા કે, હું કાંઇક શરમાઇ ગયો છું, એટલા માટે તેમણે એ પ્રસંગને પલટાવી નાખવાના ઇરાદાથી કહ્યું કેઃ—"મોહનપ્રસાદ! ખાં સાહેબની સાથે અત્યાર સૂધી હું એ ખૂનના સંબંધમાં જ વાતચીત કરી રહ્યો હતો. મામલો આપણે ધારીએ છીએ, તેનાથી પણ વધારે ભયંકર છે. શી રીતે કામ શરૂ કરવામાં આવે તો સત્વર આ ખૂનનો પત્તો મેળવી શકાય, એ કોઇ પણ પ્રકારે મારી સમજમાં આવતું નથી. ઘણા ઘણા વિચારો કરવા છતાં મારી નજરમાં હજી સૂધી એવો એક પણ સરળ ઈલાજ આવતો નથી કે,

જેથી આપણું કામ જલ્દી પૂરૂં થાય. તેં આ સંબંધમાં કાંઇ પણ નિશ્ચય કર્યો છે કે ?"

મેં જવાબ આપ્યો:—" ના, હજી સૂધી હું એવા કોઇ દૃઢ નિશ્ચયપર આવી શકયો નથી; તેમ છતાં પણ એ સંબંધી અનેક વિચારો કરવામાં પણ મેં કશી કસર રાખી નથી. મારી ધારણા મૂજબ, ખાં સાહેબના મુખેથી બધી બીના સાંભળી લીધા પછી જો એ વિષયનો સંપૂર્ણ વિચાર કરવામાં આવશે, તો આપણે અવશ્ય કાંઇને કાંઇક નિશ્ચય પર, આવી શકીશું. "

ખાં સાહેબે તરત જ પાસેના એક ઓરડામાં ચાલ્યા ગયા અને ત્યાંથી આ મુકર્દમા સંબંધી સઘળા કાગળ પત્રો, સાક્ષીઓની જુબાનીઓ વગેરે બધું લાવીને મારી પાસે રજૂ કર્યું. હું બરાબર ધ્યાન દઇને એ પત્રો વાંચવા લાગ્યો, એ બધા પ્રત્રો ઉર્દુ ભાષામાં લખેલા હતા, હું ઊર્દુ ભાષા ઘણી સારી રીતે જાણતો હતો, ઉપરી અધિકારીઓની પાસે મોકલતી વેળાયે એ original કાગળ પત્રો તથા તેનો સંક્ષિપ્ત અનુવાદ મોકલવામાં આવે છે,

કાગળ પત્રો વાંચીને પૂરા કરતાં મને લગભગ એક કલાક જેટલો વખત લાગ્યો એ કાગળ પત્રો પરથી હું જાણી શકયો કે, ખાં સાહેબે આ મામલાની તપાસણી દાખલ એકાદ બે નામીચા અને પોલિસના ચિન્હવાળા બદમાશોને પકડીને થાણામાં બોલાવી મંગાવ્યા હતા, તથા તેમના પર બનતો જુલ્મ પણ ગુજાર્યો હતો. તેમણે, તેમના મારના ભયની જે સઘળી બાતમી આપી હતી, તે પણ સંપૂર્ણ રૂપે ખોટી જુબાની જેવી જણાતી હતી. એથી એ વિષયમાં એ સર્વ પત્રો વાંચવા છતાં પણ હું કાંઈ નવું જાણવા જેવું મેળવી શકયો નહિ.

હું કેટલીકવાર સુધી એ વિષયની ચિંતા કરીને, છેવટે નાસિર

સાહેબને ઉદ્દેશીને બોલ્યો કે:–" સહુથી પ્રથમ હુંજ આ મામલામાં કૂદી પડીશ અને આજ રાતથી જ હું તપાસની ચેષ્ટા કરવા માંડીશ. હું શા ઉપાયે અને શી રીતે ચેષ્ટા કરીશ. એ અત્યારે આપને કહી શકીશ નહિ. જો આ વિષયમાં હું કાંઇ પણ નવી બાતમી મેળવી શકીશ, તો તરત જ આપને જણાવીશ. આપ સર્વ પણ બીજી બાજૂએથી આ મામલાનો પત્તો મેળવવાની કોશિશ કરો."

નાસિર સાહેબે આ વાત સાંભળીને કહ્યું કે:–" જો મોહન! અનેક સંગીન ખૂની મામલાઓનો પત્તો મેં આ ઉમ્મરમાં મેળવ્યો છે. હું કબૂલ કરૂં છું કે, તમો સર્વ એ વિષયમાં જાતે મારા ડાબા હાથ સમાન રહી મદદ કરતા આવ્યા છો અને એ મદદથી જ ઘણીવાર હું જીતી શકયો છું. પરંતુ એક ગુજરાતી પુરુષના આ મુકર્દમામાં હું કાંઈ પણ સમજી શકતો નથી. ખુદા તારા કાર્ય અને ચેષ્ટામાં તને સારી મદદ આપે તથા તારા મનની મુરાદ બર લાવો."

આવી રીતે નાના પ્રકારની વાતોચીતોમાં ઘણો વખત વીતી ગયો. હું મારા ઉપરી અમલદાર પાસેથી રજા લઇને ઘેર આવ્યો. મેં ઘેર આવી એક ટાંકાંમાં જળ મંગાવી, તો સ્નિગ્ધ જળથી સારી રીતે સ્નાન કર્યું. એ સ્નાનથી શરીર અને મન નવીન ભાવે પ્રફુલ્લિત થયા.

ત્યાર પછી હું મારા પોશાક પહેરવાના ઓરડામાં દાખલ થયો. મેં અમદાવાદથી જે ગ્લેડસ્ટન બેગ સાથે આણી હતી, તે ખોલીને, તેમાંથી એક લાંબો પંજાબી જામો, એક જોડ પમ્પ–શુઝ તથા એક સિલ્કની રંગીન ચાદર બહાર કાઢી. રંગ બદલવાનું વાસણ પણ તેમાંજ હતું. તે લઇને મેં દર્પણ સ્હામું મ્હોં રાખી, મુખના સ્વાભાભાવિક રંગનું સર્વથા પરિવર્ત્તન કરી નાખ્યું અને ગુપ્તવેશ ધારણ કરી લીધો.

મારૂં એ પોશાક-ગૃહ બહારના ભાગમાં આવેલું હતું. આ દુનિયામાં મારૂં બીજું કોઇ પણ નહોતું. વૃદ્ધ માતા તથા એક વિધવા ભગિની હતી, તેઓ બન્ને અંદરના ભાગમાં જ રહેતી હતી, મોહની નામની મારા પિતાના અમલની એક વૃદ્ધ ચાકરાણી એ મકાનમાં રહેતી હતી. એ દાસીએ જ મને ઉછેરીને મોટો કર્યો હતો. મેં આ આ પહેલાં જ કૌશલ કરીને એ દાણીને એવા એક કામે મોકલી આપી કે. હજૂ જેથી તેને બે કલાકનાં વિલંબ સહજમાં જ લાગી જાય. એટલા માટે હું મારા ગુપ્ત ગૃહમાં બેસીને હું જે કાંઇ કરૂં છું, એ બીજા કોઇનાથી પણ જાણી શકાય તેમ નહોતું.

પોશાક બદલીને મેં જોયું કે, હવે મારો પ્રથમનો તે ચ્હેરો રહ્યો નથી. તેમાં જમીન આસ્માનનો તફાવત પડી ગયો છે. હું એક ઉજળા શ્યામ રંગના નવીન યુવકના રૂપમાં બદલાઇ ગયો છું. પોશાકનું પરિવર્તન મેં એવી રીતે કર્યું હતું કે, મને જોવાથી હું એક લંપટ મારવાડી જુવાન હોઉં તેમ સહુ કોઇને જણાઇ આવે તેમ હતું.

ત્યારે સંધ્યાના અંધકારથી પૃથ્વીનો પટ છવાઇ ગયો હતો. એથી બરાબર ઉમદા તક મળેલી જોઇ, ઘર પર તાળું વાસી હું એકદમ બહાર નીકળી પડયો. માતા તથા ભગિનીને મેં આ પહેલાંજ કહી રાખ્યું હતું કે, હું એક ખૂની મામલાની બાતમી મેળવવા માટે મારા ઉપરી અમલદારની સાથે અમદાવાદથી અહીં આવ્યો છું. અત્યારે બહાર જાઉં છું, ત્યાંથી કયારે પાછો આવીશ એનો કશો પણ નિશ્ચય નથી. કદાચ મારા આવવામાં ઢીલ થાય તો ચિંતા કરશો નહિ.

સીધો રસ્તો છોડી વાંકોચૂંકો રસ્તો પકડી, આમતેમ રઝળતો રખડતો હું રતનના મકાનના દરવાજા પાસે આવી પહોંચ્યો, રતનના

ઘર સુધી આવવામાં મને કશી અડચણ આવી નહિ. મારા પોશાકમાં એવી કાંઈ વિશેષતા પણ રાખી નહોતી કે જે જોઇને મારા તરફ કોઇનું મન આકર્ષાય અથવા મારા સ્હામું જોવાની કોઈના મનમાં કાંઈ ઉત્કંઠા ઉત્પન્ન થાય. મેં રતનના મકાનના દરવાજા પાસે આવીને જોયું કે, દરવાજો ખાલી વાસેલો હતો, અંદરથી બંધ કરવામાં આવ્યો નહોતો. આમ કરવાનું કારણ માત્ર એજ હતું કે, હજી સાંઝ પડતી આવતી હતી, રાત્રિ થવામાં થોડીકવાર હતી. રતનનો રિવાજ રાત્રિ શરૂ થતાંજ દરવાજો બંધ કરવાનો હતો.

દરવાજા પાસે જઇને મેં જોયું કે, રતને મનુને ખાવાનું આપ્યું છે. મનુ આંગણામાં બેસી ખાવાનું ખાઇ રહ્યો છે. રતન તેના ઘરનું કામકાજ કરી રહી છે. કામ કરતાં કરતાં રતને મનુને પૂછ્યું કે :- "કેમ મનુ ? વધારે રોટલી આપું કે ?"

"ના; રોટલી જોઇતી નથી, થોડુંક શાક આપો." મનુએ જવાબમાં જણાવ્યું.

"સારૂં આપું છું." આમ કહી રતને રસોડામાંથી તેને શાક લાવી આપ્યું. ત્યાર પછી તેણે ફરીવાર પૂછ્યું કેઃ—"કેમ હવે કાંઇ જોઇશે કે ? થોડુંક દૂધ આપું કે ?"

"ના—"

"ત્યારે તું રાખ ખાઈશ કે ?" આમ કહીને મનુપર કૃત્રિમ કોપ પ્રકટ કરી, રતન જેવી ઘરમાંથી બહાર આવી કે, તરતજ તેણે જોયું કે, તેના આંગણામાં એક અજાણ્યો હિન્દુસ્તાની જવાન ઉભેલો છે. એ જવાન બીજો કોઈ નહિ પણ ખુદ ગુપ્તવેશી આ અધમ મોહનપ્રસાદજ છે, એમ હવે વાંચકને હું ધારૂં છું કે, જણાવવાની કાંઇ જરૂરજ નથી. બુદ્ધિમાન વાંચક મને સહજમાંજ ઓળખી શકે તેમ

છે. અત્યારે લગભગ સંધ્યા થવા આવી હતી. સંધ્યાના અંધારા અને અજવાળા મલિન મિશ્રણથી જેવું એક સાધારણ ઝાંઝવા જેવું અજવાળું જણાય છે, તેવા અજવાળામાં મને ઉભેલો જોવાથી, રતન તરતજ ઓળખી શકી નહિ. વાંચકને હું આ સ્થળે એમ પણ જણાવી દેવું ઉચિત ધારૂં છું કે, જો હું ઘણીજ કાળજીથી મારો પોતાનો પરિચય છુપાવવા ધારૂં, તો પછી મને રતનને ઓળખવાની વાત તો દૂર રહી, પણ મારા ઉપરી અધિકારીઓથી પણ કદાપિ ઓળખી શકાય તેમ નથી. ઘણીવાર મારા એ પોશાકથી મારા અમલદારો તથા રતન આદિ થાપ ખાઇ ગયાં છે!

સંધ્યા સમયે ઘરના આંગણામાં એક લોફરના જેવા પોશાકવાળા અજાણ્યા જવાનને ઉભેલો જોઇને રતન ચમકી ઊઠી. પોતાની માસી એકી ટસે કાંઇક જોઇ રહી છે, એવું જોઇને મનુએ પણ તે તરફ મ્હોં ફેરવ્યું. એક અજાણ્યા માણસને ગુપચુપ પોતાના આંગણામાં ઉભેલો જોઇને મનુનું મ્હોં ખુલ્યું. તેણે અચકાતા અવાજથી પૂછ્યું કેઃ—"કોન હય રે? ચલા જાઓ."

મનુની ધમકી સાંભળવા છતાં પણ હું પાછો હઠયો નહિ. પત્થરના પૂતળાની એક અચળતાથી તે સ્થળે ચૂપ કરીને ઉભો રહ્યો. રતન પણ સાહસ કરીને મારી પાસે આવી શકયો નહિ. તેમની બન્નેની આવી અવસ્થા જોઇને મને ઘણુંજ હસવું આવતું હતું. મને મનુનો હુકમ અમાન્ય કરતો જોઇને તે "આ, એ, તે" ઇત્યાદિ તરેહ તરેહના અદ્ભુત શબ્દ દ્વારા ગુસ્સો પ્રકટ કરવા લાગી.

રતન કાંઇક સાહસ સંચય કરીને બોલી કેઃ—"બાબૂજી! તમે કોઇએક આબરૂદાર માણસ જણાઓ છો! અત્યારે તમે અહીં શા કારણથી પધાર્યા છો? તમે કદાચ ઘર ભૂલીને અહીં આવી ચઢયા

હશો. આ ગૃહસ્થનું મકાન છે. મોહનપ્રસાદ બાબૂ કે જેઓ પોલિસના દારોગા છે. તેમનુંજ આ મકાન છે. જાઓ, ચાલ્યા જાઓ, નહિ તો હમણાં કોલાહલ કરી મૂકીશ."

હું હસવું રોકી શકતો નહોતો. તેમ છતાં પણ કાંઇક મજાક કરવાની ખાતર મેં મારા અવાજને બિલ્કુલ બદલાવીને કાંઇક નાખુશીની સાથે કહ્યું કેઃ—"એ તો જોઇ લીધું તારૂં ગૃહસ્થનું મકાન હવે તારી સફાઇ મૂકી દેને ! હું બહુ સારી રીતે જાણું છું કે આ મકાનમાં રતનબાઇ નામની એક સ્ત્રી રહે છે ! હું ધારૂં છું કે, રતનબાઇ તુંજ હોઇશ. કેમ બીબી ! તબિયત તો મજામાં છે ને ! આ તરસ્યાની તરસ બુઝાવીશ કે ?"

રતને આ વખતે પોતાના ખરા સ્વરૂપ પર આવી રુદ્રમૂર્ત્તિ ધારણ કરી અત્યંત ક્રોધપૂર્વક કહ્યું કેઃ—"ચૂપ કર નાદાન ! પરાયા ઘરમાં પ્રવેશ કરી આવા અધમ શબ્દનો ઉચ્ચાર કરતાં તને જરા શરમ પણ નથી આવતી ? તારા જેવા મામૂલી માણસોનું મરણ આવી અધમતાથીજ થાય છે. જો તને તારા જીવની જરા પણ માયા હોય, તો અહીંથી એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના સત્વર ચાલ્યો જા. તું આ રતનને જેવી જારિણી ધારે છે, તેવી તે નથી. તારા જેવા નામર્દોથી મારો કેશ પણ વાંકો કરી શકાય તેમ નથી. હું ગમે તેવી હોવા છતાં, હજી સૂધી મારા ધર્મને મેં ગુમાવ્યો નથી. નારી હોવા છતાં હું તું ધારે છે તેવી નિર્બળા નથી. હવે જા, અહીંથી તારૂં કાળું મ્હોં લઇ ચાલ્યો જા."

હું કાંઇક વધારે મજા કરવા માટે, એકાદ બે ડગલાં આગળ વધ્યો તથા બન્ને બાહુ પહોળા કરીને મેં રતનને મારા બાહુ બંધ-

નમાં બાંધવાનો કૃત્રિમ પ્રયત્ન પ્રકટ કર્યો. ત્યારપછી મેં મારા ખીસા-માંથી પાનની ડબ્બી કાઢી એક પાન મારા મ્હોંમાં મૂક્યું તથા બીજું રતનના મ્હોં સ્હામું ધરીને કહ્યું કેઃ-“ ક્યોં બીબી સાહબા ! અયસી ખફા ક્યોં હોતી હય ? યહ પાન બાન કુચ્છ ખાકર ઠંડી હો. મેરા જયસા પૈસે દેનેવાલા તુઝે ઔર કોઈ ભી નહિ મિલેગા. બડી તાજ્જુબકી બાત હય ! રતનબીબી તુમ તો એકદમ સાધુ બન ગઇ. તેરા મનમેં અયસા ધર્મકા ધતીંગવાલા બિચાર કહાંસે આયા ? વારાંગના કે દિલમેં શીલધર્મ સંચાર કિસ તરહ હુઆ ? હમકુતો બડી અજાયબી હોતી હય કિંતૂ અભી મેરે સામને ક્યા બોલ રહી હય ? મેંય તેરી સાથ મજાક કરનેકે લિયે તહિ આયા હું,લેકિન મૌજમજા ઉડાને કે લિયે હી આયા હું. ચલો, અબ પલંગકે પાવન કરો, મેરી મુરાદ બર લાઓ, ”

આ વખતે વીરરમણી રતનબાઇએ, રણચંડીનું સ્વરૂપ ધારણ કરવાનો પ્રયત્ન કર્યો. તે તરતજ હાથમાં ખરેખર એક ઝાડુ લઇને ગર્જના કરી બોલી ઉઠીઃ—“ કેમ, ત્યારે હવે છેલ્લો ઈલાજજ અજમાવું” આમ કહીને તે એકદમ મારા તરફ આંગણામાં ધસી આવી.

ત્યારે મેં નિરુપાય થઇને રમણીના રણસંગ્રામમાં ભંગાણ પાડયું મેં મારી ટોપી તથા બનાવટી દાઢીને ક્ષણ માત્રમા ખોલી નાખીને એકદમ ઉંચા અવાજે કહ્યું:—“ સબૂર–રતન ! સબૂર ! હું છું. ”

રતન ઝાડુને જમીનપર ફેંકી દઇ કપાળ પર હાથ મૂકી બોલીઃ- “ હાયરે ! મારૂં કપાળ ! પણ સારૂં થયું કે, મેં મારા સદ્ભાગ્ય યોગે કાંઇ ઝાઝી ગરબડ મચાવી નહિ. નહિ તો નાહક ફજેતી થાત. પ્યારા ! પ્યારીન આવી ફજેતી કરવામાં તમને શો આનંદ થાય છે ? તમે અત્યારે અહીં કયાંથી ? ”

મેં જવાબ આપ્યો:—"રતન ! તું મને હમેશાં કહ્યા કરતી કે ને, મારી આંખમાં કદાપિ કોઇનાથી ધૂળ નાખી શકાય તેમ નથી. કેમ, હવે તને તારૂં અભિમાન ખોટું હતું એમ સમજાય છે કે નહિ ? જાણ્યાકારવ્યા વિના એકદમ ઝાડૂ લઇને ઝગડો કરવા બહાર નીકળી પડી, એ પરથી જ તારી બહાદુરી જણાઇ આવે છે કે, માણસ ઓળખવામાં તું મહા નિપુણ (!) છે. રતન ! માણસને ઓળખવું એ કાંઇ સહેલી વાત નથી. જમાનાના જમાના સૂધી માણસને ઓળખી શકાતું નથી, એવું હું તને વારંવાર કહ્યા કરતો હતો, એ વાતની તને હવે ખાત્રી થઇ ને ?"

રતને કહ્યું:—"પ્રસાદજી ! તમારી માયાનો કાંઇ પારજ નથી. પુરૂષની પાસે પ્રમદાનો હમેશાં પરાજય છે, એ વાતનો હવે હું સ્વીકાર કરૂં છું. જાસૂસગીરીનું કામ કરી તમે ખૂબ ચાલાકી ચલાવતાં શિખ્યા છો. હું રતન કે જે કોઇનાથી પણ કદાપિ છેતરાઉં તેવી નથી તેની આંખમાં પણ આજે તમે ધૂળ નાખી છે. ખરેખર તમારા આ કામથી હું આફરીન થઇ છું. પણ હવે એ બધી વાતોને જવાદો અને મારી સાથે મરવા ચાલો. આ છેલ્લા કેટલાક દિવસ થયાં તમારો કાંઇપણ પત્ર ન મળવાથી મારા તો હોશ જ ઉડી ગયા હતા. કેમ, છો તો આનંદમાંને ?"

મેં જવાબ આપ્યો:—"તારા વિના શું હું આનંદમાં રહી શકું ખરો કે ? રતન ! તેં મને એવો મોહનમંત્ર માર્યો છે કે, તારા વિના મને એક ઘડી પણ ચેન પડતું નથી. મારૂં મન રાત્રિદિવસ તારા ધ્યાનમાં જ ગુલ્તાન રહે છે. ચાલ, ઘરમાં ચાલ. તારી સાથે મારે અનેક વાતો કરવાની છે."

મનુ આટલીવાર પછી મને ઓળખી શકવાથી ઘણો ખુશી

ચયો, તે આનંદની સાથે બોલી ઉઠયો:—"માજી! બાબૂજી આયા. કૈસા તાજુબ્બી મામલા!"

હું રતનના શયનમંદિરમાં આવ્યો. રતન મનુને સાથે લઇને, ઓરડામાં આવી. મનુ ઘણીવાર સૂધી મારી તરફ અજાયબીની સાથે જોઇને હસતો હસતો અચકાતા સ્વરથી બોલ્યો કેઃ—"મેરા બાબૂજી આવ્યા!"

મેં મનુને સ્નેહ કરીને કહ્યું કેઃ—"મનુ! તારૂં પેટ ભર્યું છે કે ભૂખ્યો છે? સાચેસાચું કહેજે, તારી માશી તને બરાબર ખાવાનું આપે છે કે?"

"શા માટે ન આપે? મનમાન્યું ખાવાનું આપે છે. હું ખાતો નથી તો તે ઉલટી મારા પર ચીડાય છે."

ત્યાર પછી રતન મનુને લઇને જોડેના ઘરમાં ગઈ. મારા માટે મેં રતનના ઘરમાં એક હુક્કો રાખી મૂકયો હતો, રતન પોતે પણ તમાકુ પીતી હતી. આથી વાંચકના મનમાં કદાચ એવી શંકા ઉત્પન્ન થશે કે, રતન સ્ત્રી હોવા છતાં પણ હુક્કો પીતી હતી? એ શંકાના નિરાકરણ માટે હું માત્ર એને તમાકુ પીવાની એક ટેવ પડી ગઇ હતી. ઉત્તર હિન્દુસ્તાનની સ્ત્રીઓમાં તમાકુ પીવાનો રિવાજ ગુજરાતની પેઠે દૂષણીય ગણાતો નથી. અનેક ઉંચ કુટુંબની સ્ત્રીઓ પણ તમાકુનો ઉત્તર હિંદુસ્તાનમાં ઉપયોગ કરે છે. ગુજરાતમાં કોળી, વાઘરી કે તેવીજ હલકી જાતિની સ્ત્રીઓમાં બીડી અથવા હુક્કો પીવાનો રિવાજ ચાલૂ છે. વળી રતનને ઘણીવાર એવા કામમાં જોડાવું પડતું હતું કે જેથી તેને તમાકુ પીવાની ફરજ પડતી હતી એથી મેં તેના એ વ્યસનને બંધ કરવાનો વિશેષ પ્રયત્ન પણ કર્યો નહોતો.

રતને સર્વથી પ્રથમ હુક્કો તૈયાર કરી લાવી, મારી સ્હામે રજૂ કરી દીધો. હું મનના આનંદથી થાક દૂર કરવા માટે ધુમ્રપાન કરવા લાગ્યો.



# પ્રકરણ ૬ ઠું.

## બદમાશોના અડ્ડામાં

( મોહનપ્રસાદની આત્મકથા )

મનુને સૂવડાવીને રતન મારી પાસે આવી બેઠી. તે હમેશાં અભ્યાસની પેઠે થોડુંક ભાંગનું શરબત પીતી. હું પણ એ શરબતને અત્યંત પસંદ કરતો. જેના તેનાં હાથનાં બનાવેલાં એ બધાં શરબતો મને બિલ્કુલ માફક આવતાં નહિ. રતનના શરબતમાં એક વિશેષતા એ હતી કે, તે ધીમે ધીમે સમસ્ત શરીર અને સ્નાયુઓને ઉત્તેજિત કરી દેતું હતું, સાધારણ ભાંગના શરબતનો દોષ એ હોય છે કે, તે એકદમ માથું ફેરવી નાખે છે. રતનના શરબતમાં બદામ, ગુલાબજળ આદિ ઠંડા મસાલા પડવાથી અને તેની બનાવટના ગુણથી, એ શરબત ઘણુંજ સ્વાદિષ્ટ લાગતું હતું. તે શરબત પીવાથી શરીરમાં જુસ્સો પેદા થતો હતો.

રતને મારા માટે એક જરમન–સિલ્વરના ગ્લાસમાં એ શરબત લાવી મૂક્યું હતું. તમાકુ તૈયાર કરીને લાવતી વેળાએ તેણે મને કહી દીધું કે:–"શરબત પીધા પછી તમાકુ પીજો. નહિ તો એ ખરાબ થઇ જશે, ઘણીવાર થયાં એ તૈયાર કરી રાખવામાં આવ્યું છે."

રતનના આપેલા એ ઉત્તેજક ઉપહારનું પાન કરી, બે ચાર બીડાં પાન ખાઇ, ધીમે ધીમે તમાકુ પીતાં પીતાં, હું એ મુકર્દમાની ચર્ચા ચલાવવા લાગ્યો. તકિયાપર અર્ધ સૂતેલી હાલતમાં આંખો મીંચી હું આ અદ્‌ભુત હત્યાકાંડની બાતમી શી રીતે મળી શકે, એ સંબંધી

અને પ્રશ્નો રતનને પૂછવા લાગ્યો તે સાથે મારા મનના વિચારોને પણ પૂર જોસથી દોડાવવા લાગ્યો.

એ વખતે પાન ચાવી, હોઠ લાલ કરી, મારી સ્હામે ઉભી રહી, એક મધુરી ભરેલા હાસ્યની લહેરીઓ રેલાવી, એકાદ નાનો જેવો કટાક્ષ કદી, રતન બોલી કે:—"ક્યોં સાહબ! મેરા શરબત અચ્છા હુઆ હય કિ નહીં? જો સચ હોવે, સો હી કહના, જૂઠ મત બોલના."

મેં જવાબ આપ્યો:—"જિતે રહો બાઈજી! બહોત બઢિયા શરબત બના હય. આ ગુણને માટે હું તારામાં તન્મય બની ગયો છું, તારાપર આફરીન થયો છું."

રતને કહ્યું:—"એ બધી ચાલાકીને હવે તમારી પાસેજ રાખો. એકાએક અહીં આવ્યા છો શા માટે, એનું કારણ પ્રથમ જણાવો જોઇએ."

મેં કહ્યું:—"તારા માટે મારૂં મન ઘણુંજ અકળાઇ ગયું હતું રતની, એટલા માટે હું તને મળવા આવ્યો છું. દિલરૂબા દિલ્લારામના દિદારની ખ્વાહિશ અત્યારે અહીં મારૂં આગમન થયું છે. પ્રાણેશ્વરી."

રતને કહ્યું:—"એ તો હું જાણુતીજ નહોતી કે, મારે ચિંતા કરી કરીને તમારા ચહેરા પર આવી કાળાશ આવી ગઇ છે! મારા વિના તમે અન્નજળનો ત્યાગ કરી દીધો છે! પણ હવે એ બધી નકામી વાતોને જવાદો! હું શું તમને ઓળખતી નથી! હવે બનાવ શા બન્યો છે, એ જણાવો જોઇએ. તમે શા હેતુથી અહીં કાશીમાં આવ્યા છો વારૂ?"

મેં જવાબ આપ્યોઃ—"બનાવ શો બન્યો છે તે પછી કહી સંભળાવું છું. પ્રથમ તું એક ગાયન ગા જોઇએ, મારૂં મગજ ગુલાબ નશામાં મશગુલ થઇ ગયું છે. દિલ બિલ્કુલ નકામી ચિંતાઓથી શૂન્ય થઈ ગયું છે. તારા મીઠા અવાજથી તથા સુરીલા સ્વરથી એક મજાનું ગાયન ગા જોઇએ. એ પેલું મોહન મુરારિવાળું ગાયન મને બહુજ ગમે છે, માટે તે ગાઇ બતાવ."

રતન મારી ટેવને બહુ સારી રીતે જાણતી હતી કે, મતલબ વગર હું કોઇ કામજ કરતો નથી. તેણે મનમાંને મનમાંજ વિચાર્યું કે, ફક્ત આનંદની ખાતરજ આ ગાયન ગાવાની ફરમાયશ થઇ નથી, એમાં બીજો કોઇ એક ગુપ્ત હેતુ સમાયલો છે. આથી તેણે ગાયન ગાવું શરૂ કર્યું, ઉંચા અવાજથી નહિ, હારમોનિયમના સુરની સાથે નહિ. સારંગની સંગતે નહિ, પરંતુ સીધા સાદા ભાવથી, સરળ કંઠથી, મૃદુસ્વર, મધુર સુરથી તેણે ગાયન શરૂ કર્યું.

ધરમ કરમ મારો સબહુજ તૂટયો, તુમ્હારિ લાગિયે શ્યામ
હું કુલનારી, ગોપકુમારી દિનરાત જપું તમ નામ;
આશા નિરાશા પીડને મરમ, સદાઇ વ્યથિત મોર;
આઓ આઓ મેરા જાન પિયારે, જીવનચંદ્રમા મનચોર;
કુસુમ શયન ગરલ સમાન, દિનરાતિ દાહ આણે;
ચાંદ્નિનીશાલિની, મધુરાયામિની, કાટતી વિરહ ગાને;
ચમેલીનો હાર આતપે સુકાય, વસન ભિંજાય પ્રસ્વેદે;
આશા પથ જોઇ નિરાશ થઇ ના, ના મળ્યો મનચોર;
આવો આવો પિયા ! અંચલ બિછાવી, રહી આશાપથ જોઇ;
ભૂલિ ચન્દ્રાવલી, રાધા રાધા કહી, મધુર મુરલી બજાવી;
મરણ અમારૂં નિકટ આવ્યું, વિરહ આગથી દહી;

નિષ્ઠુર શમન શ્યામથી નિષ્ઠુર, દુખ કોને દઉં કહી;
શ્યામ દરશને વંછિતા વિધુરા; શમનને સદા સ્મરે;
તોયે તે નહિં દબાવે દેહ, દે શાથી દગોએ મુરારે;
હજીયે સમય છે રસમય, જોવાને રાધા તણો દેહ;
આવો ત્વરા કરી, મોહન મુરારિ, નથી મારૂં કોઇ.

ગાયન પૂરૂં થતાંની સાથેજ મેં ગભરાટની સાથે રતનને કહ્યું:— "રતન! હું જેવો કહું તેવો પોશાક હમણાંને હમણાંજ બદલી શકીશ ખરી કે?"

રતન આ વાત સાંભળીને જાણે કાંઇક અજાયબ થઇ. તેણે થોડીવાર મૌન રહ્યા પછી કહ્યું:—"કેમ અત્યારે આનંદના સમયે આવો વિલક્ષણ પ્રશ્ન શા કારણથી પૂછો છો વારૂ?"

મેં જવાબ આપ્યો:—"તારે એકવાર મારી સાથે ગંગાપ્રસાદના બદમાશોના અડ્ડામાં આવવું પડશે. ત્યાં આવીને મારા એક અતિ મહત્વના કાર્યમાં મને મદદ કરવી પડશે."

રતને કહ્યું:—"મનુ એકલો ઘેર રહી શકે, એવો કોઇ પણ ઇલાજ તમારા જોવામાં આવે છે કે?"

મેં ઉત્તરમાં જણાવ્યું કે:—"હા તેનો ઇલાજ કરી આપું છું. એતો તું ઘણી સારી રીતે જાણે છે કે, કોઇ પણ જાતની મતલબ વિના હું કશું કામજ કરતો નથી. ખાસ મતલબસરજ મેં અત્યારે આવી રીતે મારો પોશાક બદલ્યો છે. હું રૂપિયાને એક રૂપિયો આપી આવ્યો છું તથા તેની સાથે રાત્રિના નવ વાગે તેને અહીં આવવાનો બરાબર બંદોબસ્ત પણ કરતો આવ્યો છું. મનુની સાથે આવીને તે સૂઇ રહેશે. કેમ એના પર તો તને ખૂબ ભરોસો છે ને?"

રતને કહ્યું:—"તમે જેનાપર ભરોસો કરો, તેના પર મને ભ-

રોસો ન આવે, એમતે કદાપિ બની શકતું હશે ખરૂં કે? પણ હવે એ વાતને જવા દો અને બધી બીના ખોલીને મને કહી સંભળાવો? મને પોશાક બદલવાનું તમે શા કારણથી કહો છો? વળી પાછો કાંઇ દગાબાજીનો મામલો ઉત્પન્ન થયો છે કે શું? હું ધારૂં છું કે, એટલા માટેજ અમદાવાદથી તમે અહીં આવ્યા હશો."

મેં કહ્યું:–"કેમ, તેં કાંઈ પણ સાંભળ્યું નથી? આ શહેરમાં બનેલ મહા ભયાનક અદ્ભુત બનાવના સંબંધમાં હજી સૂધી તું કાંઈ પણ જાણી શકી નથી."

રતને જવાબ આપ્યો:–"શું તમે પેલી ગુજરાતી સ્ત્રીના મામલાની વાત કહો છો?"

"હા, બરાબર છે. એ મામલાનો પત્તો મેળવવા માટેજ મારે અમદાવાદથી અહીં આવવું પડયું છે."

રતને કહ્યું:—"મને લાગે છે કે, ત્યારે પેલા કપાયલા હાથના સંબંધમાંજ આ બધી પંચાત પેદા થઇ હશે."

"અરે, એ પણ શું તું જાણે છે? એ ગુજરાતી પુરૂષની સ્ત્રીની લાશ એકાએક કોણ જાણે ક્યાં પસાર થઇ ગઇ છે? પરંતુ આ બનારસ શહેરમાં બનેલા એ અદ્ભુત મામલામાં તમારે પડવાનું શું પ્રયોજન છે? તમે તો અમદાવાદની પોલિસમાં અત્યારે નોકરી કરો છો. અમદાવાદ ડિવિઝન અને બનારસ ડિવિઝનને કશો પણ સંબંધજ નથી." રતને કહ્યું.

મેં કહ્યું:—"જે પુરૂષની સ્ત્રી ગુમ થઇ છે, તે અમદાવાદનો વતની છે. તેણે તથા અહીંના નામજાદા ડિટેકિટવ ઈન્સ્પેકટર નાસિર સાહેબે આ મામલાનો ભાર અમારાપર સોંપ્યો છે અને એટલા મા-

ટેજ મને તથા મારા એક ઉપરી અમલદારને અમદાવાદથી અહીં બોલાવવામાં આવ્યા છે."

રતને કહ્યું—"તમારા નાસિર સાહેબેજ મારી પાસે માણસ મોકલીને બધી બીના જણાવી દીધી હોત, તો તમારે અમદાવાદથી અહીં આવી આવી તકલીફ ભોગવવી ન પડત. હું તરતજ ગમે ત્યાંથી એ ગુજરાતી પુરૂષને ઉપાડી જનાર અથવા ખૂન કરનાર બદમાશોનો પત્તો મેળવી આપત."

મેં કહ્યું:—"હશે, જે બન્યું તે ખરૂં. જ્યારે પહેલેથીજ તું આ બધી હકીકત જાણી શકી છે, ત્યારે મારી ઘણી મહેનત બચી ગઇ છે. તને હવે ફરીવાર બધી બીના કહી સંભળાવવાની મને કશી જરૂર જણાતી નથી. હવે હું તને ટુંકામાં આપણે જે કાંઈ કરવાનું છે, તે બધું કહી સંભળાવું છું, તે તું બરાબર ધ્યાન દઇને સાંભળી લે."

આમ કહીને મેં રતનને અમારે જે કાંઇ કરવાનું હતું, તે બધું અતિ સંક્ષેપમાં કહી સંભળાવ્યુ. તે તરતજ બધી બીના જાણી ગઇ. તેણે થોડી વાર સૂધી કાંઇક વિચાર કરીને કહ્યું:—"પ્રસાદજી! તમે આ મામલાને જેવો સરળ ધારો છો, તેવો તે નથી. તો પછી નાહક મને એમાં શા માટે નાખો છો? મારાથી તમને એ મામલામાં શી મદદ કરી શકાય તેમ છે?"

મેં કહ્યું:—"તું શું કરીશ? આ તું શું બોલે છે? તારામાં કેટલી બધી કરામત છે, એ શું હું નથી જાણતો રતન? તેં મને અનેક મામલાઓમાં અનેક ગુન્હેગારોની તપાસ કરવામાં તથા પકડી પાડવામાં અનેક વાર અનેક પ્રકારની મદદ કરી છે, એ શું હું ભૂલી ગયો છું રતન? એક વાર એક ભયાનક મામલામાં તેં જો તારી

બુદ્ધિ દોડાવીને, બરાબર વિચાર કરીને પિસ્તોલ ન છોડી હોત, તો તે શયતાનની છૂરીના આઘાતથી તરતજ મારા પ્રાણ પંચત્વને પ્રાપ્ત થાત, એ વાત પણ હજી સુધી મારા સ્મરણમાંથી લેશ માત્ર પણ દૂરીભૂત થઈ નથી. આ ખૂની મામલાની તદારકને માટે હું તથા માર ઉપરી નામજાદા ગોયેન્દા મિ. ઠાકોર સાહેબ અહીં આવ્યા છીએ, એથી જો અમારાથી આ મામલાનો કાંઇ પણ પત્તો નહિ મેળવી શકાય તો અમારી અમદાવાદ પોલિસના નામપર પાણી ફરી વળશે. નાસિક સાહેબે આ મામલામાં કાંઇ પણ ન કરી શકવાથી સરકારી પત્ર લખી અમો બન્નેને અહીં બોલાવ્યા છે. આ મામલાનો નિકાલ ન લાવવાથી અમારા બન્નેનું મુખ સદાને માટે નીચું થશે! અમારા અમદાવાદના વડા સાહેબ જો પોતાના હાથ તળેનો કોઇ પણ નોકર પોતાના કાર્યમાં નિર્માલ્ય નિવડે છે, તો તેનાપર ઘણાજ નારાજ થાય છે. તેમણે મોટી આશા બાંધીને અમને અહીં મોકલ્યા છે. માટે જો અમારાથી ખરા આસામીને નહિ પકડી શકાય તો છેવટે અમારે લાંછિત થવું પડશે."

રતને કેટલીકવાર સુધી કાંઇક વિચાર કરીને કહ્યું કે:—"મને લાગે છે કે એ લાશ કોઇએ કોઇ ગુપ્ત જગાએ છૂપાવી રાખી છે. મામલો અવશ્ય અત્યંત ભયંકર રૂપપર આવી ગયો છે."

મેં ઉત્સાહસહિત કહ્યું કે:—"તું ખરૂં કહે છે. મારો મત પણ એવોજ છે. લાશને અવશ્ય સાલાઓએ છૂપાવી રાખી છે. લાશને છૂપાવી દેવામાં આવી છે અને કપાયલો હાથ મોકલી આપવામાં એ શયતાનોએ એક જાતની જબરદસ્ત ચાલાકી ચલાવી છે. અહીંની પોલિસ રાત્રિ દિવસ ઘણી જ હોશિયારીની સાથે કામકાજ કરે છે. લાશને ગમે તે ઉપાયે આપણે હાથ કરવી જ જોઇશે. લાશ જોઇએ, બસ, લાશ અવશ્ય મેળવવી જ જોઇએ."

રતને કહ્યું—"જ્યારે લાશ મેળવવાની જ ઇચ્છા છે, ત્યારે તમે ગંગાપ્રસાદના બદમાશોના અડ્ડામાં શામાટે જવા માગો છો? ત્યાં જવાથી લાશ શી રીતે મળી શકે તેમ છે?"

મેં હસીને કહ્યું:—"રતન! તું એવો સારી રીતે જાણે છે કે, હેતુ વિનાનું હું એક પણ કામજ કરતો નથી, ત્યાં જવાથી અવશ્ય આ ભેદી મામલાનો કાંઇકને કાંઈક પત્તો મેળવી શકાશે. મારી ઇચ્છા તને ત્યાં સાથે લઇ જઇને ગાયન ગવાડવાની છે, તારૂં દિલજાન જેવું મૃદુ મંજુલગાયન સાંભળીને ગંગાપ્રસાદના અડ્ડાના બધા બદમાશો આફરીન થઇ જશે અને એ સમયે આપણી ચાલાકીથી અવસ્ય કાંઇક નવીન તથ્ય મેળવી શકાશે. ગંગાપ્રસાદનોએ મહા ભયાનક અડ્ડો આખા શહેરમાં સહુથી નામીચો છે. તે અડ્ડામાં રાજાઓનું ખૂન કરનારા બદમાશો પણ આવી વસે છે. આખા શહેરના ભયાનક ચોર, બદમાશ તથા ડાકાતો એ અડ્ડામાં આવી એકઠા થાય છે. અનેક નરઘાતક હીચકારાઓ પણ ત્યાંથી મળી આવે છે."

આમ કહીને મેં મારા ખીસામાંથી પાકીટ બહાર કાઢી, તેમાંથી રૂપિયા બહાર કાઢ્યા. રૂપિયાનો ઠણ ઠણ અવાજ સાંભળીને રતનનું મન તે તરફ આકર્ષાયું.

ત્યારપછી મેં રતનને સંબોધીને ફરીવાર કહ્યું કે:—"હું તૈયાર થઇ, છુપોવેશ ધારણ કરી રૂપિયા લઇ ગંગાપ્રસાદના અડ્ડામાં જવા માટે આવ્યો છું,"

મારી આવી વાત સાંભળીને રતને કહ્યું કે:—"આટલા બધા રૂપિયા લઇને ત્યાં ઉડાવવા જવાની શી જરૂર છે? મને થોડા રૂપિયા આપોને! તમે જ્યાં વીસ પચીસ રૂપિયા ખરચી નાખશો, ત્યાં તમારી રતન ફક્ત પાંચ રૂપિયામાંજ ચલાવી લેશે અને કામ પણ પતાવી દેશે"

મેં કહ્યું:—"એ બધું તો હું બહુ સારી રીતે જાણું છું, રતન! આ લે આ વીસ રૂપિયા તારી પાસે રાખ, બાકીના રૂપિયા મારી પાસે રહેવા દે. આટલા રૂપિયાથી તું તારૂં કામ પતાવી શકીશ કે? મારે હવે એક છોકરાનો પોશાક પહેરવો પડશે. માટે જેમ બને તેમ જલ્દી તું તારૂં કામ પતાવી દે. તારો આ ટ્રંક ખોલ. તેમાં બધો પોશાક તૈયાર છે."

રતને કહ્યું:—"તમારા આ ગુણપર તો હું મરી મટી છું. તમે બધા બદમાશોને ધુળ ચાટતા કરી દીધા છે. પરંતુ મારી પાસે તો છેક નમ્ર બની રહો છો. પ્રસાદ! પ્રસાદ! હું શું આખી જિન્દગી સુધી એક મિથ્યા આશાને હૃદયમાં ધારણ કરીને, નિરાશાના પ્રબળ અગ્નિમાં સદા સર્વદા સળગ્યા જ કરીશ? મારા મનની જે એક મુખ્ય અભિલાષા છે, તે શું પાર નહિ જ પડે?"

મેં જવાબ આપ્યો:—"રતન! તારી અભિલાષા અવશ્ય પાર પડશે. ઇશ્વર તને પુત્રરત્ન આપી અવશ્ય સુખી કરશે. અત્યારે એ બધી વાતોને ભૂલી જા અને કર્ત્તવ્યના વિચારમાં ગુંથાઇ જા. આ કામ હાંસલ થયા પછી, તારી આશા અવશ્ય તૃપ્ત થશે. તને બદલવા માટે મેં જે પોશાક ખરીદી આપ્યો છે, એમાંથી કોઇએક સારો ઉમદા પોશાક પહેરી નવજવાનના રૂપમાં તૈયાર થઇ જા. યાદ રાખજે કે, તારે એક કપ્તાન બાબૂનો પાડ ભજવવાનો છે."

રતને કહ્યું:—"જરાવાર સબૂર કરો. હું હમણાં જ મારૂં કામ પતાવી આવું છું. ઇશ્વર ઇચ્છા હશે, તો કપ્તાનનો પાડ ભજવવામાં હું કશીપણ ખામી આવવા દઇશ નહિ, મને આશા છે કે, હું એ કાર્યમાં અવશ્ય સફળતા સંપાદન કરી શકીશ."

રતન આમ કહીને ચાલી ગઇ, મેં મનમાંજ વિચાર્યું કે:—"આ

સર્વ ભેદી વ્યાપારમાં, કોઇ પણ પ્રકારની, કોઇ આશા ન મળવાથી, રતન કદાપિ આવી સ્ફુર્તિમાં રહી શકે તેમ નથી. તે અવશ્ય જાણે છે કે, હમણાંજ એક આફતના મુખમાં તેને જઇ પડવું પડશે. આવી સ્થિતિમાં તે જ્યારે આશાથી પ્રફુલ્લિત થઇ છે, ત્યારે ચોક્કસ કાંઇક મતલબ તેના મગજમાં જાગી ઊઠી છે; તેને આ મામલાનો કાંઇક આભાસ અવશ્ય મળી શકયો છે."

વાંચક ! થોડી વાર પહેલાં જે રતનને ભોગવિલાસમાં રચી પચી તથા ચરણપ્રસાદની પ્રેમાકાંક્ષિણી રૂપે જોઇ હતી, તેજ રતનનું દશ મિનિટના અલ્પ સમયમાં જ આબેહુબ પરિવર્ત્તન થઇ ગયું. તે પ્રેમાકાંક્ષિણી વિલાસિનીની બદલે, એક વિલાસી બાબૂ જેવી બની ગઈ.

એ વખતે કોઇએ જાણે બહારના દરવાજા પર ધીમેથી કરાઘાત કર્યો. મેં ઘડિયાળ તરફ જોઈ જોયું કે, રાત્રિના નવ વાગી ગયા છે. એ પરથી મેં અનુમાન કર્યું કે, એ કરાઘાત કરનાર વ્યક્તિ રૂપિયા સિવાય બીજી કોઇ પણ હોઇ શકે તેમ નથી. આવું અનુમાન કરી મેં તરતજ ઊઠીને ઘરનો દરવાજો ખોલી નાખ્યો.

રૂપિયાએ મને એક સલામ કરી. તે મારો અજાયબી ભરેલો વેશ બદલેલો જોઇને લેશ માત્ર પણ વિચલિત થઇ નહિ. કારણ કે, તે મારા વ્યાપારને ખૂબ સારી રીતે જાણતી હતી.

રૂપિયા એક ભોઇની કન્યા છે. તેની ઉમ્મર લગભગ પચાસેક વર્ષની છે. પરંતુ તેના દેખાવ પરથી તેટલી ઉમ્મર હોય તેમ જણાતું નથી. હજી પણ તે ખૂબ બળવાન છે. તે મારી આયા છે અથવા તેણે મને બચપણથી જ પાળી પોષીને મોટો કર્યો છે. હવે તે બીજે ક્યાંય પણ નોકરી કરતી નથી. કારણ કે, તેના છોકરાઓ અત્યારે રોજગાર કરી બે પૈસા પેદા કરી શકે છે.

રૂપિયાએ કહ્યું:—" બાબૂજી, ત્યારે તમે હમણાંજ બહાર જશો ? રતન ક્યાં છે ? પેલો છોકરો ક્યાં છે "

રતને, રૂપિયાને જોયા પછી, કાંઇ પણ વાતચીત કરી નહિ. રૂપિયા તેને શું કહે છે, તે સાંભળવા માટે એક પ્રકારની ઉત્સુક્તાને આધીન થઇ, મ્હોં દબાવી તે ધીમે ધીમે હસતીહતી. રૂપિયાએ ફરીવાર મને પૂછ્યું કે:—" બાબૂજી ! રતન બાઇ ક્યાં છે? "

આ વાત સાંભળીને રતન હસવું રોકી શકી નહિ, ખડખડ કરી હસી પડી. રૂપિયા ઘણીવાર સૂધી રતનના મ્હોં સ્હામું જોઇ રહ્યા પછી બોલી કે:—" ઓહો ! વિશ્વનાથજી! કેવી તાજ્જુબી ! આજ શું મારી રતનબાઇ કે ?"

મેં રૂપિયાને અતિસંક્ષેપમાં સમજાવી દીધું કે, કોઇ એક ખાસ કારણસર અમારે બન્ને જણને એકવાર બહાર જવું પડશે. રૂપિયાએ મારી આ અવસ્થામાં મને આ પહેલાં ઘણીવાર જોયો હતો. મારાં મુખેથી વાત સાંભળીને તેણે ચુંકારો પણ કર્યો નહિ. મનુ તેને ઘણી સારી રીતે ઓળખતો હતો. ઘણીવાર તેણે રૂપિયાની સાથે રાત્રિ વીતાડી હતી.

મેં રતનને કહ્યું:—" રતન ! હવે વિનાકારણ વિલંબ શા માટે કરે છે? ચાલ આપણે હવે બહાર નીકળી પડીએ, હવે વિલંબ કરવામાં કશો પણ સાર નથી."

રૂપિયાએ ઘરનો દરવાજો બંધ કરતી વેળાયે કહ્યું કે:— " બાબૂસાહેબ ! તમે હવે ક્યારે પાછા ઘર, તરફ ફરશો વારૂ ?"

મેં જવાબ આપ્યો:—" ક્યારે પાછા ફરીશું એનો કાંઇ પણ નિશ્ચય નથી. તોપણ અમને પાછા આવતાં ઘણી રાત વીતી જશે.

તમે નિશ્ચિંત થઇને સૂઇ જાઓ. જ્યારે અમો પાછા આવીશું, ત્યારે બોલાવીશું, અમારી તમે કશી પણ ચિંતા કરશો નહિ."

ત્યારપછી તે ગંભીર અંધકારવાળી રાત્રે હું તથા રતન બન્ને ઘરમાંથી બહાર નીકળ્યાં,

આ સ્થળે એક વાત કહી રાખવાની હું અધિક આવશ્યકતા ધારૂં છું કે, બહાર આવ્યા પછી એ પુરૂષોચિત વેશપરિવર્તનના ગુણથી, રતનની લજ્જા તથા સંકોચનો ઘણે ભાગે લોપ થઇ જવા આવ્યો. તે બેધડક મારી સાથે ચાલવા લાગી,

ગંગાપ્રસાદનો અડ્ડો, કેદારઘાટ મહોલ્લાની એક સાંકડી ગલીમાં આવેલો હતો. અમો સીધે માર્ગે ન ચાલતાં, વાંકા માર્ગે ચાલવા લાગ્યાં રસ્તાઓ રતનના જાણીતા ન હોવા છતાં પણ મારાથી સારી રીતે જાણીતા હતા. પરંતુ તેમ છતાં પણ તે અંધારામાં, અમો બન્ને એક રસ્તો ભૂલી ગયાં. રતન તે બધા રસ્તાઓને બિલકુલ જાણતી નહોતી. નવાં માણસોને માટે એ બધી જગાઓ ભૂલભૂલામણી જેવી હતી.

એ ગંગાપ્રસાદનો અડ્ડો મહાભયાનક સ્થાન ગણાય છે, મોટાં મોટાં રાજ્યોના બદમાશો, લુટરાઓ, ધાડપાડુઓ તથા હરામખોરોના વિશ્રામ અને આરામનું કેન્દ્ર એ સ્થળ ગણાય છે, હત્યાકાણ્ડ, મારામારી, તૂફાન, ખૂન વગેરે ભયાનક અપરાધો કરીને જેઓ પોતાને છૂપાવવાની કોશિશ કરે છે, તેઓ ઘણે ભાગે એ શયતાની અડ્ડામાં આવીનેજ આશ્રય લે છે, શહેરમંનો પ્રત્યેક બદમાશ એ ગંગાપ્રસાદના અડ્ડાથી પરિચિત છે. એ અડ્ડાની રચના એવી અદ્દ-ભૂત રીતે કરવામાં આવી છે કે, ભલભલા જાસૂસો પણ છક્કડ ખાઈ જાય છે. અમદાવાદ શહેરના વિખ્યાત બાવાના અડ્ડાનું અત્યારે

બરાબર સ્મરણ થઈ આવે છે. જેવી રીતે અમદાવાદમાં ઘણા કાળ પહેલાં એક મંદિરમાં મહા ચાલાક બાવાએ કસરતશાળા, દેવમંદિર, ઔષધાલય આદિ સર્વની સ્થાપના કરી બહારથી પરોપકારિતાનો મહા આડંબર દર્શાવી લોકોને ભ્રમણામાં નાખી, શહેરની અનેક કુળવાન કામિનીઓની તથા પુરુષોની શીલતાનો ભંગ કરવાનો મહા ભયાનક વ્યાપાર આરંભ્યો હતો, તેવીજ વ્યવસ્થા ગંગાપ્રસાદના અડ્ડાની પણ હતી, અમદાવાદના તે ભયાનક અડ્ડામાં અહર્નિશ અનેક અબળાઓ પોતાના ધર્મનો ત્યાગ કરી અધઃપાતના માર્ગમાં ઘસડાતી જતી હતી, તેવીજ રીતે ગંગાપ્રસાદના કાશીના એ અડ્ડામાં પણ બનારસ શહેરની અનેક હિન્દુસ્તાની, ગુજરાતી, પારસી, મરાઠી, બંગાળી સ્ત્રીઓ પોતાના ઉપપતિ અથવા યારની મુલાકાત કરવાની અભિલાષાથી તથા પોતાની પાપમયી વાસનાને તૃપ્ત કરવાની આકાંક્ષાથી રાત્રે અથવા દિવસે આવી ઉપસ્થિત થતી હતી. અમદાવાદમાં પૂર્વે કલ્યાણદાસ બાવાનો રઘુવીરજી મહારાજનો અડ્ડો જેવી રીતે પાપિયસી પ્રેમદાઓ તથા કામાંધ પુરુષોના ગુપ્ત સંમિલન રૂપે મહા વિખ્યાત હતો, તેવી રીતે આ અડ્ડાની પણ બનારસ શહેરમાં ખોટી છાપ પડી ગઈ હતી. ગંગાપ્રસાદે એક મંદિર સ્થાપી કામમંદિરની રચના કરી અનેક અવિવાહીત તથા વિવાહીત સ્ત્રી પુરુષોનાં મન તૃપ્ત કરી સારા પૈસા પણ પેદા કર્યા હતા. અમદાવાદના કલ્યાણદાસ બાવાએ એ અધર્મના માર્ગદ્વારા ઉપાર્જન કરેલી રકમથી, ગંગાપ્રસાદે લગભગ વીસ ગણી મિલ્કત પેદા કરી હતી. કાશી, પુષ્કરરાજ, ગયાજી, મુંબઇ, સૂરત, અમદાવાદ, વડોદરા આદિ દરેક સ્થાનના બદમાશોની સાથે તેનો બહુ સારો પરિચય હતો. એના સંબંધમાં એવું પણ સંભળાતું હતું કે, અમદાવાદનો કલ્યાણદાસ બાવો, વડોદરાનો

શિવનાથ શાસ્ત્રી, સૂરતનો મથુરદાસ ભગત, મુંબઇનો કાવસજી કામ-
દાર, જૂનાગઢનો મોહનદાસ મહંત, પોરબંદરનો સાલેમહમદ પઠાણુ,
આદિ સર્વએ મળીને એક મોટી ગંજાવર ટોળી સ્થાપી હતી અને
એ ટોળીના સર્વ સરદારો પ્રસંગોપાત એક બીજાની મુલાકાત લેતા
હતા. તથા પોલિસને શક ન પડે એવા આશયથી એક બીજાના
અડ્ડામાં રાખેલી કુલટા–રાંડોની અદલબદલ કરતા હતા. એ વાત સત્ય
હો કે અસત્ય હો, પણુ એટલું તો નિર્વિવાદજ છે કે, એક મોટી
ટોળી વિના આવાં શયતાની ભરેલાં ભયાનક કામો સંસારમાં કદાપિ
થઇ શકેજ નહિ. પોલિસ પણુ ઘણા દિવસ થયાં એ શયતાન ગંગા-
પ્રસાદના અડ્ડાનો ધ્વંસ કરવાની ચેષ્ટા કરે છે, પરંતુ હજી સૂધી
તેનું કશું પણ પરિણામ આવ્યું નથી. પોલિસ પોતાના પ્રયત્નમાં
ફળીભૂત થતી નથી એતું કારણુ બીજું કશું પણુ નથી, પણુ શહે-
રના કેટલાક આબરૂદાર ધનવાનો તથા તેમની પુત્રીઓ, ભગિનીઓ
અને ભાર્યાઓ પણુ એ અડ્ડામાં જઈ પાપકર્મમાં લિપ્ત થઇ હોય
તેમ લાગે છે અને એથી કરીનજ પોલિસ મૌન ધારી બેસી રહી
હોય એવું અનુમાન કરી શકાય છે. કાશીની પોલિસને માટે આ
એક શરમની વાત છે.”

એ અડ્ડામાં મદિરાની બહાર ઉડતી, ગાંજાની ચલમો ફુંકાતી, ચર-
સની છોળો ઉછળતી, ચંડુલની નળીઓ પણુ રાત્રિ દિવસ વહ્યા કરતી
કોકેન, કાફી અને ચ્હાબાઇનો પણુ પૂરો દમામ ચાલતો. ત્યાં કઇ
કેફી વસ્તુનો અભાવ હતો, એ મારાથી કહી શકાય તેમ નથી, ઇરાની
તાતારી, પારસી, હિંદુ, મુસલમાન આદિ દરેક કોમની કામિનીઓનાં
દિદારનો લાભ એ અડ્ડામાંથી પ્રાપ્ત થઈ શકતો. અહીંના બદમાશો
પણુ સચળ હતા, રૂપિયા પણુ ચલાયમાન અને કામ પણુ સચલ

હતાં, અનેક યાત્રાળુઓ, અનેક મુસાફરો આ અડ્ડામાં આવી ફસાઈ પડતા હતા. રૂપિયાનો માલિક અડ્ડામાં આવી ઉતર્યા પછી, જો જરા પણ ગફલતમાં રહેતો તો, તેના તે રૂપિયા મંત્રબળથી કોણ જાણે ક્યાં ઉડી જતા અને યાત્રાળુ અથવા મુસાફર ધોયેલ મૂળા જેવા સાફ થઈ જતા. પરંતુ એ રૂપિયા પાછા મેળવવાનો કાંઈ ઈલાજ જ નહોતો. જો કોઈ પણ મુસાફિર ભૂલ્યે ચૂક્યે રૂપિયા મેળવવાની કોશિશ કરી અડ્ડાના કોઈ પણ માણસ પર કાંઇ પણ શંકા લાવતો તો મલબારી ડંડાના સખ્ત મારથી અધમુઓ થઇ જતો અથવા 'રામબોલો ભાઈરામ' પણ થઈ જતો. તેમની બદમાશીની વાત અથવા ફરિયાદને પણ કોઇ કાન પર ધરતું નહિ.

અહીં જુગારની બાજી પણ પૂર્ણ દોરદમામથી ચાલતી. ચોપાટ, શેતરંજ, ગંજીફા આદિ અનેક જાતની રમતો રમાતી અને તે દરેક રમત બાજી વિનાની ખાલી મંડાતી નહોતી. અજાણ્યો માણુસ એ બાજીમાં કદાપિ જીતી શકતો નહિ, તેને બિચારાને તો સોળ હાથનો લાંબો ચોફાળ ઓઢી પોતાના દાદા, પરદાદાના નામની પોક મૂકવી પડતી વળી એ જુગારીઓના તાલમબાજીપણાની તો કાંઇ વાત જ થઈ શકે તેમ નથી. એ ગજબ કરનારા જુગારીઓ, પરાજિત પક્ષનું સર્વસ્વ હજમ કરી તેને ઉલ્લૂનો પઠ્ઠો બનાવી લોકોની નજરમાં ઉપ-હાસને પાત્ર બનાવતા.

તે ઉપરાંત, બોલાબોલી, ગાળાગાળી, મારામારી, ધક્કમબાજી, ઠેલાઠેલી, છૂરાવડે પેટ ચીરવાની કાળી ક્રીડા, લાકડી વડે માથાં ભાં-ગવાની મહા ભયાનક વિદ્યા, પણ પૂર્ણ પ્રમાણમાં અહીં વિદ્યમાન હતી. પરંતુ આ બધા બનાવો ખાસ કરીને કૃષ્ણપક્ષની ઘોર અંધારી રાત્રેજ બનતા. એ વ્યાપારમાં જેઓ અપરાધી ઠરતા, તેમનો ઇન્સાફ

ગંગાપ્રસાદજ હાકેમ રૂપે કરતો, પોલિસના હાથમાં એ સર્વ ટંટા ફીસાદના મામલા કદાપિ જવા પામતા નહિ.

એ સકળ બનાવો બનવા ઉપરાંત ગંગાપ્રસાદના અડ્ડામાં બીજી પણ એક મોટી સગવડ હતી. પરંતુ એ સગવડ સુનીતિસંપન્ન મનુષ્યોને પસંદ આવે તેવી નહોતી. એ અડ્ડામાં ખુશ મહેલ નામે એક મોટો બંગલો હતો, એ બંગલાની રચના અડ્ડામાં આવેલા એક ભોંયરામાં કરવામાં આવી હતી. તે બંગલામાં નાના પ્રકારના અનેક ઓરડાઓ નિર્માણ કરાવવામાં આવ્યા હતા, એમાંના એકેક ઓરડામાં નષ્ટદુષ્ટા રૂપવતી રમણીઓ રહેતી હતી અને તેઓ ખૂબ આવેલા દામથી પોતાના રૂપનું વેચાણ કરી પૈસા પેદા કરતી. એ રૂપના વિક્રયમાં સેંકડે પંચાવન ટકા દલાલી ગંગાપ્રસાદના ખજાનામાં જમા થતી અને પિસ્તાલીશ ટકા તેમને મળતી. એ વહેપારમાં જ ગંગાપ્રસાદ વધારે સારો નફો મેળવતો. અસંખ્ય કુળમહિલાઓના સર્વનાશ માટે તેની નીમેલી નરકની દૂતીઓ, કુટ્ટિનીઓ શહેરની દરેક પોળમાં માલણ કે તેવાજ કોઇ છૂપા વેશમાં ભટકયા કરતી અને કાશી શહેરના મોટા મોટા ધનવાનોના ઘરમાંથી શિકાર લાવી પોતાના અડ્ડામાં હાજર કરતી. મને કહેતાં લજ્જા ઉત્પન્ન થાય છે કે, જેવી રીતે અમદાવાદના અડ્ડામાં અનેક નિર્વીર્ય, કાયર, બાયલા અને ષંઢ પુરૂષો પોતાની સ્ત્રી, પુત્રી કે ભગિનીને વ્યભિચારાર્થ મોકલતા, તેવી જ રીતે અહીં પણ એનો ધમધોકાર વહેપાર ચાલતો. નાનીબાઇ તથા બનારસી મારવાડણ નામની બે શયતાની બાંદીઓ ગંગાપ્રસાદના અડ્ડાની આધારભૂતા હતી અને તેમણે જ અનેક ભોળી ભામિનીઓને પાપપંથમાં દોરી લાવી ગંગાપ્રસાદના ધંધાની ખીલવણી કરી હતી.

અડ્ડાનો દરવાજો પણ હમેશાં ખુલ્લો રહેતો, રાત્રિની તો કાંઇ

વાતજ કરી શકાય તેમ નથી, કારણ કે પ્રેમિક-પ્રેમિકાના અભિસારનો, બદમાશોની બદમાશીનો અને શયતાનોની શયતાનીનો મુખ્ય સમય રાત્રિનોજ મુકરર કરવામાં આવ્યો હતો. દિવસની વેળાએજ એ નરકનિવાસનાં દ્વારપર તાળાં વસાતાં. બહારથી તો એમજ જણાઇ આવતું કે, એ સર્વ મકાનો બિલ્કુલ ખાલી પડયાં છે અને તેમાં કોઇ પણ માણસ વસતું નથી.

અડ્ડાની ખરી જમાવટ ઘણે ભાગે રાત્રેજ જામતી અને રાત્રે એ અડ્ડાનો દરવાજો ખોલવા માટે હમેશાં એક સંકેત-શબ્દની યોજના કરવામાં આવતી, અહીંના અડ્ડાના આશ્રિતો, અનુચરો કે પૃષ્ઠપોષકો સિવાય બીજા કોઇ પણ અજાણ્યા માણસથી તેમાં દાખલ થઇ શકાય એવો એક પણ ઇલાજ નહોતો. મુકરર કરી રાખેલું એક દોરડું લટકાવવામાં આવ્યું હતું અને એ દોરડું તાણતાંની સાથેજ અડ્ડાની અંદર રાખવામાં આવેલા એક ઘંટનો મોટો અવાજ થતો હતો. પણ એ દોરડાંનો પત્તો ત્યાંના ખાસ જાણીતા માણસ વગર બીજા કોઇને પણ મળી શકે તેમ નહોતો. જેઓ એ અડ્ડામાં નિયમિત રીતે આવ જાવ કરતા, તેઓજ એ દોરડાંને કયાં લટકાવવામાં આવતું, તે જાણી શકતા. અમદાવાદના અડ્ડા કરતાં બનારસના આ અડ્ડામાં એ એક ખાસ વિશેષતા હતી.

દોરડું તાણતાંની સાથેજ દાખલ થવાનો માર્ગ મોકળો થઇ જતો, એમ નહોતું. દરવાજાના મ્હોં આગળ એક કાણું હતું. તે કાણામાંથી અંદરનું માણસ અથવા જે દરવાજો ખોલવા આવતું તે માણસ બહારના માણસને પ્રથમ ખૂબ સારી રીતે તપાસી જોતું. તે એક ચોર-ફાનસ પોતાની સાથે લઇ આવતું. એ ફાનસના ઝાંખા તેજને તે નાના કાણા પર રાખીને, પ્રથમ તે બહારના માણસની

આકૃતિને બરાબર જોઇ લેતું. ત્યાર પછી આવનાર માણસને તેનો સંકેત શબ્દ બોલવો પડતો. સંકેત શબ્દ બરાબર હોય તોજ બહારના માણસને અંદર દાખલ કરવામાં આવતું. એ સંકેતસૂચક શબ્દ પણ વળી પાછો ઘણી ઉમદા કિંમતથી વેચાતો અડ્ડામાં એવાં એકાદ બે માણસો પણ હતાં કે જેઓએ સંકેત-શબ્દને વેચીનેજ પોતાનું ગુજરાન ચલાવતા. હું તેમાંના એક બે માણસોને સારી રીતે ઓળખતો હતો. એટલા માટેજ હૃદયમાં આવું અસહ્ય સાહસ ધારણ કરી જીવ-જાનના જોખમે અહીં આવ્યો હતો.

હું રતનને લઇને અનેક ગલીઓમાં ભટકતો, આડા અવળા રસ્તાઓના આશ્રય લઈને છેવટે એવી એક જગાએ આવી પહોંચ્યો કે જ્યાં માણસમાત્રનું નામનિશાન પણ નહોતું.

એ સમયે રતને મારી પાસે સરી આવીને સહજ ધીમા અવાજે કહ્યું:-"પ્રસાદજી ! આ તો કોઇ ભયંકર જગા હોય એમ જણાય છે! એક તો આવી અંધારી રાત છે અને તે ઉપરાંત ઘોર નિઃસ્તબ્ધતા છવાઇ ગઇ છે. આ રસ્તે એક પણ માણસ નજરે પડતું નથી. તે વખતે આપણે આ અડ્ડામાં આવ્યાં હતાં, ત્યારે તો આ રસ્તો આડે આવ્યો નહોતો. હું ધારૂં છું કે, આપણે ક્યાંક ભૂલાં પડયાં છીએ."

મેં કહ્યું:—"કશી ચિંતા ન કર મારી પ્યારી ! હું જ્યારે તારી સાથે આવ્યો છું, ત્યારે તારે ડરવાનું કશું કારણ જ નથી. વળી અત્યારે મારી પાસે રિવૉલ્વર તથા છુરી પણ તૈયાર છે."

રતને કહ્યું:—"ના, એટલા માટે હું કાંઇ કહેતી નથી. વળી હું પણ કાંઇ છેક હથિયાર વગરની નથી. તમે ન કહેવા છતાં પણ મેં જરૂર જાણીને બે હથિયાર સાથે લઈ લીધાં છે."

હું એ વખતે એવી એક ગલીમાં આવી ચઢયો હતો કે, જેની હાલત જોતાં જણાઇ આવતું હતું કે, તે સાધારણ લોકોનીજ ગલી છે, એ ગલીમાં આવેલાં મકાનો મુખ્યત્વે માટીનાં અને છાપરાં જેવાં હતાં. રસ્તામાં માણુસ કે જાનવરનું નામ માત્ર પણ દેખાતું નહોતું. રસ્તામાં સૂતેલાં એકાદ બે કૂતરાંઓ અમને જોઇને ભસવા માંડયાં. હું એક છાપરાં પાસે ઉભો રહીને સ્થિર મનથી વિચારવા લાગ્યો કે:—"ચોક્કસ આ મકાનજ મારૂં ધારેલું મકાન છે. મારાથી કાંઈ પણ ભૂલ થઇ નથી. હું ત્રણ માસ પહેલાં એકવાર આ મકાનપર આવ્યો હતો." ગમે તેમ હો, એકવાર સાંકળ ખેંચી જોવામાં શું નુકસાન છે ? આમ ધારીને મેં બે ત્રણ વાર જોરજોરથી સાંકળ ખખડાવી તથા દ્વારપર આઘાત પણ કર્યો. એથી દ્વારની બીજી બાજૂ પર એકજણે આ ાને પૂછયું કે:—"કૌન હય ?"

મેં જવાબ આપ્યો:—"મુસાફર."

તરત જ દ્વાર ઉઘડી ગયું. એક જણે મકાનમાંથી બહાર આવીને મને કહ્યું:—"અંદર આવો." જે માણસે આવી વાત કહી, તે મારો પહેલાંનો જાણીતો માણુસ ન હતો, મારાથી બિલ્કુલ અપરિચિત હતો. મેં અત્યાર સુધીમાં તેને કદાપિ જોયો નહોતો.

હું તથા રતન બન્ને ચૂપચાપ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યાં. એ દરવાજાને ઓળંગીને જરાક આગળ જવાથી એક નાનું આંગણું આવતું હતું. ત્યાર પછી ઘરોની એક લાંબી હાર આવેલી હતી. એ હારની પાસે પહોંચતાંની સાથેજ એક જણ હાથમાં દીવો ઝાલી અમારી સ્હામો આવીને બોલ્યો:—"સલામ સાહેબ ! આવી પહોંચ્યા ? ગરીબપરવર ઘણા દિવસે આજે આ બંદાની ખબર લીધી."

મેં હસતા મ્હોંએ કહ્યું:—"કેમ છે ગુલામશેખ? બાલબચ્ચાં સહુતો મજામાં છે ને?"

ગુલામે જવાબ આપ્યો:—હુજૂર! આપની તથા ખુદાની મેહેરબાનીથી સહુ ખુશી મજામાં છે. આવો આ ગરીબખાનામાં પધારો. હું ધારૂં છું કે, આપ જરૂર કોઇ અગત્યના કામ પ્રસંગે અહીં આવ્યા છો. આપની અમદાવાદ બદલી થયા પછી મને કયાંય પણ ગોઠતું નથી."

ગુલામખાંની ઔરત જન્નતનશીન થઇ હતી. પૈસાના અભાવે તે ફરીવાર નિકા કરી શકતો નહોતો, એકનીએક એક આઠ વરસની દીકરી તેના કુંટુબના આધાર રૂપ થઇ પડી હતી. દુનિયામાં તેને પોતાનું કહે એવું બીજું કોઇ પણ માણસ બાકી રહ્યું નહોતું.

હું ખીસામાંથી એક પાંચ રૂપિયાની નોટ બહાર કાઢી તેના હાથમાં આપીને બોલ્યો કે:—"આ થોડી ઘણી બનતી ભેટ સ્વીકાર. તારી સાથે મારે આજે કાંઇક કામ પડયું છે. તું એ કામ કરવા માટે જલ્દી તૈયાર થા. પણ હા—તારી લડકીની ખબર પૂછવાનું તો હું બિલકુલ ભૂલી જ ગયો. કેમ, એ મજામાં છે ને? તેની તબિયત સારી છે ને?"

વિનામાગ્યે અકસ્માત પાંચ રૂપિયા જેવી રકમ મળવાથી તે ઘણો જ ખુશી થઇને બોલ્યો:—"હુજૂર, મહેરબાન! આપનું નમક ખાઈને તો હું મોટો થયો છું. આપની મહેરબાનીથી જ આ ગરીબબંદાનું ગુજરાન ચાલ્યું આવે છે, ચાલો આપણે ઘરની અંદર જઇએ."

મુસલમાનના ઘરમાં દાખલ થવાની મારી ઝાઝી ઇચ્છા ન હોવા છતાં પણ કામની ખાતર મારે એમ પણ કરવું પડયું. રતન એ

ઘરમાં દાખલ થતાં સંકાચોવા માંડી; પરંતુ મેં તેને ઇશારો કરી તે સંકોચનો ત્યાગ કરી મારી સાથે આવવાની સૂચના કરી. મારો ઇશારો થતાંની સાથેજ તે મારી પાછળ ચાલી આવી.

ગુલામખાંએ ઘરમાંથી એક સાદડી લાવી, જમીનપર બિછાવીને કહ્યું:—"હજૂર, આવો, બેસો ! શા સમાચાર છે વારૂ ?"

મેં જવાબ આપ્યો:—"ગુલામ ખાં ! તારી પાસે હું કશી પણ વાત છૂપાવીશ નહિ. કોઇ એક ખાસ જરૂરના કામ માટે હું અમદાવાદથી બનારસ આવ્યો છું. ગંગાપ્રસાદના ગુપ્ત અડ્ડાનો આજનો સાંકેતિક શબ્દ શું છે તે તું જાણે છે કે ?"

ગુલામખાંએ કહ્યું:—"હજુર આજે એ અડ્ડાપર ચઢાઇ કરવાની ઇચ્છા ધરાવે છે કે શું ?"

મેં જવાબમાં જણાવ્યું કે:—"કદાપિ નહિ. જો એમ હોતતો હું અત્યારે આવી રીતે તારી પાસે આવત નહિ, મારા આ સોબતી ધનવાન શેઠની એક પ્યારી ત્યાં મળવા આવવાની છે. એટલા માટે હું એમને એ અડ્ડામાં લઇ જવા માગું છું."

ગુલામખાં મારો પગ પકડીને બોલ્યો:—"ના જનાબ ! આજે આપ ખરી વાત કહેતા નથી. હું આપનો ગુલામનો ગુલામ છું—તાબેદાર છું. મારી સાથે છેતરપિંડી શા માટે કરો છો ?"

મેં કહ્યું:—"ના, ગુલામ ! તારો હું ઘણો જ ભરોસો રાખું છું. મેં જ તને જેલમાંથી છોડાવીને એ અડ્ડામાં દાખલ થવાની સલાહ આપી હતી. ગંગાપ્રસાદનું અહિત કરવાનો મારો બિલકુલ ઇરાદો નથી. હું સારી રીતે જાણું છું કે, એ અડ્ડામાં તું નશાની ચીજો ખૂબ ભારી દામથી વેચીને એ પૈસાનો રોજગાર પેદા કરે છે. તને હું રસ્તાનો ભીખારી કરવા માગતો નથી અથવા તારા ભાણામાં પાણી

નાખવાની મારી બિલ્કુલ ઇચ્છા નથી. પરંતુ હાલમાં હું ધારૂં છું કે, તેં સાંભળ્યું જ હશે કે, આ શહેરમાં એક ગુજરાતી સ્ત્રીનું ખૂન થયું છે. હું કેટલીક ભરોસાદાર બાતમીઓ મળવાથી જાણી શકયો છે કે, એ ખૂનના મામલાં મળેલાં કેટલાક માણસો, એ અડ્ડામાં જઇને એકઠાં થયા છે તથા અડ્ડામાં રહીને જ તેઓ હજી સુધી તરેહ તરેહનાં કાળાં કામો કરી રહ્યા છે. તેઓ સર્વને એકવાર હું મારી નજરે જોવા માગું છું. એટલા માટે સાંકેતિક શબ્દની મને ખાસ જરૂર છે. હું ઘણાં દિવસ થયાં આ દેશમાં હાજર નહોતો એથી કરીને મારાથી એ અડ્ડાના સંબંધમાં કશી પણ દેખરેખ રાખી શકાઇ નથી. તેમજ તેની કશી પણ હકીકત મારા જાણવામાં આવી નથી."

ગુલામે થોડીવાર સુધી કાંઇક વિચાર કર્યા પછી કહ્યું:—" ખુદા સાક્ષી! મેં આપની સાથે કદી પણ દગાબાજી કરી નથી અને કરીશ પણ નહિ. હું પહેલાં એક દુર્દાન્ત બદમાશ હતો, બે ત્રણ વાર જેલ ભાંગીને નાઠો હતો, અમદાવાદના કલ્યાણદાસ બાવાના અડ્ડામાં પણ મેં મારી બદમાશીનો સારો ચમત્કાર બતાવ્યો હતો, કાઠિયાવાડના અમરેલી ગામમાંથી એક ખૂબસૂરત વણિક કન્યાનું અપહરણ કરી હું તેને અમદાવાદના કલ્યાણદાસના અડ્ડામા લઈ ગયો હતો, પરંતુ તેના વેચાણના પૈસા સંબંધી કલ્યાણદાસની સાથે મારે ભયંકર તકરાર કરવી પડી હતી અને એ તકરારના પરિણામે હું કલ્યાણદાસના ગાલપર બે ચાર તમાચા ચોડી છેવટે કાશી શહેરમાં છટકી આવ્યો હતો. કાશીમાં આવ્યા પછી પણ મારી બદમાશીનું જોર નરમ પડયું નહોતું, કાશીની અદાલતમાં મારા પર છેવટનો જે મુકર્દમો મંડાયો હતો, તેમાં તો મને કાળા પાણીની સજા થાય, તેવોજ સોળે સોળ

આના સંભવ હતો, પરંતુ આપની મેહરબાનીથી, સરકાર પક્ષમાં સાક્ષી થવાથી, હું એ સજામાંથી બચી શક્યો હતો, ગંગાપ્રસાદ જહન્નમમાં જાય, તો તેમાં પણ મારૂં શું જવાનું છે ? આપના કરતાં ગંગાપ્રસાદની કિંમત મને કાંઇ વધારે નથી. આપને રાજી રાખી શકવાથી મને ઘણીજ ખુશીની સાથે બન્ને વખત બે મુઠ્ઠી અનાજ મળી શકે તેમ છે. હું આપને એ શયતાનનો સંકેત શબ્દ અવશ્ય જણાવીશ હું આપને કહેતો જાઉં, તેમ આપ લખી લો, તેના સંકેતની વાતજ હું આપને લખાવવા માગું છું."

હું તરતજ ખીસામાંથી બીજા બે રૂપિયા બહાર કાઢી ગુલામના હાથમાં આપીને બોલ્યો કેઃ—"જો આ મુકર્દમાના સંબંધમાં એ અડ્ડામાંથી હું કાંઇ પણ બાતમી મેળવી શકીશ, ખરા ગુન્હેગારને પકડી શકીશ, તો સરકાર બહાદુર તરફથી તને બીજું કાંઇક વધુ ઇનામ પણ અપાવીશ. હું જયાં સુધી સમજી શકું છું, ત્યાં સુધી ખાત્રી સાથે કહી શકું છું કે, સરકાર બહાદુર થોડા વખતમાંજ આ મામલાના સંબંધમાં એક હજાર રૂપિયાનું ઇનામ આપવાની જાહિરાત બહાર પાડશે. સાત દિવસની સંકેત–કથાઓનો સંગ્રહ કરવાથી હું અવશ્ય મારા કાર્યમાં ફળીભૂત થઇ શકીશ, તથા તે સાથે તને પણ ઘણું સારૂં ઇનામ અપાવી શકીશ; આજે અથવા એક દિવસે તે, અપરાધીનો હું અવશ્ય પત્તો મેળવી શકીશ, એ વિષયમાં તો હવે કાંઇપણ સંદેહજ નથી, પણ ગુલામ! તારે આ મામલામાં મને બનતી મદદ અવશ્ય કરવી પડશે."

ગુલામ એકી સાથે સાત સાત રૂપિયા મળવાથી ઘણોજ ઉત્સાહિત અને આનંદિત થયો. તે મારા પગ પકડીને બોલ્યો કેઃ—"આમ જૂઓ, મારી કન્યા સૂતી છે. એને માટે જ હું આટલી બધી ચિંતા

કરી રહ્યો છું- આ છોકરી જ્યારે 'મા' કહીને રડે છે, ત્યારે મારી છાતીનું કલેજું કપાઇ જાય છે. હું પૂર્વ જીવનમાં ઘોર શયતાન હતો. હજારો નિરપરાધી માણસોને મેં પાયમાલ કર્યાં હતાં, સેંકડો સતી સુંદરીઓના શીલને રસાતલમાં મૂક્યું હતું, અનેક અર્ભકોને પિતા કે માતાહીન બનાવી અભિશાપની વૃષ્ટિને શિરપર ઝીલી હતી ! હાય ! અત્યારે એ સર્વ પાપો મારી નજર આગળ જીવતાં જાગતાં તરી આવે છે. મારા હૃદયના ચીરેચીરા થઇ જાય છે. મારી સ્ત્રીને મેં વિના કારણ સંતાપ્યા કરી હતી, તેને ઘણો માર પણ માર્યો હતો. મારા મારના પરિણામે તે બિચારી અધમુઇ થઇ ગઇ હતી અને મારા જુલ્મથી જ તે આ ફાની દુનિયા છોડીને ચાલી ગઇ છે. હાય ! મેં તેને અન્નના અભાવે જ દોજખમાં ધકેલી દીધી છે ! પણ હવે એ પાપનું પ્રાયશ્ચિત કરવાના ઇરાદાથી મેં તેના નિશાન રૂપ આ કન્યાને સંપૂર્ણ સુખી રાખવાની પ્રતિજ્ઞા કરી છે. મારો જીવ જતાં સુધી પણ હું એને બિલકુલ દુઃખી થવા દઉં તેમ નથી. તેના સુખની ચિંતામાં જ હવે મારૂં મન રાત્રિ દિવસ ચિંતાતુર રહ્યા કરે છે. હજુર ! આપના આ સાત રૂપિયાથી મારા એક મહિનાનું ખાવા પીવાનું ખર્ચ ઘણીજ સરલતાની સાથે ચાલી શકશે."

આમ કહીને તે તેના ઘરની અંદર દાખલ થયો તેણે ઘરમાંથી એક નાની નોટબુક લાવી મારા હાથમાં આપી કહ્યું કે:—"પહેલા પાનાથી જ વાર પમાણે સાંકેતિક વાતો લખી રાખી છે. આપ તો ઉર્દુ ભાષા બહુ સારી રીતે જાણો છો, માટે આની નકલ કરી લ્યો."

મારા ખીસામાં હમેશાં એક નાની નોટ બુક રહેતી. મેં એ ત્રણવાર એ લખાણ વાંચ્યા પછી તેની નકલ મારી નોટમાં ઉતારી લીધી. ત્યાર પછી મેં જે કાંઇ લખ્યું, તેને ફરીવાર બરાબર ધ્યાન દઇને

વાંચી સંભળાવ્યું. ગુલામખાંએ માથું નમાવી મારા લખેલા શબ્દોનું સમર્થન કર્યું.

મેં ત્યારે ગુલામને કહ્યું:—"રાત્રિના લગભગ દશેક વાગી જવા આવ્યા છે, માટે હવે હું વિદાય થઇશ. તું આજે અડ્ડામાં જવાનો છે કે નહિ વારૂ?"

ગુલામે જવાબ આપ્યો:—"હજુર! મારી આ છોકરીની તબિયત બરાબર સારી નથી. રાત્રે એકલી મૂકીને જતાં પણ મારૂં મન માનતું નથી; એટલા માટે હું આજે જવા માગતો નથી."

મેં સહજ આગ્રહ સાથે કહ્યું કે:—"મેં મારો પોશાક કેવો ખૂબીથી બદલ્યો છે જો જોઇએ! તું શું પહેલાં મને ઓળખી શક્યો હતો ખરો કે?"

ગુલામે જવાબ આપ્યો:—"પહેલાં હું જરા ભૂલમાં પડ્યો હતો ખરો, પરંતુ હજૂરના નાકપર જે મસ છે તેનો દાગ જોઇને હું પાછો તરત જ આપને ઓળખી ગયો હતો. આપની સાથેના આ બાબૂ સાહેબ કોણ છે વારૂ?"

મેં હસીને કહ્યું:—"એનો પરિચય તને હવે પછી મળી શકશે. હમણાં ટુંકામાં સમજી રાખ કે તેઓ મારા ખૂબ નજીકના માણસ છે."

ગુલામહુસેને કહ્યું:—"એમને એ ભયાનક સ્થાનમાં શા માટે લઈ જાઓ છો?"

મેં કહ્યું:—"તેઓ પોતાના કામે જાય છે. વળી એઓ ત્યાં હાજર રહેવાથી મારા કામમાં પણ ઘણી સરળતા થઈ પડે તેમ છે."

આ બધી વાતચીત કર્યા પછી વિના કારણ લેશમાત્ર પણ વિલંબ ન કરતાં, હું ત્યાંથી ઉઠીને ઉભો થયો. ગુલામખાં દીવો ઝાલીને દરવાજા સુધી અમોને મૂકી ગયો અમારા બહાર નીકળી ગયા પછી તેણે પોતાના દરવાજાને પાછો બંધ કરી લીધો.

અમો બન્ને બહાર આવીને ખુલ્લી કુદરતના પટપર ઉભાં રહ્યાં. તે દિવસના સાંકેતિક શબ્દનું નામ 'મુબારક' હતું. મેં બે ત્રણવાર ગોખીને મારા મનમાં એ નામને બરાબર યાદ કરી લીધું- રતનને પણ તે ખૂબ સારી રીતે સમજાવી દીધું.

અંધકારમયી પ્રકૃતિના કૃષ્ણાંચલમાં પોતાના શરીરને છુપાવીને અમો ધીમે ધીમે સીધે રસ્તે ચાલવા લાગ્યાં. તે રાત્રે અમને ઘણો જ થાક લાગ્યો હતો અને પરિશ્રમ પણ પુષ્કળ કરવો પડયો હતો. જ્યારે હું પોતે જ થાકી જવા આવ્યો હતો, ત્યારે રતનને થાક નહિ લાગ્યો હોય એમ મારાથી શી રીતે કહી શકાય ? પરંતુ વિધાતા અમને સહાયભૂત હોય, એમ મને જણાવા લાગ્યું. મે જોયું કે, મારી સ્હામે ની બાજૂએથી એક એક્કો રુમઝુમ કરતો ધીમે ધીમે મારાથી ઉલટી દિશામાં ચાલ્યો જતો હતો. મેં એ એક્કાવાળાને હાક મારી પાસે બોલાવી તેને કાંઈક વધારે ભાડું આપવાની લાલચ આપી કહ્યું:—" ચાલતું અમોને સત્વર કાલિઘાટપર પહોંચાડી દે, તને મ્હોંએ માગ્યું ભાડું મળશે." એક્કાવાળો પોતાનો એક્કો ખાલી હોવાથી ભાડે આવવાને તરત જ સમ્મત થયો.

રતન અને હું બન્ને એક્કાપર ચઢી બેઠાં. એક્કામાં બેઠા પછી રતને કહ્યું:—" મને લાગે છે કે અનેક કામોમાં રોકાવાથી રાત ઘણી જ વીતી ગઈ છે. હવે આટલો બધો વખત વીતી જવા છતાં પણ શું તમે એ શયતાની અડ્ડામાં દાખલ થઇ શકશો ખરા કે ? "

મેં જવાબ આપ્યો:—" રતન ! વિના કારણ મેં વખત વીતાડયો નથી. જેની ખાસ જરૂર હતી અને જેના વિના આપણાથી ત્યાં દાખલ થવાનું બિલ્કુલ અસંભવિત હતું, તે બાબતમાં બધી બાતમી મેળવવામાં જ કાંઇક વધુ વિલંબ થઇ ગયો છે. જો તું

છેક થાકી જવા આવી હોય અને તારી ઇચ્છા એ અડ્ડા ભણી જવાની ન હો. તો ચાલ આપણે ઘરભણી પાછાં ફરીએ. તને ઘેર મૂકીને હું એકલો પાછો અડ્ડા તરફ આવીશ."

રતને કહ્યું–"ના તમે તે શું કાંઈ ગાંડા થઇ ગયા છો! તમને આફતના મ્હોમાં ધકેલીને હું શું નિશ્ચિંત રહી શકું ખરી કે! તમારા જવાથી મારે માત્ર આખી રાત ઉજાગરમાંજ વીતાડવી પડશે અને એ સાથે મારા મનમાં તરેહ તરેહની ચિંતાઓ થયા કરશે. બિછાનામાં પડી પડી હું તરફડયા કરીશ, એના કરતાં તમારી સાથે આવવાનું હું વધારે પસંદ કરૂં છું. વળી એતો તમે જાણો જ છો કે, આ બધાં કામો કરવામાં મને કાંઈક ઓર આનંદ આવે છે. કોઈ પણ પ્રકારના ભેદી મામલાનો પતો મેળવવાનો મને બહુ શોખ છે. એ હરામખોર ગંગાપ્રસાદ એકવાર એક લંપટ ધનવાન યુવકના પૈસા ખાઇને મને લૂંટ કરી પોતાના અડ્ડામાં ઉપાડી ગયો હતો. એ વખતે હું એ શયતાનના સપાયમાંથી કેવી રીતે છટકી આવી હતી, એ વાતને શું તમે છેકજ ભૂલી ગયા? જેથી કરીને એ શયતાનનો સર્વનાશ થાય એ જોવાને હું ઘણીજ ઇન્તેજાર છું. મારે મારા વેરની વસુ-લાત કરવીજ પડશે. જે શયતાન મારા સતીત્વપર તરાપ મારવાને તૈયાર થયો હતો, તેને તેની દુષ્ટકરણીનું ફળ અવશ્ય ચખાડવું પડશે."

ત્યાર પછી રતનને સાથે લઇ અનેક વાંકી ચૂંકી ગલીઓમાં ભટકી ભટકીને, હું એવી એક જગાએ આવી પહોંચ્યો કે, તે જગા એ તે રાત્રે જો કોઇ સાહસી માણસ આવી ચઢે, તો તેના હૃદયમાં પણ ભયાનક કંપનો આવિર્ભાવ થયા વિના રહે નહિ. ત્યાં માણ-સનું નામોનિશાન પણ નહોતું એ સ્થાન જાણે નરકના જેવું ભયા-નક અંધકાર મય હતું.

રસ્તાના કિનારાપર ઘણે દૂર દૂર જે તેલના દીવાઓ બળતા હતા, તે ઘણાજ ઝાંખા પ્રકાશથી બળતા હતા. કેટલાંક બે કે ત્રણ માલવાળાં મકાનો તેની આજૂબાજૂમાં આવેલાં હતાં. એ ગલી છેક કાદવ કીચડ અને ગંદકીથી ભરેલી હતી.

અડ્ડામાં દાખલ થવાનો સંકેત–શબ્દ હું આમ સહેલાઇથી મેળવી શકીશ, એવી મારા મનમાં કલ્પના પણ આવી નહોતી. નાણાંની સખ્ત મારામારીને લીધે અથવા તો રૂપિયાની મોહની શક્તિમાં લીન થઇને ગુલામ મહમ્મદે એ શબ્દ મને વેચી નાખ્યો હતો; પરંતુ મારી જગાએ એ બદલે બીજા કોઇ માણસે આવીને તેને લાખ રૂપિયાની લાલચ આપવાનું કબુલ કર્યું હતું, તો પણ તે કદાપિ તે સંકેત–શબ્દને વેચત નહિ.

મેં એ ગલીના એક બે મજલાવાળા મકાનની બાજૂની ગલી-ના નાકાપર ઉભા રહીને રતનને કહ્યું કેઃ–" રતન ! હવે આપણે વાઘની ગુફામાં દાખલ થવા જઇએ છીએ; માટે તું સાહસનો સંચય કર, હિમ્મતને હૈયેધર અને કમર કસીને મારી સાથે ચાલવાને તૈયાર બની જા. ખબરદાર ! કોઇપણ પ્રકારે ગભરાઇશ નહિ. હું જે કાંઇ કરૂં તે તું ફક્ત જોતી જ આવજે. તારી નજર આગળ કદાચ એકાદ બે માણસોનાં ખૂન થઇ જાય, તો પણ મ્હોંએથી એક શબ્દ પણ ઉચ્ચારીશ નહિ. જો ભૂલ્યે ચૂકે પણ આપણો આ છૂપો વેશ પકડાઇ જશે, તો આપણું મોત નિપજ્યા વિના રહેશે નહિ. જે શયતાનો અંડ્ડો નરનારીઓનાં રૂધિરનું પાન કરવાને નિરંતર લાલા-યિત રહે છે, તે મો આપણને પણ સ્વધામમાં સીધાવી દેશે અને દુનિયાના નામપરથી સદાને માટે આપણી હયાતીને નાબુદ કરીનાખશે."

રતન ધીમા અવાજે બોલીઃ–" તમારા જેવા પુરુષને ચહાવાથી

મનુષ્યમાં જે ગુણો હોવાની ખાસ આવશ્યકતા છે, તે ગુણો હું ધારૂં છું કે મારામાં પણ આવી શક્યા છે. તમારે મારા સંબંધમાં કશી પણ ચિંતા કરવી નહિ. હું મારો જીવ જતાં સુધી એક શબ્દ પણ ઉચ્ચારીશ નહિ તથા મારા પરિચયને પણ બિલકુલ પ્રકટ થવા દઈશ નહિ."

મેં વિશ્વનાથના નામનું સ્મરણ કરી એ મકાનના દરવાજાપર લટકાવેલું દોરડું ખેંચ્યું. દોરડાનો છેવટનો ભાગ મારા હાથમાં જ રહ્યો. દોરડાંને ખેંચવા જતાં થોડીવાર સ્થિરતાથી તેના છેડાને અથવા બહારના ભાગને થોભી રાખવો પડતો. કારણ કે એ દોરડું ખેંચાવાથીજ ખબર પડી શકતી કે, અંદરના ભાગમાં લટકાવેલા ઘંટાનો અવાજ થયો કે નહિ. જ્યાં સુધી એ ઘંટાનો અવાજ થતો નહિ, ત્યાં સુધી દરવાજો ખોલવાને પણ કોઈ આવતું નહિ.

થોડીવાર પછી અંદરથી કોઈ માણસ મારફત જોરથી દોરડું ખેંચાવાથી, હું બહારથી એ દોરડાંના ખેંચાણને જાણી શક્યો. ત્યાર પછી દરવાજાના કાણાંમાંથી ઘણીજ ઝાંખી પ્રકાશરેખા બહાર નીકળી એ પરથી હું સમજી ગયો કે અંદરનો માણસ અવશ્ય અમારા આપવાના સમાચાર મેળવીને અમારો દરવાજો ખોલવા માટે આવી લાગ્યો છે.

એ પ્રવેશદ્વારપર એ નાનું ગોળાકાર કાણું હતું. તે કાણાંમાંથી નજર કરીને મેં જોયું કે દરવાજાની બીજી બાજૂએ હાથમાં દીવો ઝાલી એક માણસ ગુપચૂપ ઉભેલો છે. મેં એ કાણામાં મ્હોં રાખી ઉંચા અવાજથી કહ્યું કેઃ—" મુબારક ! "

મારા મુખમાંથી આ શબ્દનો ઉચ્ચાર થતાંની સાથે જ દરવાજાની અંદરની સાંકળ ઉઘડી ગઇ. આવો એક સાંકેતિક શબ્દ એક-

દમ ઉચ્ચારવાથી એકીસાથે એ માણસો અંદર દાખલ થઇ શક્તા. ગુલામમહમ્મદે પણ મને આ વાત કહી દીધી હતી અને હું પણ આ પહેલાં એકવાર આ અડ્ડામાં આવ્યો હતો, એટલા માટે મારાથી અહીંનો એક પણ રિવાજ અજાણ્યો નહોતો. મુબારકા શબ્દના સાંકેતિક ઉચ્ચારથીજ હું મને તથા રતનને એ વાઘની વિષમ ગુહામાં પ્રવેશ કરવાનો અધિકાર પ્રાપ્ત થઇ શકયો.

દરવાજો ફરીવાર બંધ થયો. તે ઝાંખા દીવાનું તેજ અર્ધે રસ્તા જતાં ન જતામાં તો હોલવાઇ ગયું. તે દીવો પોતાની મેળે હોલવાઇ ગયો કે મારા આ સોબતીએ પોતાની ઇચ્છાથી હોલવી નાખ્યો, એ બાબતમાં હું કશું પણ જાણી શકયો નહિ. મેં એ માણસને કહ્યું કેઃ—" દીવો તો હોલવાઈ ગયો, હવે અમારાથી શી રીતે આવી શકાશે.

એ માણસે જવાબ આપ્યોઃ—" મારો હાથ પકડી લો સાહેબ! આ બધી હમેશની જાણીતી જગામાં અમોને દીવાવિના પણ ચાલી શકે તેમ છે. ?

મેં તેનો હાથ ઝાલ્યો. રતને મારી ચાદરનો છેડો પકડી લીધો. અમારી સ્હામેજ એક નાનું આંગણું અથવા ચૉક આવેલો હતો. અમો એવા ઘોર અંધારામાંજ એ આંગણું ઓળંગીને એક એવી જગાએ આવી પહોંચ્યાં કે, જ્યાં અમારે બે મિનિટ થોભી જવું પડયું. તે વખતે અમારી સાથે આવેલા એ અજાણ્યા માણસે મને સંબોધીને કહ્યું કેઃ—" ખબરદાર! આપણી સ્હામેજ સીડી આવેલી છે, એ સીડીપરથી જ હવે આપણે ઉપર ચઢવું પડશે. ખૂબ સાવચેતીથી તમો બન્ને મારી સાથે સાથે ચાલ્યા આવો. ડરવાનું કાંઇ કારણ નથી. જે સીડીપર થઇને આપણે ઉપર ચઢવાનું છે તે

સીડી લાકડા નથી, પત્થરની છે, એટલે ભાંગવાની કશી પણ દહેશત જ નથી."

ઘણીજ સાવચેતીથી એ સૂચીભેદ્ય અંધકારમાંથી અમો બસે સીડીપર ચઢવા લાગ્યા. રતનનો હાથ દબાવી ઇશારો કરી મેં તેને સમજાવી દીધી કેઃ—"ખૂબ સાવધાન રહેજે!"

સીડોના પગથિયાં પૂરાં થયાં પછી અમો બીજા એક દાલાનમાં આવી પહોંચ્યાં. એ દાલાન પણ પેલા આંગણાંની પેઠે ઘોર અંધકારમયજ હતો.

એ અંધકારમય ક્ષુદ્રદાલાનને પાર કરીને, અમો ફરીવાર એક સીડીના મ્હોં આગળ આવી પહોંચ્યા. એ માણસે અમોને સાવચેત કરવા ખાતર ફરીવાર કહ્યું કેઃ—"હવે આપણે ફરીવાર બીજી એક સીડીપરથી નીચે ઉતરવું પડશે. એ સીડી એકદમ સાંકડી છે. માટે ખૂબ સાવચેતીથી ચાલજો. જરાપણ ગફલત કરશો નહિ."

સીડીનાં એકાદ બે પગથિયાં ઉતરતાંની સાથે જ હું જાણી ગયો કે એ સીડી લાકડાની સીડી છે. જો આ વખતે કોઇ પણ રીતે પગલું ભૂલીશ તો કોણ જાણે ક્યાં ગબડી પડીશ, એનો કશો પણ નિશ્ચયજ નથી. એ લાકડાની સીડી પૂરી થયા પછી અમો બીજા એક દાલાનમાં આવી પહોંચ્યા એ દાલાન પણ પહેલાના દાલાન કરતાં ઓછો ભયાનક નહોતો.

આ પહેલાં હું આ અડ્ડામાં એકવાર આવ્યો હતો, પરંતુ આ રસ્તેથી આવ્યો નહોતો. તો પણ તે વખતે બીજા માળપર ચઢયા પછીજ હું અડ્ડાના ખરા મકાનમાં દાખલ થઇ શક્યો હતો. આ વખતે મારે ઘણી ચઢ-ઉતર કરવી પડતી હતી. એ પરથી મેં અનુમાન કરી લીધું કે, આ લોકોએ પોતાના પહેલાના અડ્ડાને બિલકુલ

બદલી નાખ્યો છે અને પહેલાના કરતાં આ વખતે તેમાં દાખલ થવાની મુશ્કેલી પણ ઘણી વધારી દીધી છે અથવા જે મકાનમાં પહેલાં અડ્ડો હતો, ત્યાં અત્યારે નથી."

છેવટે એક નાના ઓરડામાં આવી, એ માણુસે ખીસામાંથી દીવાસળી બહાર કાઢી તેના હાથમાંના તે દીવાને સળગાવ્યો. એ પરથી હું સમજી ગયો કે, એ માણુસે પોતાની ઇચ્છાથી જ બત્તી બુઝાવી દીધી હતી અને એમ કરવામાં તેની મુખ્ય મતલબ એ હતી કે, અમો કયા માર્ગેથી કેવી રીતે એ અડ્ડામાં દાખલ થયાં છે, તેની અમોને કશી ખબર પણ ન પડી શકે.

બત્તી સળગાવીને, એ માણુસે એક વાર એ બત્તીને મારા મ્હોં સ્હામી ધરી. એ વખતે મને જણાયું કે, તે પોતાના સોબતીઓને બરાબર ઓળખી રાખતો હોવો જોઇએ. એ માણુસ ઘણા જ ભયાનક ચ્હેરાનો માણુસ હતો. એનું મ્હોં વિકરાળ હતું. તેના બન્ને આંખો જાણે વાઘની પેઠે ઝગમગી રહી હતી. એ માણુસને જોતાંની સાથે જ જણાઇ આવતું હતું કે, એ એક દુર્દાન્ત શયતાન છે."

એ શયતાન ચહેરાના માણુસે, ત્યાર પછી હસતા મ્હોંએ મારી સ્હામું જોઇને કહ્યું કેઃ—"આપના પોશાક પરથી જ માલૂમ પડી આવે છે કે આપ કોઇ અમીર–ઉમરાવ કે ખાન્દાન કુટુંબના ફરજંદ છો. વળી આપની સાથે આ ખીલતા મુલાયમ ચહેરાવાળો છોકરો પણ કોઈ આબરૂદાર અથવા દૌલતમંદ માણુસનો બાળક હોય એમ જણાઇ આવે છે. આપને માટે પહેલા નંબરનો ઓરડો જ ઠીક પડશે."

મારાથી હવે બિલ્કુલ વિલંબ સહી શકાતો નહોતો. ઘણો રસ્તો અમોએ પગે ચાલીને જ કાપ્યો હતો, એથી અત્યારે પગમાં ચાલ-

વાની પણ તાકાત રહી નહોતી. શરીર પણ થાકીને છેક લોથપોથ થઈ જવા આવ્યું હતું. કોઇ એક જગાએ. બેસી જરા વાર આરામ લેવાથી જ અમારૂં શરીર કામ કરી શકે તેમ હતું. વળી એક વાર એ અડ્ડાના અધ્યક્ષ ગંગાપ્રસાદની સાથે મુલાકાત કરવાની તથા તેના અડ્ડાની આજૂબાજૂનો પરિચય મેળવવાની જ મારા મનની મુખ્ય અભિલાષા હતી. હું જાણતો હતો અનેક રાજ્યોના અનેક નામજાદા બદમાશો એ અડ્ડામાં આવતા હતા. એ બદમાશો ફક્ત ચોરી કે લૂંટફાટના વ્યવસાયથી જ સંતુષ્ઠ થતા હતા, એમ નહોતુ, તે સાથે તેઓ ભયાનક નરઘાતકો પણ હતા. માનવરક્તના પ્યાસા એ શયતાનો હતા. કોઇ પણ દિવસે તે બદમાશોના સમુદયમાંથી હું અમારા ઉદ્દેશની સિદ્ધિને ઉપયોગી થઈ પડે એવો કોઇ પણ માણસ શોધી શકીશ એવી કશી સંભાવના જ નહોતી. હવે એક સ્થળે બેસી જરા આરામ લઇ મારા કર્ત્તવ્યનો બરાબર વિચાર કરવાની જ મારી ઇચ્છા હતી. ત્યાર પછી અહીંના બધા ભેદી બનાવો જોઇ, નાનાં મોટાં ઘરનાં ભોપાળાં જાણી, અડ્ડાની સર્વ વ્યવસ્થાનું યથાર્થ અવલોકન કરી મારે મારા કાર્યને કેવી રીતે અમલમાં મૂકવું એનો નિશ્ચય કરવાની મારી ધારણા હતી.

આ બધી વાતોનો મનમાં બરાબર વિચાર કર્યા પછી મેં તે માણસને ઉદ્દેશીને કહ્યું કેઃ—" હા, ભાઇ સાહેબ ! તમારૂં અનુમાન ખરૂં છે ! મારો આ સોબતી આજકાલ નવીન આનંદમાં ઉન્મત્ત બની ગયો છે. નવીન નવીન લાવણ્યમયી લલનાઓના સૌંદર્યનો ઉપભોગ કરવાની ઇચ્છાથી જ, હું ધારૂં છું કે, એ આ અડ્ડામાં આવ્યો છે. જેવી રીતે ભ્રમર અનેક પુષ્પોનો રસ ચૂસવા છતાં પણ તૃપ્ત થતો નથી, તેવી રીતે મારા આ સોબતીને પણ અનેક કામિનીઓની સાથે

કામવિહાર કરવા છતાં તૃપ્તિ વળતી નથી. મારા સાંભળવા પ્રમાણે અહીં આ શહેરના મોટા મોટા ધનવાનોની તથા સામાન્યવર્ગની અનેક રૂપવતી રમણીઓ પોતાની પ્રેમપિપાસાને પૂર્ણ કરવાના આશયથી અહર્નિશ આવ્યા કરે છે, એથી જો કોઇ સારામાં સારી રૂપવતીસુંદરી અત્યારે અહીં આવી હોય, તો તેની પાસે એના વિશ્રામનો બંદોબસ્ત કરી આપો. હું ધારૂં છું કે, એથી કરીને આ યુવકનું મન એ અબળાના અનુપમ રૂપમાં લુબ્ધ બની જશે અને તે સાથે અન્ય કામિનીના મોહનું વિસ્મરણ કરી હમેશાં એ સ્ત્રીની પાસે જ આવતો રહેશે. એમ થવાથી તમને પણ નિરંતર પાંચ પૈસાની પેદાશ થતી રહેશે. હવે ગમે તે રીતે અમો બન્ને સહજ આરામ કરવાની ઇચ્છા ધરાવીએ છીએ. "

"પહેલા નંબરનું" ઘર કેવા પ્રકારનું હતું, એ હું પ્રથમથી જ જાણતો હતો, આ સ્થળે એ અડ્ડામાં આવેલા ઓરડાઓના નંબરનું ધોરણ શા પ્રમાણે બાંધવામાં આવ્યું હતું, એ જણાવી દેવાની ખાસ જરૂર ધારૂં છું. અહીં પાંચ પ્રકારના નંબરવાળા ઓરડાઓ નિર્માણ કરવામાં આવ્યા હતા. પ્રથમ શ્રેણીના ઓરડામાં શહેર અથવા શહેર બહારના મોટામાં મોટા ધનવાનોની કન્યાઓ, ભગિનીઓ, અને ભાર્યાઓ કે જેઓ કોઇ પણ કારણવશાત્ પોતાના ગૃહે કામવિહારમાં અસંતુષ્ઠ થવાથી સંતુષ્ઠ થવાની અભિલાષાથી જ અહીં આવતી હતી, તેમને મુખ્યત્વે સ્થાન આપવામાં આવતું હતું અને એમની સાથે એવા જ ધનાઢ્ય યુવકોને સંપર્કમાં આવવાનું સૌભાગ્ય પ્રાપ્ત થઇ શકતું હતું. એ આવનાર ધનાઢ્યદુહિતાઓ તથા યુવકો તરફથી, બન્ને પક્ષ તરફથી સખ્તમાં સખ્ત ફી લેવામાં આવતી હતી અને એ ફીના નાણાં અડ્ડાધારી ગંગાપ્રસાદના ખજાનામાં જ જમા

થતાં હતાં. આ અડ્ડામાં કેટલીકવાર એવા પ્રસંગો પણ બની ગયા હતા કે જે ધનવાનના ઘરની સ્ત્રી પુત્રી કે ભગિની એ અડ્ડામાં જે સમયે આવી હોય, તેજ સમયે તે ઘરનો કોઇ પણ માણસ આવી ચઢતો અને એથી એક બીજાનો મેળાપ થઈ જવાથી મોટો ગોટાળો થઇ જતો. એથી ગંગાપ્રસાદે તેમના સર્વના સમયનું પરિર્ત્તન કરી નાખ્યું હતું, સ્ત્રીઓને રાત્રે આવવાનો વખત આપવામાં આવતો, તો તે ઘરના પુરૂષને બપોરે આવવાની સૂચના થતી અને યુવકને રાત્રે આવવાનો વાયદો અપાતો. એથી બધી પંચાત ટળી જતી.

બીજા નંબરમાં ધનવાન યુવકો અને સામાન્ય વર્ગની સ્ત્રીઓના સંમિલનનો પ્રબંધ કરવામાં આવતો, અને એ બન્ને પક્ષ તરફથી પણ નાણાં વસુલ કરવામાં આવતાં.

ત્રીજા નંબરમાં સામાન્ય સ્ત્રીઓ અને સામાન્ય પુરુષોના પ્રેમ-સંમિલનનો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો, એમાં પુરુષો તરફથીજ ધન લેવામાં આવતું.

ચોથા નંબરમાં રૂપનો વિક્રય કરનારી વનિતાઓને લાવી રાખવામાં આવતી અને તેમાં પુરુષો તરફથી મળતી રકમનો અમુક હિસ્સો તેમને આપવો પડતો.

પાંચમા નંબરમાં વારાંગનાઓ કે જેઓ કેવળ પૈસા પ્રાપ્ત કરવાની ઇચ્છાથીજ આવતી, તેમને રાખવામાં આવતી અને તેમને મની પાસે આવનારા પુરુષો તરફથી જે કાંઇ પૈસા મળતા, તેનો અર્ધો ભાગ તેમને આપવામાં આવતો.

આ બધા નંબરોની બરાબર નિયમસર ખાતાવહી રહેતી અને એ ખાતાવહીમાં કયા ઘરની સ્ત્રીની સાથે કયા ઘરના પુરૂષે કયી તારીખે

કેટલી ફી આપી સંમેલન કર્યું, તેની બધી વિસ્તૃત હકીકત હમેશાં લખવામાં આવતી અને એ ખાતાવહીમાં સ્ત્રી તથા પુરુષ બન્નેની બરાબર રીતસર સહીઓ લેવામાં આવતી. કાશી શહેરના નામજાદા ગંગાપ્રસાદે કાશી શહેરના એક એકાંતવાળા ભાગમાં આવો ભયાનક અડ્ડો સ્થાપી આ બધું કામ એવી ચાલાકીથી કરવા માંડયું હતું કે, એ અડ્ડામાં આવનાર માણસ વિના બીજા કોઇ પણ માણસના મનમાં એની કશી કલ્પના પણ આવતી નહિ. નંબરની ખાતાવહીઓ લખવાનો પણ તેણે ઘણો સારો પ્રબંધ કર્યો હતો. પાંચે નંબરની ખાતાવહીઓપર હમેશાં રાત્રિના ચાર વાગ્યે ગંગાપ્રસાદની પોતાની સહી સહિત સરવૈયું ખેંચાતું હતું અને હમેશની આવક કેટલી થઇ તેની બરાબર દેખરેખ રાખવામાં આવતી હતી. હિન્દુઓના પરમ પવિત્ર તીર્થક્ષેત્રમાં ગંગાપ્રસાદના આ પાપનિકેતનનો પાપવ્યાપાર ધમધોકાર ચાલતો હતો.

આ વખતે પણ મારે પહેલા નંબરના ઘરભણી ચાલવું પડયું. અડ્ડાના બીજા બધા ઓરડાઓ અને દાલાનો જેવી રીતે અંધારાવાળા હતા, તેવી રીતે આ પહેલા નંબરનું સ્થાન નહોતું. એ પહેલા નંબરનું એક મોટું મકાન હતું અને એનો એકેક ઓરડો સ્વતંત્ર હતો. કોઇ સ્થળે પત્થરની દીવાલ કે લાકડાંના પાર્ટેશન નાખી દરેક ઓરડાને એક બીજાનાથી અલગ કરવામાં આવ્યો હતો. તે દરેક ઓરડામાં એક ટેબલ, બેચાર કુરસીઓ, એક સુંદર પલંગ અને એકેક સુંદર ટેબલ લેમ્પ રાખવામાં આવતું. તે ઉપરાંત એકેક ગાદી—તકિયાનો પણ બંદોબસ્ત કરવામાં આવતો, આ પહેલાં પણ મેં આવા પ્રકારના એકાદ બે ઓરડા જોયા હતા.

આ પ્રમાણે તો ઓરડાની અંદરનો સામાન હતો, ઓરડાની

અંદર એક ઉજ્જ્વલ કેરોસિનનું લૅમ્પ રહેતું. તે ઉપરાંત કાંઇક વધારે પૈસા આપવાથી જે જોઇએ તે વસ્તુ અડ્ડાના માલિક તરફથી મળી શકતી હતી. પાન, સોપારી, બીડી, બ્રાન્ડી અને કૅકેન આદિ સર્વ વસ્તુઓ પણ દરેક ઓરડામાં જરૂર પડતી લાવી રજૂ કરવામાં આવતી હતી. વિલાસી જનોને આ વિલાસનિકેતનમાં આવ્યા પછી કોઇ પણ વસ્તુનો અભાવ રહેતો નહિ.

દરવાજો ખોલી અમને અંદર લાવનાર માણસ અમોને આ શ્રેણીનો એક ઓરડો બતાવી ગયો. અમો કુરસીપર ન બેસતાં ભોંયપર બિછાવેલી ગાદીપરજ બેસી ગયાં. એ ઓરડામાં પહેલેથીજ એક લૅમ્પ સળગતો હતો. મેં ગાદીપર બેસીને તે માણસને કહ્યું કેઃ—"તાજી તમાકુવાળો એક હુક્કો, એક બોટલ ખૂબ ઉમદા મહુડી, અને થોડાંક પાન હમણાં ને હમણાંજ મોકલી આપો. મારા આ દોસ્તને માટે સીઝર સિગારેટની એક પેટી પણ સાથે લાવજો. બીજી કોઇ પણ વસ્તુની જરૂર પડશે તો અમો પાછળથી મંગાવી લઇશું. તોપણ આ છોકરાને માટે એક ખૂબસૂરતમાં ખૂબસૂરત સ્ત્રી જોઇશે. એ સ્ત્રી સારૂં ગાઈ શકે તેવી હોવી જોઇએ. આ યુવક ગુજરાત દેશનો નિવાસી છે. આ દેશમાં એનું રહેઠાણ નથી. પણ એ ખૂબ ધનવાન અને અમીર માણસનો ફરજંદ છે. એને જો તું ખુશી કરી શકીશ તો તને ખૂબ લાભ મળી શકશે. જો આ દેશની સારી સ્ત્રી ન મળે તો પરદેશી સ્ત્રી હશે તોપણ ચાલી શકશે જા, એકવાર તારા સરદારને અહીં મારી પાસે મોકલી આપ."

તે ભયાનક ચહેરાનો માણસ, જાણે મારી વાતો સાંભળીને ઘણોજ ખુશી થયો અને તરતજ તે તે સ્થાનનો ત્યાગ કરીને ચાલ્યો ગયો. તેના જવા પછી મેં ધીમા અવાજથી રતનને કહ્યું કેઃ—"શયતાનના સંગીને તો જોયોને! આ વખતે હવે શયતાન પોતે આવશે."

થોડીવાર પછી એક ભદ્રવેશધારી બળવાન હિન્દુસ્તાની પુરુષ અમારા ઓરડામાં પ્રવેશ કરીને બોલ્યો કેઃ—"રામ રામ બાબૂજી! મિજાજ શરીફ હંય?"

હું તેના પોશાકપરથી જાણી કે એ પુરુષ પોતેજ ગંગાપ્રસાદ છે. પહેલીવાર જ્યારે મેં જ્યારે તેના અડ્ડામાં આવીને તેને જોયો હતો, ત્યારે તે મને ઘણોજ દૂબળો-પાતળો દેખાયો હતો, પણ આ વખતે તો ઘણોજ હૃષ્ટ-પુષ્ટ દેખાયો. પાંચ પૈસા પેદા કરવાથી માણસ સ્વાભાવિક રીતેજ હૃષ્ટ-પુષ્ટ થઇ શકે છે. ગંગાપ્રસાદના હાથમાં બે ત્રણ વીંટીઓ હતી. ગળામાં મોહનમાળા હતી. શા માટે ન હોય?

ગંગાપ્રસાદ કેટલીકવાર સુધી મારા મ્હોં સ્હામું જોઇ રહ્યા પછી અતિશિષ્ટ ભાવે બોલ્યોઃ—"હુકમ ફરમાઇએ બાબુજી."

મેં તેના ચાકરને જે સર્વ ચીજોને માટે ફરમાયશ કરી હતી. તેને પણ તેવીજ ફરમાશ કરી. તે ઉપરાંત તેના હાથમાં દશ રૂપિયા આપીને મેં કહ્યુંઃ—"હું પહેલાં એક બે વાર આ અડ્ડામાં આવી ગયો છું. વચ્ચમાં મારે મિરજાપૂર જવું પડયું હતું, એથી આવી શકાયું નથી. હમણાં મારા આ સોબતીએ તમારા અડ્ડાની વાત સાંભળી અહીં જરા આમોદ ભોગવવાથી ઇચ્છા પ્રકટ કરવાથી હું એને મારી સાથે લેતો આવ્યો છું."

ગંગાપ્રસાદે કહ્યુંઃ—"પણ આપે અમારા સંકેત-શબ્દને શી રીતે મેળવ્યો વારૂ?"

આ વખતે હું જરા મુંઝવણમાં આવી પડયો. ગુલામ મહમ્મદનું નામ જાહિર કરવાથી તો મોટો અનર્થ થઇ જાય તેમ હતો! પરંતુ તરતજ મેં હાજર જવાબીથી તેને જવાબ આપ્યોઃ—"કોશિશ કર-

વાથી સંકેત શબ્દ તો શું પરંતુ ગમે તેવી અલભ્ય વસ્તુ પણ પ્રાપ્ત થઈ શકે તેમ છે. બંસીવદને મને આજનો સંકેત શબ્દ જણાવ્યો છે."

બંસીવદન મારો જાણીતો માણસ હતો. તે એક ભયાનક બદ-માશ છે. મેં તો અટકળે તેનું નામ આપી દીધું ખરૂં, પરંતુ ત્યાર પછી મારા મનમાં ભય ઉત્પન્ન થયો કે, જો એ બંસીવદન પોતે અત્યારે આ રાત્રે સ્વશરીરે આ અડ્ડામાં હાજર હશે, તો મારે મોટી આફતમાં આવી પડવું પડશે. મારી સઘળી ચતુરાઇ પર પાણી ફરી વળશે અને એ સાથે જીવ બચાવવો પણ મુસ્કેલ થઇ પડશે.

ગંગાપ્રસાદ મારી માન્યતા પ્રમાણે સમજી શક્યો નહિ કે તે સમયે મારા મનમાં કેવા અદ્દ્ભુત ભાવનો ઉદય થયો હતો. તે તરતજ બોલ્યો કે:—" હા, બંસીવદન અમારા અડ્ડાનો એક વિશ્વાસુ તલબદાર છે. મેં સાંભળ્યું છે કે, એ આજે ત્રણ વાગ્યાની ગાડીમાં મિરજાપૂર ચાલ્યો ગયો છે. "

હું એ વાતથી સાહસ કરી અતિ ગર્વની સાથે બોલ્યો:— " આજે સવારે મેં તેને શહેરમાં જોયો હતો. આ બાબુ સાહેબ પણ ત્યારે મારી સાથે હતા અને એમના માટેજ મારે બંસીને બે રૂપિયા બક્ષિસ આપીને તમારા અડ્ડામાં દાખલ થવાનો સંકેત-શબ્દ ખરી-દવો પડયો છે, "

ગંગાપ્રસાદ મારા મ્હોંએથી આવો સ્પષ્ટ ઉત્તર સાંભળીને સંતુષ્ટ ચિત્તે ત્યાંથી ચાલ્યો ગયો અને જતી વેળાયે મને તથા મારા સોબ-તીને સલામ પણ કરતો ગયો. તે ઉપરાંત તેણે પોતાના સોબતીને પણ જણાવી દીધું કે:—" બાબુ સાહેબ અમીરી કુટુંબના માણસ છે. માટે તેમની ખાતરી કરવામાં જરા પણ ગફલત રાખશો નહિ. એઓ જ્યારે જે કાંઇ માગે, ત્યારે તે તરતજ લાવીને તેમની તહેનાતમાં

રજૂ કરજો. હમણાં મેહેરૂને કહી દે કે, તે પાન–સોપારી તથા તમાકુ લાવીને તેમની સેવામાં હાજર કરે. આજે કોણ જાણે કેવો દહાડો ઉગ્યો છે કે, હજી સુધી કોઇ સારૂં ઘરાકજ આવ્યું નથી. આ સાહેબને જરા પણ નારાજ થવા દેશો નહિ."

ગંગાપ્રસાદ અને તેના સોબતીના ચાલ્યા જવા પછી યોગ્ય અવસર મળેલો જોઈને મેં રતનને કહ્યું:—"રતની ! હવે તો તું સમજી શકી છે ને કે આપણે અત્યારે વાઘની ગુહામાં આવી પહોચ્યાં છીએ. જો કોઇ પણ પ્રકારે આપણો આ છુપોવેશ પકડાઇ જશે, તો આપણે બન્નેને ભયંકર આફતમાં સપડાઇ જવું પડશે. એટલું જ નહિ, પણ એથી કદાચ આપણી ઝિન્દગી પણ જોખમમાં આવી પડશે. આ અડ્ડામાં અનેક નષ્ટ દુષ્ટા અને ભ્રષ્ટ ચરિત્ર યુવતીઓ રાત્રે આવીને જમા થાય છે અને કોઇ કોઈ એમાંની ભાડાત રૂપે રાત્રિ દિવસ અહીં જ વસે છે. આ હરામજાદો એવી જ કોઇ પગારદાર હિન્દુસ્તાની સ્ત્રી લાવીને તારે માટે રજૂ કરશે. પરંતુ તું તેમાં તકરાર ઉઠાવી કહેજે કે, હું તમને લોકોને બમણા પૈસા આપીશ, મને પૈસાની કશી દરકાર નથી. હું હિન્દુસ્તાની સ્ત્રીઓને બિલ્કુલ પસંદ કરતો નથી, માટે મને તો ગુજરાતી સ્ત્રી જ લાવી આપો."

મેહેરૂ અવશ્ય કોઇ ચાકરનું નામ જ હોવું જોઇએ. એ ઘણું કરીને એ અડ્ડામાં આવનાર તમામ માણસોને પાન તથા તંબાકુ પૂરી પાડવા માટે જ નિમાયલો હોવો જોઇએ. ગંગાપ્રસાદના ચાલ્યા જવા પછી ચાર પાંચ મિનિટે, મેહેરૂ એ નવા માટીના હુક્કા અને પાનનાં કેટલાંક બીડાંઓથી ભરેલી એક મોટી રકાબી અમારા મ્હોં આગળ મૂકીને અદબસર બોલ્યો:—"બાબૂ સાહેબ ! તંબાકુનું સેવન કરો તથા આ સ.થેનાં પાનનો પણ ઇચ્છામાં આવે તો ઉપભોગ કરો."

ત્યાર પછી તે પાછો થોડી વાર પછી આવીને મારી પાસે ઉમદા મહુડીની બે બૉટલો અને બીજા બે ખાલી ગ્લાસો મૂકી ગયો.

મેહેરૂના ચાલ્યા જવા પછી ગંગાપ્રસાદ ફરીવાર એ ઓરડામાં આવી પહોચ્યો. તેના હાથમાં કેટલાક ખુશ્બોદર અત્તરો, ઇલાયચી અને લવંગ આદિ ઉમદા વસ્તુઓ હતી. તે વસ્તુઓને મારી પાસે મૂકીને તેણે કહ્યું કેઃ—"આપ હવે આમોદ શરૂ કરી દો. જ્યારે તંબાકુ, પાન કે કોઇ પણ વસ્તુની જરૂર પડે, ત્યારે મેહેરૂને મોકલી મંગાવી લેજો."

મેં હસતા મુખે કહ્યુંઃ—"પ્રસાદજી! એને માટે તમારે કશું પણ કહેવું પડશે નહિ. જ્યારે હવે અમારે હમેશાં અહીં આવવાનું જ થશે, ત્યારે પછી કાંઇ સંકોચ રાખવાનું અમોને કશું કારણ જ જણાતું નથી. પણ ગંગાપ્રસાદ બાબૂ! આ બધી વસ્તુઓ તો મેળવી આપી, પરંતુ અમોએ મગાવેલી એ ખૂબસૂરત ઔરત ક્યાં છે? મારો આ સોબતી યુવક એવી કોઇ રૂપવતી સ્ત્રીને મળવા માટે અત્યંત આતુર બની ગયો છે."

ગંગાપ્રસાદે કાંઇક પ્રતિભા સહિત ઉત્તર આપ્યોઃ—"હા, એ સંબંધમાં હું આપને એકવાત પૂછવા માગું છું. મારા સ્મરણમાં નહોતું કે, મારા આ અડ્ડાની ત્રણ ઉમદા હિન્દુસ્તાની ઔરતો, આજે એક ધનવાન મહાજનની સાથે લગ્નપ્રસંગના મુજરામાં ગઇ છે. વળી આજે કોઇ નવો શિકાર આવી ચઢે, એવી પણ કશી સંભાવના જ નથી. આપ જો કહો, અને બીજો કાંઈ ખોટો ખ્યાલ ન લાવો તો આપની સેવામાં હું એક ગુજરાતી સ્ત્રીને રજૂ કરી શકું તેમ છું. હવે પછી જે દિવસે આવવાના હો, તે દિવસે અગાઉથી કહી મોકલતા જશો, તો હું પ્રથમથી જ બધો બંદોબસ્ત કરી રાખીશ. આજકાલ

શહેરમાં ઇન્ફ્લ્યુએન્ઝાનો રોગ ફાટી નીકળવાથી શહેરમાંથી આવતી રમણીઓ હમણાં બહુ જ ઓછા પ્રમાણમાં આવે છે, મેં અમદાવાદના મારા મિત્ર કલ્યાણદાસ બાવાને કેટલીક સુંદર ગુજરાતી સ્ત્રીઓને મારા અડ્ડામાં મોકલવાનું લખ્યું છે અને તેણે તેમ કરવાનો સ્વીકાર પણ કર્યો છે. બે ચાર દિવસમાં તેના તરફથી બે ચાર નાગરાણી, વાણિયણો અને બ્રાહ્મણીઓ અહીં આવી પહોંચે એવો સંભવ છે. એમના આવ્યા પછી બધો અભાવ દૂર થઇ જશે અને મારા ઉદાર ગ્રાહકોનું દિલ પણ પસંદ કરી શકાશે. જો અત્યારે આપની આજ્ઞા હોય તો એક ઘણી જ ખૂબસૂરત ગુજરાતી ઔરતને મોકલી આપું. એ માલ હજી નવો છે, માટે એની ફી પણ ડબલ રાખવામાં આવી છે. જો આપ ડબલ ફી આપવાને રાજી હો તો હું તેને હમણાં જ મોકલી આપું. ”

હું જે માગતો હતો, એ ગંગાપ્રસાદે પોતે જ ઉપયાચક થઇને મને મેળવી આપ્યું. જો રમણીકલાલની સ્ત્રી ખરેખર આ અડ્ડામાં આવી ફસાઇ પડી હશે, તો આ સ્ત્રીની પાસેથી કોઈ ને કોઇ ઉપાયે હું તેના સમાચાર અવશ્ય જાણી શકીશ. તેમ છતાં પણ એક જાતની ચાલ ચલાવવાની ખાતર જ ગંગાપ્રસાદને ઉદ્દેશીને મેં કહ્યું:—“ એ ગુજરાતી સ્ત્રી સંગીત જાણે છે કે ? ”

ગંગાપ્રસાદે જવાબ આપ્યો:—“ એ નવી આવી છે. હજી સુધી તેની શરમ પણ છોડાવવામાં આવી નથી. તેમ છતાં પણ તે સ્ત્રી ઘણી જ ખૂબસૂરત છે. ”

મેં પૂછ્યું કે:—“ તેની ઉમ્મર કેટલીક છે ? આ બાબૂને એ પસંદ આવે એવી છે ને ? ”

ગંગાપ્રસાદે જવાબ આપ્યો:—" આશરે વીસ કે બાવીસ વરસ. દેખાવમાં તે અપ્સરા જેવી ખૂબસૂરત છે. તેને મેળવીને આપના આ બાબૂ સાહેબ અવશ્ય ખુશી કરશે. "

ગંગાપ્રસાદની આ વાતથી મારા મનમાં એક પ્રકારના સંદેહની છાયા ઝળકી ઉઠી. કદાચ વિશેષ વાતચીત કરવાથી તે કોઈ પણ પ્રકારે મારા મનના વ્યગ્ર ભાવને જાણી જશે, એમ ધારીને મેં તેને કહ્યું:—" જ્યારે બીજી કોઈ એવી સુંદર સ્ત્રી મળી શકતી નથી, ત્યારે તેને જ આજની રાત્રિને માટે મોકલી આપો. અમો બે ત્રણ કલાકમાં જ પાછા અહીંથી અમારા મકાન તરફ ચાલ્યા જઈશું. આજે અહીં આખી રાત રોકાઇ શું નહિ. કારણ કે, મારા આ સોબતીને રાત્રે બીજાં એકાદ બે મહત્વનાં કામો કરવાનાં છે. "

આ વાત સાંભળીને ગંગાપ્રસાદે પ્રસન્નચિત્તે એ સ્થાનનો ત્યાગ કર્યો. હું મનમાંને મનમાં જ એવા વિચારો કરવા લાગ્યો કે:—"ગંગાપ્રસાદ કહે છે કે, એ સ્ત્રી નવી આવી છે અને હજી સૂધી તેની શરમ પણ છોડાવવામાં આવી નથી. ત્યારે શું એ સ્ત્રી રમણીકલાલની જ સ્ત્રી હશે, આ દુનિયામાં અસંભવ જેવું કાંઈ જ નથી. પરંતુ આટલી બધી સરળતાથી આટલા બધા અલ્પ સમયમાં જ શું મારા મનની ધારણા પાર પડશે ખરી કે ? હું તો રમણીકલાલની સ્ત્રીનો ફોટોગ્રાફ પોલિસ—ઑફિસમાંથી મારે ઘેર લાવ્યો છું. મેં તેને બરાબર ધ્યાન દઈને બે ચાર વાર જોયો છે. એ ફોટોગ્રાફમાં ચિતરેલી સ્ત્રીની ઝાંખી છાયા હજી સૂધી મારી નજર આગળ તરી રહી છે, એ બધું ગમે તેમ હો, પણ હવે મારે થોડીવાર સૂધી મારી ઉત્સુકતાને દબાવીને જોવું પડશે કે, ગંગાપ્રસાદ જે સ્ત્રીને અમારી પાસે મોકલે છે એ સ્ત્રી કોણ છે ? "

રતન એ સમયે મારા મુખ તરફ જોઇને સહજ. હસી. તેણે ધીમા અવાજે કહ્યું:—" એ સ્ત્રી આવે ત્યારે તમેજ સહજ આમોદ ભોગવી લેજો. હું એ સ્ત્રીને લઇને શું કરીશ ? "

લગભગ દશેક મિનિટ પછી એક અર્ધ્ધાવગુંઠિતા સ્ત્રીને સાથે લઇને ગંગાપ્રસાદ અમારા એ એકાંતવાળા ઓરડામાં આવી પહોંચ્યો. તે સ્ત્રીના અવયવોમાંના જે કાંઇ જોઇ શકાતા હતા, તે પરથી જણાઇ આવતું હતું કેઃ—એ એક ગૌરવર્ણા અને પરમ રૂપ સંપન્ના સુંદરી છે. થોડીવાર પછી તેણે ગંગાપ્રસાદની આજ્ઞાથી તેણે મુખપરના આવરણને ખોલી નાખ્યું. હું તેનું મ્હોં જોતાંની સાથે જ ચમકી ઉઠયો. મારાં અહોભાગ્ય કે ગંગાપ્રસાદ મારા એ બદખ્યાલ ભાવને જોઈ શકયો નહિ.

એ ફોટોગ્રાફની ચિત્રિત છબિ મને સાંભરી આવી. તે સ્ત્રીના જેવુંજ આ સ્ત્રીનું નાક તથા મુખ હતું, મુખનો ભાવ પણ બરાબર તેના જેવો જ હતો. અવયવમાં પણ ઘણી જ સમાનતા હતી. ત્યારે શું મેના હજી સૂધી જીવતા છે ? "

હું જ્યારે આવી ચિંતામાં નિમગ્ન હતો, એ સમયે ગંગાપ્રસાદ પણ મનમાં ને મનમાં જ અનેક પ્રકારની ચિંતાઓ કરી રહ્યો હતો. હું અનુમાન પરથી જાણી ગયો કે, તેની ચિંતા જૂદા જ પ્રકારની હતી. મને કેટલીકવાર સૂધી ચૂપ જોઇને તેણે કદાચ પોતાના મનમાં એમ ધારી લીધું કે, આ સ્ત્રી અમોને પસંદ આવી નથી, બસ, એ ચિંતાથી જ ગંગાપ્રસાદ ચિંતાતુર બની ગયો હતો. એટલા માટે જ તેણે મને પૂછ્યું કેઃ—" કેમ બાબૂ સાહેબ ! આ સ્ત્રીને આપ પસંદ કરતા નથી ? "

મેં વિના સંકોચે કહ્યું:—" જ્યારે બીજી કોઈ પણ સ્ત્રી અત્યારે

હાજર નથી, ત્યારે પછી આજને માટે આમોદ-પ્રમોદ આ સ્ત્રીની સાથે જ ચલાવી લઇશું. પણ હવે પછી જે દિવસે આવીએ, તે દિવસે આ બાબૂ સાહેબને દિલપસંદ આવે એવી સ્ત્રી લાવી આપવા પડશે."

ગંગાપ્રસાદ આ વાતથી આનંદિત થઇને બોલ્યો કઃ—"બહુ સારૂં. મને ખાતરી છે કે, આ સ્ત્રી અવશ્ય આપને યથેષ્ટ આમોદ આપી શકશે, આપના આ બાબૂસાહેબનું દિલ પસંદ કરી શકશે"

ત્યારપછી તે પાપિષ્ટ નર-પિશાચ લાલચોળ લોચને, તે નારીના તરફ નજર કરી તેને સંબોધીને બોલ્યો કેઃ-"જો તું આ બાબૂ-સાહેબોને ખુશી નહિ કરી શકે, તો આવતી કાલથી તારૂં ખાવાનું બંધ કરવામાં આવશે. વળી તે સાથે તારી એવી દુર્દશા કરીશ કે, જે તને આખી જિન્દગી સુધી સાલ્યા કરશે. જો મારા પૈસા ખાઇને મારી મરજી મૂજબ કામ નહિ કરે તો હું તને રીબાવી રીબાવીને મારી નાખીશ."

કેવી નિષ્ઠુરતા ! અહા કેવો ભયાનક નરપિશાચ આ ગંગાપ્ર-સાદ ! ગંગાપ્રસાદની ભયાનકતાની તુલનામાં અમદાવાદના બાવા કલ્યાણદાસની ભયાનકતા સાંધણમાં પણ આવી શકે તેમ નથી આ-ર્યોના પરમપવિત્ર તીર્થક્ષેત્રમાં રહી ગંગાપ્રસાદે પાપનો જે વિષમ વ્યા-પાર ચલાવવા માંડયો હતો કે જેનું મારાથી આબેહુબ વર્ણન પણ થઇ શકે તેમ નથી. પૈસાને માટે આ સર્વ શયતાનો ન કરી શકે, એવું કોઈ કામ જ નહોતું. હું નથી કહી શકતો કે ભગવાનના સરજેલા સર્વ જીવોને કષ્ટ આપવામાં એમને કોણ જાણે કેવો આનંદ પ્રાપ્ત થતો હશે! આટલું પાપ સહેવા છતાં પણ વિશ્વનું આ પવિત્ર લીલા-ક્ષેત્ર હજી સુધી સ્થિરતાથી રહી ગયું છે? જોવાથી જણાઇ આવે છે કે, એ કોઈ ઉચ્ચ કુટુંબમાં જન્મેલી છે. એ જો સ્વેચ્છાથી આવા

પોતાની બુદ્ધિના દોષથી આ શોચનીય સ્થાનમાં આવી ચઢી હોય, તો એની યંત્રણાનો અવધિ થવામાં હજી ઘણો વિલંબ છે. અને પાપિષ્ટો જો છળનો–ચક્રજાળ વિસ્તારીને આ અભાગિની અબલાનો સર્વનાશ કરશે, તો થોડા વખતમાં જ એ સર્વ શયતાનોના મસ્તકપર ભગવાનના વજ્રનો પાત થશે.

આ શું એ જ અબળા છે કે, જેને માટે અમો આટલી બધી મહેનત ઉઠાવી મહા ગભરાટમાં આવી પડયા છીએ? એ ગમે તે હો, એની સાથે બે ચાર વાતો કરવાથી ખરો બનાવ શો બન્યો છે, એ આપો આપ જણાઇ આવશે."

## પ્રકરણ ૮ મું

### મૃતા કે જીવિતા?

( મોહનપ્રસાદની આત્મકથા )

એ સ્ત્રી અત્યાર સુધી ચૂપચાપ અમારી સ્હામે ઉભી હતી. હું પણ એકાન્તભાવે ચિંતામાં નિમગ્ન થઈ ગયો હતો એથી મેં તેને હજી સુધી બેસવાનો પણ અનુરોધ કર્યો નહોતો. એકાએક મારી ચિંતાનો પ્રવાહ ભિન્નપથે ધાવિત થયો. મેં તેને મીઠા અવાજથી સંબોધીને કહ્યું :–" ઉભી કેમ રહી? આવ, આ આસનપર આવી બેસ."

મને જણાવા લાગ્યું કે, હજી સુધી તેના મનમાં ગંગાપ્રસાદનાં તે ભીષણ શાસન વાકયો તરી રહ્યાં હતાં, તે મંત્રમુગ્ધવત્ મારી પાસે

આવી બેઠી. એકાએક તેના મુખપરનું આવરણ સરી પડ્યું. તેણે શરમથી જડવત્ બનીને તરત જ મુખના આવરણને પાછું મુખ ૫ર તાણી લીધું. મેં જોયું કે હજી સુધી ભયના માર્યાં તેનાં લાલ કમળવત્ કોમળ હોઠ ધીમે ધીમે કંપી રહ્યા છે.

તે રમણી મારા મુખ તરફ એકવાર જોયા પછી જાણે કાંઇક ભરોસો રાખીને બોલી કેઃ—" બાબૂજી ! હું લાચારીથી, બદમાશોના ફંદા ફસાઇને અહીં આવી ચઢી છું, આપ જો ઉચ્ચ અને મહત્ વંશમાં ઉત્પન્ન થયા હો, તો મારા જેવી અભાગિનીના ઉપર કૃપા કરો. હું અતિ અભાગિની છું, અનાથિની છું. મારાપર દયા કરવાથી ભગવાન આપનું ભલું કરશે. જે કાર્યને માટે આ અત્યાચારી શયતાન મને અહીં રાખી ગયો છે, ભય બતાવી ગયો છે, એ કાર્યની હું હજી સુધી અભ્યાસી થઇ નથી. એને માટે મારે માર સુદ્ધાં ખાવો પડે છે. હું આપની દીકરી બરાબર છું. મારા શરીરનો સ્પર્શ કરશો નહિ, મારી ઇજ્જતને નષ્ટ કરશો નહિ. ભગવાન આપનું ભલું કરશે. એક નિરાધાર અબળા પર અત્યાચાર કરનાર અધમ શયતાનને પ્રોત્સાહન આપી આપ પાપના પંથમાં કદાપિ પ્રયાણ કરશો નહિ."

આ બધી વાતો કહેવાની સાથે સાથે, તે રડી પડી. તે અશ્રુજળ મને ક્ષણવારમાં સમજાવી દીધું કે, એ મારી સાથે છળ કરતી નથી, ખરેખર એ કોઈ આફતમાં આવી ફસાયલી અબળા જ છે. એ અસતી અથવા કલંકિની નથી. તેના મુખપર હજી સુધી જાણે એક પ્રકારની સરળતાની છાયા ઝળકી રહી છે. કોઇ એક ન કહી શકાય તેવી વિષમ વેદનાથી એ વખતે મારાં હૃદયમાં ભયાનક કંપનો આવિર્ભાવ થયો. મને એ સતી સ્ત્રીપર જુલ્મ ગુજારનારા નરપિશાચો પર અત્યંત ક્રોધ ઉપજી આવ્યો.

હું, કોમળ તેમજ આશા અને ધીરજ ભરેલા સ્વરથી તેને સંબોધીને બોલ્યો કે:—"બહેન ! તને કશો ભય નથી, તું સર્વથા નિર્ભય છે. અમો લંપટ અથવા બદમાશો નથી. કોઇપણ પ્રકારની નીચતાના હજી સૂધી અમો અભ્યાસી થયા નથી. આમ જો અર્ધા કલાક પહેલાં અમો આ મદ્યાદિ સર્વ મંગાવ્યું છે, પણ હજી સૂધી અમોએ એનો સ્પર્શ માત્ર પણ કર્યો નથી. અમોએ બધી વસ્તુઓને આ ગટરમાં ફેંકીને ચાલ્યા જઇશું. અમારા દ્વારા તારૂં કાંઇપણ અહિત થાય એવી કલ્પના પણ તું કરીશ નહિ. જે પવિત્ર સંબોધનથી મેં તને હમણાં બોલાવી છે, તેથી જ તું ધીરજ ધર, મારાપર વિશ્વાસ સ્થાપન કર. મારો જીવ જશે તોપણ હું તારૂં અહિત કરીશ નહિ."

એ રમણી મારા મુખેથી આ બધી વાતો સાંભળીને ઘણીજ આશ્વસ્ત થઇ, તેણે ઘણાજ સ્થિરભાવથી કહ્યું:—"મહાશય ! આ પહેલાં પણ એક બે દિવસ મારી આવી દુર્દશા થઇ હતી. તે બન્ને દિવસે બે હિન્દુસ્તાની ભદ્ર પુરૂષો અહીં આવ્યા હતા. તેમને પણ આગ સંબોધનથી બોલાવવાથી તથા મારા ધર્મને નષ્ટ ન કરવાની પ્રાર્થના કરવાથી, તેઓ મારાપર કોઇપણ પ્રકારનો અત્યાચાર કર્યા સિવાય ચાલ્યા ગયા હતા. ઇશ્વરે મારી લાજ નિભાવી હતી."

કહેવાની જરૂર નથી કે, હું એ સ્ત્રીની સાથે ગુજરાતી ભાષામાંજ વાતચીત કરતો હતો. રતન પણ ગુજરાત દેશની નિવાસી હોવાથી ગુજરાતી ભાષા ઘણી સારી રીતે જાણતી હતી. નારીઓની સ્વભાવસિદ્ધ કરુણાને વશીભૂત થઈ રતન પોતાની આંખમાંથી આંસૂની ધારાઓ વહાવવા લાગી.

મેં એ સ્ત્રીને સંબોધીને કહ્યું કે:—"હવે તો તારો ભય ભાંગ્યો

છે ને? હવે હું તને જે કાંઈ પૂછું, તેનો બરાબર જવાબ આપ. બધો બનાંવ જાણી શકવાથી, હું તારી ખરી હકીકત શી છે તે સહજમાં જ સમજી શકીશ. ત્યારપછી આ નરપિશાચોને રૂપિયા આપીને અથવા તો અન્ય કોઇપણ ઉપાયે હું તને આ ભયાનક સ્થાનમાંથી છોડાવવાની ચેષ્ટા કરીશ. ”

એ રમણીએ કહ્યું:—“ જો આપ તેમ નહિ કરો, તો ભગવાન મારાપર અત્યંત કુપિત થશે, મારા સતીત્વનો સત્યાનાશ વળી જશે. આપ જ્યારે મારાપર ઉપકાર કરવાને તૈયાર થયા છો, ત્યારે હું જો તેમાં વિઘ્ન નાખું તો પછી મારા જેવો અકૃતઘ્ન અગળા બીજી કોઈ પણ કહી શકાય નહિ, એ વાતને પણ હું ઘણી સારી રીતે જાણું છું. માટે આપને જે કાંઇ પૂછવું હોય, તે ઘણીજ ખુશીની સાથે પૂછો. હું તેનો ખરોખરો જવાબ આપવામાં લેશ માત્ર પણ સંકુચિત થઇશ નહિ, ”

હું તેના મુખેથી આવા પ્રકારની વાર્ત્તા સાંભળીને ઘણો જ ઉત્સાહિત થયો. મેં તેને ઉદ્દેશીને પૂછ્યું કે:—“ તારૂં નામ શું છે ? તું કોણ છે ? ક્યાંની નિવાસિની છે ?”

તે રમણીએ ઉત્તર આપ્યો:—“ મારૂં નામ મેના છે ?” હું એક ઉચ્ચ વંશની કુળકન્યા છું. ”

“ મેના ? શું કહે છે ! શું તું ખરૂં જ કહે છે ? તારૂં નામજ મેના છે ?” મેં આતુરતાથી પૂછ્યું.

“ જી-હા. હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે, આપની પાસે હું એક પણ અસત્ય શબ્દનો ઉચ્ચાર કરીશ નહિ. મને મારૂં નામ છુપાવવામાં શો લાભ છે ! ખરી હકીકત જણાવવાથી હું કદાચ આ પાપ નિકે-

તનમાંથી છૂટી શકું તેમ છું તથા આપ પણ મારા ઉદ્ધારમાં મદદ કરી શકો તેમ છો."

"તું જ રમણીકલાલની સ્ત્રી છે કે?" મેં મારી અજાયબીને એકદમ વધારીને પૂછ્યું.

"હા, એજ છું. પણ આપે શી રીતે જાણ્યું? કહો, આપ કોણ છો?" રમણીએ કહ્યું.

"મેં શી રીતે જાણ્યું તે તને પાછળથી કહી સંભળાવીશ. હું પોલિસનો જાસૂસ છું. આ વાત સાંભળીને ડરીશ નહિ, વિસ્મિત થઈશ નહિ." મેં કહ્યું.

"આપની સાથે આ યુવક કોણ છે?" મેનાએ પૂછ્યું,

"એ યુવક નથી, યુવતી છે."

"હશે, પણ એને આમ ગુપ્તવેશ ધારણ કરવાની શી જરૂર પડી છે વારૂ? મેનાએ પૂછ્યું.

"તારો ઉદ્ધાર કરવા માટે જ એને ગુપ્તવેશ ધારણ કરવો પડયો છે. પણ કહે જોઇએ વારૂ કે, તું કેટલાક દિવસ થયાં અહીં આવી છે?" મેં મેનાને ઉદ્દેશીને કહ્યું.

"બરાબર બાર દિવસ થયાં." મેનાએ જવાબમાં જણાવ્યું.

"તું શું બળેવને દિવસે ગંગાસ્નાન કરવા માટે ગઇ હતી ખરી કે?" મેં મેનાને પૂછ્યું.

મેનાએ જવાબ આપ્યો:—"હા, ગંગાસ્નાન જ મારા કાળનું મુખ્ય કારણ થઈ પડયું છે. એટલા માટે જ હું આ શયતાનોના સપાટામાં આવી પડી છું."

"આ વખતે જુમિયા નામની એક હિન્દુસ્તાની દાસી તારી સાથે હતી ખરૂં કે વારૂ?"

"હા, હતી, પરંતુ તે અત્યારે ક્યાં છે અને આ લોકોએ તેને ક્યાં આગળ છૂપાવી રાખી છે, એ બાબતમાં હું કશું પણ જાણુતી નથી, હું ધારૂં છું કે તેને પણ મારી પેઠે આ લોકોએ આ અડ્ડામાં ક્યાંક છૂપાવી રાખી હશે." મેનાએ જવાબ આપ્યો.

"બીજી એક વાત હું તને પૂછવા માગું છું. તું મરી ગઇ છે તારૂં આ લોકોએ ખૂન કરી નાખ્યું છે, એવી અહીંની પોલિસની માન્યતા છે. કારણ કે, તારો એક કપાયલા હાથને એક લાકડાંની પેટીમાં રાખીને તારા સ્વામી રમણીકલાલની પાસે આ શયતાનોએ મોકલી આપ્યો હતો. તે હાથની બંગડી પરસ્પષ્ટ અક્ષરોથી 'મેના' એવું નામ કોતરવામાં આવ્યું હતું." મેં બધો ભેદ ખોલવા માંડયો.

"હશે! પણ એતો ઘણી જ ભયાનક વાત હોય એમ મને લાગે છે. હું હજી સુધી જીવતી છું. મારા શરીરના સકળ અવયવો હજી વર્ત્તમાન છે, તેમ છતાં પણ મારો કપાયલો હાથ લાકડાંની પેટીમાં પૂરાઇને મારા સ્વામીની પાસે શી રીતે ગયો, એ બાબતમાં મારાથી તો કાંઇ સમજી પણ શકાતું નથી, ખરેખર આ એક ઘણી અજાયબીની વાત છે. પણ આ બદમાશો ન કરી શકે, એવું એક પણ કામ જ નથી. કેવો ગજબનો વ્યાપાર! આમ જૂઓ, મારા બન્ને હાથ. કેમ હવે તો આપને ભરોસો આવે છે ને ? વળી મારા ડાબા હાથની બંગડીપર 'મેના' નામ પણ કોતરાયલું છે, તે આપ બરાબર ધ્યાન દઇને તપાસી જૂઓ, એટલે આપના મનનો સંદેહ આપો આપ દૂર થઈ જશે." મેનાએ જવાબ આપ્યો.

આમ કહ્યા પછી થોડી વારે મેનાએ તેના ડાબા હાથને મારા ભણી લંબાવ્યો. મેં અજાયબીની સાથે જોયું કે, તે હાથની સોનાની બંગડીપર 'મે—ના' એવા બે અક્ષરો બરાબર કોતરેલા હતા.

હું ત્યારે ઘોર અંધકારમાં અસ્ફુટ પ્રકાશની રેખા જોઈ શક્યો. મારું હૃદય આનંદથી નૃત્ય કરી ઉઠયું. મેં મનમાંને મનમાં જ વિચાર્યું કે, મારૂં ભાગ્ય મારાપર સુપ્રસન્ન થયું છે. જો તેમ ન હોય, તો જે મામલાને માટે આખા કાશી શહેરમાં આટલો બધો ખળભળાટ મચી ગયો છે, નાસિરખાંના જેવા મહાબુદ્ધિમાન અને ચાલાક જાસૂસ જે મામલાના ભેદને ખોળી કાઢવામાં અસમર્થ થયા છે, તેનો ભેદી પડદો આમ સહજમાં મારી સમક્ષ શી રીતે ઉન્મોચિત થાય?

મેં એ વખતે એકવાર રતનના મ્હોં સ્હામું જોયું. એ વખતે તે મંત્રમુગ્ધવત અવસ્થામાં આવી પડી એકીટસે એ રમણીના મ્હોં ભણી જોઈ રહી હતી. તે રમણીએ જે કાંઈ કહ્યું હતું. તે સાંભળીને રતન ઘણીજ અજાયબી પામી હતી, આશ્ચર્યમાં ડૂબી ગઇ હતી.

મેં એ આફતમાં આવી પડેલી અબળાને ઉદ્દેશીને કહ્યું:—"તને હું ઘણું કરીને આજે રાત્રે જ આ સ્થળેથી છોડાવી દઈશ. પરંતુ આ અડ્ડાની બધી બાતમી મને કોણ આપી શકશે? શું તું જાણે છે કે આ અડ્ડામાં કેટલાં માણસો વસે છે? અથવા આજે કેટલાં માણસો એકઠાં થયાં છે? તું એ સર્વ ભેદોની બરાબર ખબર રાખે છે ખરી કે નહિ વારૂ?"

તે રમણીએ જવાબ આપ્યો:—"બધાં ઘરોમાં કેટલાં માણસો છે અથવા એમના ટોળામાં કેટલાં માણસો છે, એ તો હું બરાબર જાણી શકી નથી. તેમ છતાં પણ આ પહેલાં એક દિવસે જ્યારે આ અડ્ડામાં એક મોટો હલ્લો થયો હતો, ત્યારે મેં ઘણાં માણસો જોયાં હતાં. પણ આજે આખા અડ્ડામાં બિલકુલ શાંતિ છવાઇ ગઇ છે એ પરથી હું ધારૂં છું કે, અડ્ડામાં માણસો આજે બહુ જ ઓછાં છે."

મેં કહ્યું:—આપનું અનુમાન ખરૂં છે. ગંગાપ્રસાદે પણ મારી પાસે આવા પ્રકારની એક વાત કરી હતી, આજે બીજો કોઈ પણ માણસ ન આવવાથી તથા મારા તરફથી એકદમ દશ રૂપિયા મળવાથીજ તેણે મારો આવો સારો સત્કાર કર્યો છે. વારૂ, આ અડ્ડામાં તારી પેઠે બીજી કોઇ પણ સ્ત્રીને કેદ કરી પૂરી રાખવામાં આવી હોય, એવું તારા જાણવામાં છે ખરૂં કે ?"

તેણે જવાબ આપ્યો:—"એ મારાથી બરાબર કહી શકાય તેમ નથી, કારણ કે, હું એ વાતથી બિલ્કુલ અજાણી છે, તોપણ કોઇ કોઇ વેળાએ અનેક સ્ત્રીઓ અહીં આવી જમા થાય છે. અનેક નિમ્ન શ્રેણીના શેઠીઆઓ તથા વાણીઆના ઘરની કુચરિત્રા રમણીઓ અહીં આવે છે અને બે ચાર કલાક રહી પરપુરૂષ સાથે પ્રણય વિહાર કરી પાછી પોતાને ઘેર ચાલી જાય છે. ઘણી વાર ઘણા ધનવાનોની અપ્સરા જેવી સુંદર કામિનીઓનાં દર્શન પણ થઇ સકે છે. પરંતુ એમને માટે ખાસ જૂદીજ ગોઠવણ કરવામાં આવી છે. તેઓ ભોંયરામાંજ રહે છે, ભોંયરામાં આવેલા સુંદર સુસજ્જિત ઓરડાઓમાંજ તેમની પ્રણય ક્રીડાની સમાપ્તિ થાય છે. તે ઉપરાંત બે ચાર ગણિકાઓ એમની પગારદાર તરીકે રહીને રાતદિવસ અહિંજ ગુજારે છે. પણ આજે એ ગણિકાઓ અહીં જોવામાં આવતી નથી. સાહેબ ! આવું ભયંકર સ્થાન હિન્દુસ્તાનમાં અસ્તિત્વ ધરાવતું હશે, એની મને આ પહેલાં કશી કલ્પના પણ નથી. અહા !આવાં પાપનિકેતન સ્થાપી પાપાત્માઓ વિશ્વમાં જે અનર્થો ઉપજાવી રહ્યા છે, એ અનર્થોથી સંસારમાં ખરેખર હાહાકારજ મચી જાય તેમ છે. મને અજાયબી તો એ થાય છે કે, સરકાર બહાદુર પણ આવા શયતાનોનો સંહાર કરવામાં શા માટે ઉદારતા દર્શાવી રહી હશે ?"

હું એ અબળાની આવી અનેક વાતો પરથી સમજી ગયો કે. અવસ્ય એ મેનાજ છે, રમણીકલ્લાલની સ્રીજ છે, એને આજે રાત્રેજ ગમે તે ઉપાયે મારે છોડાવવી પડશે. તોપણ તેમ કરવા જતાં ટંટો ફિસાદ ન કરતાં કપટકળા કે ચતુરાઇથી આ કામ પતી જશે, તો બધી પંચાત મટી જશે અને મને ઘણીજ સરળતા પણ પ્રાપ્ત થઈ શટશે. આ પ્રમાણે અનેક પ્રકારના વિચારો કર્યાં પછી મેં તેને ઉદ્દેશીને કહ્યું.

"તું પણ લગભગ દશબાર દિવસ થયાં આ મકાનમાં આવી વસે છે, એ પરથી હું ધારૂં છું કે, તું આ મકાનમાં સર્વ ગુપ્તદ્વારોને જોઇ શકીશ હોઇશ? કેમ, એવું કોઇ પણ ગુપ્તદ્વાર તારા ધ્યાનમાં છે કે?"

એ રમણીએ જવાબ આપ્યો:—"હા, હું હમેશાં એવા ગુપ્તદ્વારોની ખોળ કર્યાં કરતી અને એ ખોળને પરિણામે હું એવા એક ગુપ્તદ્વારને જોઈ પણ શકી છું, પરંતુ એ દ્વાર દ્વારા આપ મને શી રીતે બહાર લઇ જઈ શકશો? જો આ શયતાનોના જાણવામાં એ વાત આવી જશે, તો આપણા ત્રણેના પ્રાણ કોઇ પણ પ્રકારે એમના તીક્ષ્ણ છુરાના સપાટામાંથી આબાદ બચી શકશે નહિ."

"કેમ? એ દ્વાર દ્વારા જવામાં શું વિઘ્ન આવે તેમ છે?" મેં અજાયબીથી પૂછ્યું.

"વિઘ્ન અનેક આવે તેમ છે. એ દ્વારની પાસે બે ત્રણ માણસો રાત્રિ દિવસ પહેરો ભર્યાં કરે છે અને એ પહેરેગીરો હમેશાં હથિયારબંધજ રહે છે. તે લોકો ત્યાં એક ખાટલી ઢાળી પડયા રહે છે. એ પહેરો રાત—દિવસમાં બબ્બેવાર બદલાયા કરે છે. એ સર્વ પહેરેગીરોને કબ્જે કરી દરવાજાપરનું તાળું તોડી. દરવાજો ભાંગી

અહીંથી આબાદ છટકી જવું એ કાંઇ નાની સૂની વાત નથી. આ સર્વ કારણોથીજ હું નિરાશ થઇ જાઉં છું."

મેં કહ્યું:–"એ વિષયમાં તું કશી પણ ચિંતા કરીશ નહિ. આ જીવનમાં મેં એના કરતાં પણ વધારે ભયાનક અનેક કામો કર્યાં છે પણ તું મારી સાથે આવવાને તૈયાર છે ખરી કે ?"

તેણે જવાબ આપ્યો:–"વળી આવી વાત શા માટે પૂછો છો ? તો પણ આપ સહજ સબૂર કરો. હું જ્યારે આપની પાસે આવી હતી, ત્યારેં રાત્રિના અગિયાર વાગવા આવ્યા હતા, અત્યારે ઘણું કરીને બાર વાગ્યા હશે. આપ સહજ સબૂર કરો. હું એકવાર જોઈ આવું કે અત્યારે એ ગંગાપ્રસાદ ક્યાં છે અને તેના સઘળા દુશ્મન સોબતીઓ અત્યારે શું કરી રહ્યા છે !"

આમ કહીને તે રમણી ઉઠીને ઉભી થઈ અને મને કાંઇ પણ વાતચીત કર્યા વિના અથવા કહેવાનો અવસર આપ્યા વિના તરતજ તે ઓરડામાંથી બહાર ચાલી ગઇ.

મેં રતનને એકલી બેઠેલી જોઇને કહ્યું:–"રતન ! હું ધારૂં છું કે ભગવાને આપણા મ્હોં રહામું જોયું છે. વળી આને આપણે નિરાપદે આ મકાનમાંથી બહાર લઇ જઇ શકીશું, તો તું જોઇ શકીશ કે, હું થોડા વખતમાંજ ઇન્સ્પેકટરની પદવી પ્રાપ્ત થઇ શકીશ. સરકારનું બહાર પાડેલું ઇનામ પણ આપણા હાથમાં આવી શકશે. અત્યારે વિશ્વનાથજીની કૃપાથી જો આપણે આ મેનાને એકવાર વિના વિઘ્ને બહાર કાઢી શકીશું તો તું ચોક્કસ ખાત્રી રાખજે કે, ક્યાંયનું જળ ક્યાંયનું ક્યાંય જઇને ઉભું રહેશે. બિચારા રમણીકલાલનો આશીર્વાદ પણ મળી શકશે."

રતને કહ્યું:—" વિશ્વનાથજી તમારી આશા પૂર્ણ કરો. પરંતુ આ સ્ત્રીની ચાલચલગત જોઇને મને એના પર પૂરતો શક પેદા થાય છે, સ્ત્રીઓ સ્ત્રીઓના મનનો ભાવ ઘણી સારી રીતે જાણે છે, પુરૂષો નાથી એ ભાવને બરાબર જાણી શકાતો નથી, પણ એ ગમે તે ભલેને હોય, હું તમને એ બાબતમાં નિરૂત્સાહિત કરવા માગતી નથી તેમ છતાં પણ મામલો મહા ભયાનક સ્વરૂપ ધારણ કરી લે એવી દહેશત મારા મનમાં સોળેસોળ આના રહે છે. ગમે તેમ હો, પણ તમે હવે જરા પણ ગભરાશો નહિ. ખૂબ સાવચેતીથી અને ધીરજથી કામ કરજો. એકદમ ઉશ્કેરાઇ જશો નહિ. તમારી પિસ્તોલ તો બરાબર તૈયાર છે ? "

મેં હસીને કહ્યું:—" આ સર્વ વ્યાપારમાં સ્ત્રીઓનો અભિપ્રાય લેવો ઉચિત નથી. મને દૃઢ વિશ્વાસ છે કે, એ સ્ત્રી અન્ય કોઇ નહિ પણ રમણીકલાલની સ્ત્રી મેનાજ છે. હાથની અંગડીપર 'મેના' શબ્દ કોતરાયલો જોઇને તથા ખરી મેનાના ફોટામાં ચિતરેલા ચિત્રની સાથે આ અબળાના તમામ અંગ અવયવોની સમાનતા જોઇને અને એની આંખમાંથી વહેતી આંસૂની અવિરલ ધારાઓ જોઇને, મને સંપૂર્ણ શ્રદ્ધા ઉપજી આવી છે કે, એ મેના વિના બીજી કોઇ પણ સ્ત્રી નથી. હવે એનો આ નરક નિવાસમાંથી ઉદ્ધાર કરવા માટે આપણે તનતોડ મહેનત કરવી પડશે અને આપણી એ મહેનતમાં જો આપણને ફતેહ મળી શકશે, તો આપણા શિરપરનો મોટો ભાર ઉતરી જશે. જ્યારે બે પિસ્તોલો અને એક તીક્ષ્ણ છુરો આપણી સાથે છે—"

મારી વાત પૂરી થતાં ન થતાંમાં તો ગંગાપ્રસાદે એકાએક એ ઓરડામાં પ્રવેશ કરી મને જોરથી એક તમાચો કસી કાઢ્યો. તેના અણધાર્યા આક્રમણનો વેગ સહન ન કરી શકવાથી એકદમ જમીન

પર ગબડી પડ્યો. તેની સાથે બીજા ત્રણ ભયાનક વિકરાળ ચહેરાવાળા કદ્દાવર માણસો હતા. તેમણે સહુએ મળીને મજબૂત રીતે મારા હાથ-પગ બાંધી લીધા. ધસાધસ કરીને મારી કમરમાં ખોસેલા છુરાને પણ એ શયતાનોએ છીનવી લીધો. એકાએક આ અણધાર્યાં આક્રમણથી હું જાણે દિગ્મૂઢ બની ગયો. મારા હાથ-પગ-મ્હોં આદિ સર્વ દૃઢતાથી બંધાઇ ગયાં. હું નિશ્ચલ ભાવે ભૂમિપર પડી રહ્યો.

રતન મને આવી રીતે આફતમાં આવી પડેલો જોઇ, તેની પિસ્તોલ બહાર કાઢી ગંગાપ્રસાદના તરફ તાકીને જેવી ગોળી છોડવા જતી હતી. એવામાં એક બદમાશે પાછળથી આવીને એવા જોરથી તેનું કાંડું પકડી લીધું કે, જેથી એ પિસ્તોલ એક મોટા અવાજની સાથે ભૂમિપરથી જમીનપર ઢળી પડી. તરત જ બીજા એક બદમાશે તેના હાથ પગ બાંધીને તેની દશા પણ મારા જેવી જ કરી દીધી. અમો બન્ને જોતજોતામાં આમ અણધારી આફતમાં આવી પડ્યાં.

અહા ! કેવું ભયાનક અવસ્થાનું પરિવર્તન થઈ ગયું ! હું આવા બદમાશો દ્વારા આ પહેલાં એક બેવાર આક્રાન્ત થયો હતો ખરો, પરંતુ તેથી આટલો બધો વિચલિત થયો નહોતો. કારણ કે, તે સમયે મને આવી આફતની ચિંતાએ આટલો બધો અધીરો બનાવી દીધો નહોતો. આ વખતે રતન મારી સાથે હતી અને એનીજ મને મુખ્ય ચિંતા થઇ પડી હતી. તેની આવી શોચનીય હાલત જોઇને હું ઘણો જ ગભરાઈ ગયો. હવે મારી સર્વ આશાનો આધાર મને મારી નાની રિવૉલ્વરજ જણાવા લાગ્યો. એ રિવોલ્વર પર હજી સૂધી દુશ્મનોની નજર પડી નહોતી.

તે બદમાશો અમો બન્નેને ઘસડીને એક અંધારા ગભારાવાળી ભયાનક કોટડીમાં લઇ ગયા. રસ્તામાં મેં હાથે કરીને કાંઇક ધસાધસ

કરવાથી મારા હાથનું બંધન છૂટી ગયું. તાત્કાલિક બુદ્ધિ પ્રમાણે મેં તરત જ મારા ખીસામાંથી રિવૉલ્વર કાઢી ગંગાપ્રસાદના તરફ તાકીને બે ત્રણ અવાજ કર્યા. ગંગાપ્રસાદ માટીમાં ગબડી પડયો અને તેનો એક સોબતી પણ ધાયલ થયો.

ઓરડો ભયાનક અંધારાથી આચ્છાદિત હતો. તે સ્થાનની આજૂ-બાજૂમાં કયાંય પણ પ્રકાશ નહોતો. મને એથી સારી તક મળી. હું રતનનો હાથ ઝાલી ઓરડામાંથી બહાર નીકળી પડયો. મેં બહાર નીકળતી વેળાયે સાંભળ્યું કે, ગંગાપ્રસાદ પોતાના સોબતીને આ પ્રમાણે કહી રહ્યો હતો:–" કયા જાને ! સાલાકો કહાંસે પિસ્તોલ મિલ્લા ? શાલા અલબત્ત ગોયેન્દા હય ! જલ્દી બત્તી લે આવો ભાઇ ! હમ તો એક-દમ ધાયલ હો ગયા હય ! "

તેના સોબતીઓ ત્યારે ગંગાપ્રસાદની ખિદમતમાં ગુંથાઈ ગયા હતા. અત્યારે મને ન્હાસી છૂટવાની બરાબર ઉમદા તક મળી હતી,– એથી મેં રતનને કહ્યું:—" રતન, કશો ભય નથી, મારી સાથે ચાલ."

દાલાન પાર કરી જરા આગળ આવ્યા પછી અમો પ્રથમની એ લાકડાંની સીડીને જોઇ શકયાં. એ લાકડાંની સીડી પાસે બે માણસો હાથમાં દીવો ઝાલી ઉભા હતા. તેઓ ઉપરના ઘરમાં પિસ્તોલનો અવાજ સાંભળી ભય પામી ઉપર આવવાની ચેષ્ટા કરતા હતા. એમાંનો એક જણ મારો દરવાજો ખોલી ગયો હતો તેણે મને પૂછયું:–" કયા હય બાબૂ સાબ ? "

મેં જવાબ આપ્યો:—" ગજબ થયો છે ! બાજૂના મકાનની અગાસીપરથી એક પોલિસના માણસે આ મકાનમાં પ્રવેશ કરીને ગંગા-પ્રસાદને તથા તેના સોબતીઓને બાંધી નાખ્યા છે. તમે જો તમારો જાન બચાવવા માગતા હો અને જેલમાં જવા ન માગતા હો, તો એક-

દમ ન્હાસી છૂટો. પોલિસનો એ માણુસ હમણાં આ તરફ પણ આવી લાગશે અને તમારા સોબતીઓની પેઠે તમને પણ બાંધીને જેલમાં ઉપાડી જશે. અમો પણ એ પોલિસના ભયથી જ ન્હાસી છૂટયા છીએ."

મારી આ વાત સાંભળીને, એ બન્ને બદમાશો ડરી ગયા. તેમાંના એક જણે અથવા જેણે સંકેત શબ્દ સાંભળીને મને દરવાજો ખોલી આપ્યો હતો, તેણે બીજું કાંઇ પણ બોલ્યા સિવાય એકદમ એ દરવાજાનું તાળું ખોલી દરવાજો ઉઘાડી નાખ્યો અને ત્યાર પછી તેઓ બન્ને તે દરવાજામાંથી ન્હાસી ગયા.

મેં ત્યારે એક અસંભવ ઉપાયે આવી પડેલી આફતના મ્હોંમાંથી મુક્તિ મેળવીને ભગવાનને અનેક ધન્યવાદ આપ્યા. મારા પોતાના માટે હું તિલભાર પણ ચિંતાતુર થયો નહોતો. રતનની ચિંતાએ જ મને ઘણો ચિંતાતુર બનાવી દીધો હતો. ગમે તેમ હો, પણ હવે ત્યાં આગળ લેશ માત્ર પણ વિલંબ કરવાનું અનુચિત ધારીને હું તથા રતન એ ખુલ્લા દરવાજામાંથી બહાર નીકળી પડયાં. દૈવ પ્રેરિત અસંભવ ઉપાયે અમારી બન્ને જણાની આ પ્રમાણે અદ્દભુત રક્ષા થઈ.

દરવાજાની બાજૂમાંજ એ ચોરગલી આવેલી હતી. ચોરગલીમાંથી બહાર નીકળીને અમો આવતી વેળાયે જે રસ્તે આવ્યા હતા, તે રસ્તો છોડી દીધો. તે બન્ને બદમાશો કોણ જાણે ક્યા માર્ગે ચાલ્યા ગયા છે, એ બાબતમાં અમો કશું પણ જાણી શક્યાં નહિ.

હું એ ગલીથી સારી રીતે જાણીતો હતો. એથી મેં મનમાં ને મનમાં જ નિશ્ચ કર્યો કે, આ વખતે ઉલટ રસ્તે ચાલીને કૅન્ટોનમૅન્ટ સ્ટેશન તરફ જવામાં જ વધારે સહીસલામતી સમાયલી છે, રાત્રિના ત્રણ વાગ્યાના શુમારે એક પેસેન્જર ટ્રેન, સ્ટેશન પર આવે છે. મને જણાય છે કે, અત્યારે ઘણું કરીને રાત્રિના બે વાગ્યા હશે. અનેક

એક્કાઓ, મુસાફરોને લાવવા માટે આ વખતે સડકપર બહાર નીકળે છે. જો નસીબ જોગે એવો એકાદ મળી જશે, તો પછી કશીપણ ચિંતા જ રહેશે નહિ."

આ પ્રમાણે વિચાર કરી હું રતનને સાથે લઇ એકદમ ચાલવા લાગ્યો. હજી પણ મારી રિવૉલ્વરમાં રણગોળી બાકી રહી ગઇ હતી. મેં મનમાં ને મનમાં જ વિચાર્યું કેઃ—"રસ્તામાં જો કાંઈ પણ આફત આવી પડશે, તો એ ગોળીઓની મદદથી જ હું મારી તથા રતનની રક્ષા કરી શકીશ."

નિર્જન રસ્તો હતો. માણુસ કે જાનવરનું નામ નિશાન પણ નહોતું. કેવળ એકાદ બે ઘુવડો વૃક્ષની શાખાઓમાંથી વચ્ચે વચ્ચે કઠોર ચીત્કાર કરી ઉડતાં હતાં. આકાશમાં અસંખ્ય તારાઓ ઝગમગી રહ્યા હતા. શુક્લપક્ષની અષ્ટમીનો દિવસ હતો. ચંદ્રમા ઘણીવાર પહેલાં આથમી ગયો હતો. ધીમે ધીમે મૃદુ મંદ વાયુ વહી રહ્યો હતો. સર્વત્ર નિઃસ્તબ્ધતાની છાયા સમાનતાથી છવાઇ ગઇ હતી. ગરમીનું નામ માત્ર પણ નહોતું. જે ઠંડો વાયુ વહી રહ્યો હતો તે વાયુએ મારા તથા મારા સોબતીના શરીરમાં નવીન સજીવતાનો સંચાર કરવા માંડયો હતો.



# પ્રકરણ ૯ મું

## શયતાનના સપાટામાં

( ડિટેક્ટિવ ઠાકોર સાહેબની આત્મકથા )

એક દિવસ અને રાત વીતી ગઇ, તોપણ મોહનપ્રસાદની સાથે મારી મુલાકાત થઇ નહિ. હું એટલા માટે ઘણો વિચારમાં પડી ગયો. મેં મનમાં ને મનમાં જ નિશ્ચય કર્યો કે, કદાચ તે કોઇ કામમાં ગુંથાઇ જવાથી, મારી સાથે મુલાકાત કરવા આવી શક્યો નથી. ચૂપચાપ નિશ્ચેષ્ટભાવે, આળસની સાથે દિવસ વીતાડે એવો માણસ તો તે નથી જ ! નાસિર સાહેબની પાસે પણ બે ત્રણવાર મેં તેની ખબર કઢાવી, પરંતુ તેમણે જણાવ્યું કેઃ—"એ તો મારી પાસે આવ્યો જ નથી. એ જો અહીં આવ્યો હોત, તો આપની સાથે મુલાકાત કર્યા વિના કદાપિ પાછો ફરત નહિ. હું જ્યાં સુધી ધારૂં છું ત્યાં સુધી અવશ્ય કહી શકું છું કે આ ખૂનને માટે એ ઉન્મત્ત બની ગયો છે અને એની તપાસમાં જ ક્યાંક રોકાઇ ગયો છે."

એ ગમે તેમ હો, પણ હવે હું નિશ્ચિંત રહી શક્યો નહિ. એક માણસ મોકલીને મેં માત્ર એટલા જ સમાચાર મેળવ્યા કે, તે પૂર્વ રાત્રે ખૂબ બાબૂગીરીનો વેશ ધારણ કરી રતનને સાથે લઇ કોણ જાણે કઇ જગાપર ચાલ્યો ગયો છે. એ સંવાદ મળવાથી મેં માત્ર એવી જ ધારણા ધારી કે, મોહનપ્રસાદ જ્યારે રતનને સાથે લઇને આવી રીતે છુપાવેશમાં બહાર નીકળી પડ્યો છે, ત્યારે કોઇએક નિકાલ લાવ્યા વિના પાછો ફરશે નહિ. તેનો સ્વભાવ જ એવો છે

કે, તે જે કોઈ પણ કાર્યનો ભાર પોતાના શિરપર ઉપાડે છે, તે કાર્યને પૂરૂં કર્યા સિવાય તેના મનને શાંતિ જ મળી શકતી નથી. ”

મેં પાછું વિચાર્યું કે; પણ તેને આટલો બધો વિલંબ થવાનું શું કારણ હશે ? તે જો એકલો જાત, અને આવી રીતે વિલંબ કરત, તો તેથી ચિંતા કરવાનું કાંઇ વિશેષ કારણ નહોતું, પરંતુ રતન જ્યારે તેની સાથે ગઇ છે, ત્યારે ઘેર પાછા આવતાં આટલો બધો વિલંબ થવાનું કારણ શું હશે ? ત્યારે શું તે કાંઇ આફતમાં આવી પડયો હશે ? અથવા તે કોઇ પણ પ્રકારની પંચાતમાં પડીને બદમાશોના સપાટામાં સપડાઇ ગયો હશે ?” આ સર્વ ચિંતાઓથી હું ઘણો જ દુઃખી થઇ પડયો.

મનમાં વિચાર્યું કે, સાંઝે એકવાર તેની ખબર કઢાવીશ, પરંતુ સાંઝ પડયા પહેલાં તો રતનના ઘર તરફ મારાથી જઈ શકાશે નહિ.

હું સાંઝ પહેલાં થોડીવારે આ ઉદ્દેશને હૃદયમાં ધારણ કરીને ઘરમાંથી બહાર નીકળી પડયો. ધીમે ધીમે હું મણિકર્ણિકા ઘાટ તરફ ચાલવા લાગ્યો. આ સ્થળે હું મારા પ્રિયવાંચકોને કાશી શહેરનાં કેટલાંક મુખ્ય મુખ્ય સ્થાનોનો પરિચય કરવાની આવશ્યકતા ધારૂં છું, કારણ કે, એમાંના અમુક સ્થાનોની સાથે આપણી આ વાર્તાનો નિકટનો સંબંધ જોડાયલો છે.

કાશી શહેર ગંગા નદીના ઉત્તર કિનારાપર આવેલું છે. ડફરિન બ્રિજપરથી કિનારાપરની મંદિરાવલિ જ્યારે સર્વથી પ્રથમ નયન-ગોચર થાય છે, ત્યારે વાસ્તવિક રીતેજ હિન્દુ માત્રના હૃદયમાં અભૂતપૂર્વ ભક્તિનો સંચાર થઇ આવે છે. યમુનાના સંગમસ્થાનથી એ સ્થાન લગભગ સાડ કોશ દૂર આવેલું છે. નદીના કિનારાપર લગભગ બે ગાઉ સુધી સેંકડો હજારો મંદિરો શોભી રહ્યાં છે.

ઘણા સમય સુધી, કાશીમાં બૌદ્ધોનો મુખ્ય અડ્ડો હતો. આઠમા અથવા નવમા સૈકામાં શંકરાચાર્યે શિવપૂજાની ઉન્નતિ કરવા માટે ઘણા યત્નો કર્યા હતા, અને તેમના તે યત્નો સફળ પણ થયા હતા. બૌદ્ધ ધર્માચાર્યોના ઉપદેશથી હિન્દુ સંતાનોના મનમાં પણ કાંઇક અંશે પરિવર્ત્તન થયું હતું અને હજી સુધી એ પરિવર્તનનાં ચિન્હો બહોળા પ્રમાણુમાં જોવામાં આવે છે, એકાદશ અથવા દ્વાદશ શતાબ્દમાં બૌદ્ધધર્મનો પ્રચાર બિલકુલ બંધ પડી જવા આવ્યો અને હિન્દુધર્મે પુનર્જીવન પ્રાપ્ત કર્યું. હાલમાં મોટા મોટા દેવાલયો અને નાનાં નાનાં મંદિરો તથા જૂદાં જૂદાં સ્થાનોનાં શિવલિંગોની જો ગણતરી કરી જોવામાં આવે, તો કાશીનાં નિવાસીજનોનાં કરતાં પણ સંખ્યામાં વિશેષ થઇ પડે તેમ છે. લોકો કહે છે કે, એક માણસ એક વરસ ધીમેધીમે દેવાલયોનાં દર્શન કરી ફરવા છતાં પણ સર્વ સ્થાનોને જોઇને સમાપ્ત કરી શકે તેમ નથી. આટલાં મંદિરોની સ્થાપના, અન્ય કોઇ પુણ્યમય તીર્થમાં થઈ છે કે નહિ, એ પણ એક સંદેહનો વિષય જ છે. યુગયુગાન્તરથી કાશી પુણ્યક્ષેત્ર તરીકે પ્રસિદ્ધ છે. કાશીમાં આવવાથી સત્ય, ત્રેતા, દ્વાપર આદિ સકળ યુગના સકળ મહાત્માઓનું સ્મરણ થઇ આવે છે, અને તેમનાં કાર્યો પણ સાંભરી આવે છે.

જયપૂરના મહારાજા માનસિંહે કાશીમાં નાનાં મોટાં એક લાખ મંદિરો નિર્માણ કરાવ્યાં હતાં. સુલ્તાન અલ્લાઉદ્દીને લગભગ એક હજાર મંદિરો તોડી નાંખ્યાં હતાં. પરંતુ કાળ ક્રમે એ સકળ ભગ્ન મંદિરોને બદલે પાછાં હજારો નિર્મિત અને પ્રતિષ્ઠિત થયાં હતાં. જહાંગીર બાદશાહે કાશીનાં દર્શન કરી લખ્યું હતું;—" આ કેવળ મંદિરોનું જ શહેર છે. "

મોગલ બાદશાહ ઔરંગજેબે પણ કાશીનાં અનેક મંદિરોનો ધ્વંસ કર્યો હતો. પરંતુ તેણે જેટલાં મંદિરો તોડી પાડ્યાં હતાં, તેનાથી બમણાં મંદિરો અલ્પ સમયમાં જ પાછાં નિર્માણ થયાં હતાં. મુસલમાનો વારંવાર આ મહા હિન્દુ તીર્થનું જેવી રીતે અનિષ્ટ સાધન કરી ગયા છે. તેના સ્મરણથી પણ મનમાં ઘૃણાનો સંચાર થાય છે. મુસલ્માનોએ જો હિન્દુઓના તરફ આવો કુવ્યવહાર ન ચલાવ્યો હોત, તો એક જાતિગત, વિદ્વેષ અને વૈષમ્ય કદાપિ રહેવા પામત નહિ. કાશી ધામમાં પૂર્વે જે સકળ પ્રાચીન, બહુ ઉચ્ચ અને બહોળી કારીગીરી-વાળાં મંદિરો હતાં, અત્યારે તે હવે નથી. અત્યારનાં મંદિરો ઘણાં નાનાં છે અને એ મંદિરોના પત્થરોપર તેવી કારીગીરીનું કામ હવે ક્યાંય પણ નજરે પડતું નથી. તોપણ હજી સુધી કાશીમાં જે છે, તેવું અન્ય અનેક સ્થાનોમાંથી પણ મળી આવવું મુશ્કેલ છે.

પુણ્યક્ષેત્ર મહાતીર્થ કાશીના સંબંધમાં એવો એક પ્રવાદ પ્રચલિત છે કે, એક સમયે બ્રહ્મા અને શિવ ઉભયમાં તેમની પ્રત્યેકની શક્તિ અને સત્તા કેવી છે એને માટે વિવાદ ઉપસ્થિત થયો હતો. શિવે, બ્રહ્માનું પંચમ શિરછેદન કર્યું હતું, પરંતુ બ્રહ્મહત્યા પાપે તે શિવના હાથ બંધાઈ ગયા હતા અને કોઈ પણ પ્રકારે મહાદેવ તેમાંથી મુક્તિ મેળવી શક્યા નહોતા. રિપુવશે તેમણે જે પાપકર્મ કરી નાંખ્યું હતું, તેના પ્રત્યક્ષ ફળ સ્વરૂપે, એ ઉપાય નિરુપણે તેમણે ઘણાં તીર્થ તીર્થોમાં ભ્રમણ કરીને કઠોર યાગયજ્ઞો કર્યા હતા. છેવટે કાશીમાં આવીને મુક્તિ મેળવી હતી. વારાણસી મહાતીર્થમાં આવીને તે છિન્ન મસ્તક તેમના હાથમાંથી સરી પડયુ હતું. ત્યારપછી પાપી તાપી આદિ સર્વ પોતપોતાના પાપનો બોજો મસ્તકપરથી ઉતરી પડશે એવી આશાથી એ મહાતીર્થમાં આવ્યા કરે છે.

કાશીમાં જે સર્વ પ્રસિદ્ધ સ્થાન અને મંદિરોમાં મેં દર્શન કર્યાં હતાં, તે સર્વનું વર્ણન કરવાનું સ્થાન અને પ્રયોજન નથી. ભ્રમણકારીના ભ્રમણ વૃત્તાંતમાં પણ તે સ્થાન મેળવી શકે તેમ નથી. એટલા માટે હું કેવળ ત્રણ મુખ્ય દેવાલયોનો જ ઉલ્લેખ કરીશ.

૧. વિશ્વેશ્વરનું મંદિર—વિશ્વેશ્વર શિવનું બીજું નામ છે. આવિશ્વમાં, જીવ જંતુ, ક્ષુદ્રકીટ પતંગાદિ પરિપૂરિત યાવતીય પ્રાણીના અને વસ્તુઓના તેઓ જ અધીશ્વર છે, એવા સિદ્ધાંતથી તેમનું નામ—વિશ્વેશ્વર છે. કાશીની સમસ્ત વસ્તુઓએ વિશ્વેશ્વરના પાદાપદ્મોમાં અર્પિત થયેલી છે. પાંચ ગાઉમાં આવેલા કાશી તીર્થમાં જેટલા દેવતાઓ છે, તેમાં આ વિશ્વેશ્વરજ સર્વથી પ્રધાન અને માનનીય છે; કાશીના રસ્તા પર જેટલા શિવલિંગો સ્થપાયલાં છે તેઓ જાણે વિશ્વેશ્વરના આ કાશી રાજત્વમાં પ્રહરીનું કાર્ય કર્યા કરે છે. એ મંદિર ઇન્દોરનાં મહારાણી અહલ્યાબાઈ દ્વારા નિર્મિત થયું છે. મંદિરની ચારે બાજૂએ સુવિશાળ ચૉકોમાં અનેક અતિથિઓના આહાર અને વિશ્રામનાં સ્થળો છે. પંડયાઓ એ સ્થળે ઠેકઠેકાણે અડ્ડાસ્થાપીને રહે છે તથા તમામ તીર્થયાત્રીઓને પોતાનો શિકાર માની બેસે છે. મંદિરનું શિખર ઘણું ઉંચું અને સોનાનાં પતરાંથી મઢેલું છે. એટલા માટે એને કાશીનું 'સુવર્ણ—મંદિર કહેવામાં આવે છે. પીડિતાવસ્થામાં રણજીતસિંહે આરોગ્ય પ્રાપ્ત કરવાની આશાથી આ પુષ્કળ વ્યય કર્યો હતો, પરંતુ તે જાણતો નહોતો કે, એ પુણ્ય ફળે તે આ કાયિક ક્ષણભંગુર દેહનો પરિત્યાગ કરી હિંસા—પાપ—પરિપૂરણ જીવ—સંસારમાંથી સર્વથા મુક્તિ પ્રાપ્ત કરી શકશે.

મંદિરનું શિખર ૫૧ ફિટ ઉંચું છું. મંદિરની બહાર ' શિવની

કચેરી ' જોઇને સર્વ પુલિકિત થાય છે, એટલાં બધાં શિવલિંગ એક-સ્થાને એકઠાં કરી રાખવામાં આવ્યાં છે કે, તેની ગણતરી જ થઈ શકે તેમ નથી. મંદિરના ગાત્રપર જે સર્વ દેવ દેવીઓનાં ચિત્ર આંક-વામાં આવ્યાં છે તથા પત્થરો પર કોતરવામાં આવ્યાં છે, તેને બરા-બર ધ્યાન દઇને જોવાથી કેટલો વખત લાગે છે, એ બરાબર કહી શકાય તેમ નથી. વિશ્વેશ્વરના મંદિરની ઉત્તર તથા પૂર્વ દિશામાં જે મસ્જિદ છે, તે પરથી જ હજી સુધી પ્રાચીન વિશ્વેશ્વરનાં મંદિરનાં અનેક ચિન્હો મળી આવે છે. મસ્જિદની દિવાલ જોવાથી જણાઇ આવે છે કે, એ વિશ્વેશ્વરના પ્રાચીન મંદિરની જ એક દિવાલ છે.

મંદિરની અંદર, ઉપરની બાજૂએ, આઠ ઘંટ ટીંગાયલા છે. મંદિરમાં પ્રવેશ કરીને સર્વે ' ઓમ્ ઓમ્ વિશ્વેશ્વર ' નો ઉચ્ચાર કરી શિવનાં ચરણોમાં મસ્તક નમાવે છે. કહેવામાં આવે છે કે, નેપાળના રાજાએ એ મંદિરમાં એક ઘણો મોટો અને ઘણો કીમતી ઘંટ આપ્યો હતો. એ લિંગરૂપી વિશ્વેશ્વરના અનુકરણે જ સર્વ શિવલિંગ પ્રસ્તુત કરવામાં આવ્યાં છે, દિવસાના ભાગમાં જ હમેશાં તીર્થ—યાત્રીઓ વિશ્વેશ્વરના મંદિરમાં આવે છે અને ચોખા, ખાંડ, ઘી, મેંદા, ફલ તથા મણિ, મુક્તા, સોનું રુપું આદિ પોતપોતાની શક્તિ અનુસાર સર્વ જનો મંદિરમાં ભેટ આપે છે. પૂજારીઓ એ સર્વ પૂજાને ગ્રહણ કરે છે. એ સંપત્તિપર તેમનો જ અધિકાર છે." એવી તે લોકોની ધારણા છે. શરૂઆતમાં દાખલ થવાના રસ્તાપર ગણેશની મૂર્ત્તિ જોવામાં આવે છે. યાત્રાળુઓ ગંગામાંથી જે જળ લાવે છે, તેઓ સર્વ તે જળ-માંથી ઉકત ગણેશ મૂર્ત્તિના ગાત્ર પર બે ચાર બિન્દુઓ પ્રદાન કરે છે. મંદિરની સ્હામે જે ઘંટ ટીંગાયલો છે, તેનો અવાજ રાત્રિદિવસ સંભળાયા કરે છે. સર્વજનો એક એકવાર તેને વગાડયા વિના છોડતા

નથી. એક ભક્ત મંદિરમાં પ્રવેશ કરે છે, એજ વિશ્વેશ્વરને વિદિત કરવા માટે એ ઘંટાનો અવાજ કરવાની રીતિ છે અને એ ઉદ્દેશ તથા ભાવને મનમાં રાખીને જ તીર્થ યાત્રીઓ એ ઘંટ બજાવે છે.

મંદિરની નજીકમાં આવેલો 'જ્ઞાન કૂપ' એક જોવા લાયક વસ્તુ છે. એના સંબંધમાં એવું કહેવામાં આવે છે કે, એક સમયે બાર વરસ સૂધી વારાણસી ધામમાં વરસાદ થયો નહોતો, જળના અભાવે કાશીવાસી સર્વ જનોના પ્રાણવિયોગની આશંકાથી એક પુણ્યાત્મા ઋષિએ શિવના ત્રિશુલથી એ સ્થળની માટી ખોદી નાખી હતી અને એ સ્થળેથી અમાપ પાણી નીકળ્યું હતું.

શિવે એ વાત સાંભળી એ કૂવામાં સદાને માટે અધિષ્ઠિત થવાનો સ્વીકાર કર્યો હતો. કહેવાય છે કે, એ એક સમયે દુરાત્મા ઔરંગજેબે વિશ્વેશ્વરના પ્રાચીન મંદિરનો ધ્વંસ કર્યો હતો, ત્યારે મંદિરના મુખ્ય પૂજારીએ શિવલિંગને લઈને એ કૂવામાં ફેંકી દીધું હતું. કૂવાની ચારે બાજૂએ ૪૦ પત્થરનો જે એક બંધ બાંધવામાં આવ્યો છે, તે ગ્વાલિયરના દૌલતરાવ સિંધિયાની વિધવા પત્નીના પૈસાથી બંધાયોં હતો.

જ્ઞાન કૂપ હવે છેક પૂરાઈ જવા આવ્યો છે, એનું પાણી ઘણું જ મેલું-ગંદુ અને ફૂલ ફળાદિ સડવાથી દુર્ગંધમય થઇ પડયું છે. યાત્રાળુઓ એ કૂવાનું એક બિન્દુ પાણી પીને પણ પોતાને કૃતાર્થ માને છે. પૂર્વ તરફમાં સાત ફિટ ઉંચો એક પત્થરનો પોઠીયો બનાવવામાં આવ્યો છે, એ નેપાળના રાજા તરફથી મળેલો છે. એની પાસે એક શિવ મંદિર છે, એ હૈદ્રાબાદની રાણીએ બંધાવ્યું હતું.

૨—**ભૈરવનાથ**—એ મંદિર વિશ્વેશ્વરના મંદિરથી લગભગ અર્ધો ગાઉ દૂર આવેલું છે. હાલનો ટાઉન હૉલ તેની પાસે આવેલો છે.

લોકો કહે છે કે, એ ભૈરવનાથ જ વિશ્વેશ્વરનો શહેર-કોટવાલ છે; પાંચ કોશમાં વ્યાપેલા કાશી શહેરના પાપ-પુણ્યનો એજ વિચાર પતિ છે.

ભૈરવનાથની રક્ષા કરવા માટો એક મોટે કૂતરો છે, કોઈ કોઇ કહે છે કે, એ કૂતરાની પીઠ પર આરોહણ કરી ભૈરવનાથ રાત્રિને વખતે કાશીમાં કયાંય કોઇ પાપ કર્મ થાય છે, એ જોવા માટે બહાર નીકળી પડે છે. ભૈરવનાથના હાથમાં પત્થરનો બનેલો એક મોટો ડંડો વિરાજમાન છે. કોઇ કોઇ એને "દંડ" અથવા "ડંડો" પણ કહે છે. એ ડંડો લગભગ ૪ ફિટ ઉંચો છે. એનું મથાળું રૂપાનું બનેલું છે. કાશીમાં જે મનુષ્ય કોઈ પણ વિષયની અશાંતિના મૂળરૂપ થઇ પડે, તેને શાસન કરવા માટે જ ભૈરવનાથના હાથમાં એ ડંડો વિરાજ માન રહે છે. મંગળવાર તથા રવિવારે એની પૂજા થાય છે. દંડની સ્હામે ત્રણ ઘંટ છે. એક તરફ મોરપીછનો બનાવેલો એક દંડ ઝાલીને મંદિરનો પૂજારી બેસી રહે છે. એ સુશોભિત દંડને તે યાત્રાળુઓના મસ્તકપર ફેરવ્યા કરે છે. એથી પાપીઓના પાપનો બોઝો મસ્તક-પરથી ઉતરી જાય છે, એવો સર્વનો વિશ્વાસ છે.

૩—**દુર્ગામંદિર**:—શહેરની દક્ષિણ વિભાગમાં આ મંદિર આવેલું છે. અહીં વાંદરાઓનું દૌરાત્મ્ય અધિક પ્રબળ છે.

આ મંદિર સુંદર કારીગીરીવાળા પત્થરોનું બનેલું છે. મહારાષ્ટ્રા રાણી ભવાની દ્વારા એ સ્થાપિત થયેલું છે. "કાશીનો 'પંચકોશી' રસ્તો પણ તેના પૈસાથી નિર્મિત થયો હતો. નોબતખાનાની વચ્ચોવચ્ચ એક મોટો ઘંટ વિદ્યમાન છે. હમેશાં અધિષ્ટાત્રિ દેવીના સન્માનાર્થ એ ત્રણ વાર વગાડવામાં આવે છે. પ્રવેશદ્વારની સન્મુખમાં બલિદાનનું સ્થાન છે. કહેવાય છે કે, એ સ્થાન કાશીની સી-

મામાં આવેલું નથી. જીવહત્યા થયા કરે છે એટલા માટે એ સ્થાનને માત્ર કાશીની સીમાની બહાર સ્થાપવામાં આવ્યું છે. વિશાળ ચૉકમાં એ પત્થરની મૂર્ત્તિઓ વિશાળ સિંહપર વિરાજમાન છે. આજૂબાજૂમાં ચોમેર બીજાં પણ અનેક નાનાં મોટાં દેવાલયો છે. એમાં ગણેશ અને મહાદેવનાં મંદિરોમાં જ સર્વજનો મુખ્યત્વે દર્શનાર્થ જાય છે. મધ્ય સ્થળે દુર્ગાનું મંદિર છે. એ સ્થળે જ તેની પ્રચન્ડ મૂર્ત્તિ વિરાજિત છે.

મંદિરની નજીકમાં જ એ ચમત્કારિક સરોવર છે. એને કુંડ કહેવામાં આવે છે- સર્વ જનો એમાં સ્થાન કરવાનો મહા મહિમા માને છે.

મેં મણિકર્ણિકાના ઘાટ તરફ જતાં મારા મનમાં જ વિચાર્યું કે, મણિકર્ણિકાથી રતનનું ઘર ખૂબ નજીકમાં આવેલું છે. એ લોક વિશ્રુત ઘાટપર બેસી સહજ સંધ્યાની શોભા જોઇ, અંધારૂં થતાં ન થતાં હું રતનના ઘર તરફ જઇશ. કદાચ અંધારામાં હું રસ્તો ભૂલી જઇશ તો મોટી પંચાત પડશે એમ ધારીને જે જમાદારે તેનું ઘર જોયું હતું તેને મેં મારી સાથે લઇ લીધો.

મણિકર્ણિકા હિન્દુઓની નજરે અતિ પવિત્ર ક્ષેત્ર મનાય છે. એ સ્થળે જ સતી દેવીના કાનમાંનું મણિમય કુંડળ સરી પડયું હતું, એ સ્થાનના અગ્નિમય સ્મશાન ક્ષેત્રમાં, રાજર્ષિ હરિશ્ચંદ્ર, સ્મશાન ચંડાળ રૂપે વસતા હતા; એ સ્થળે જ અનેક પવિત્રચેતા, જ્ઞાનમય સંન્યાસીઓના શરીરો, સ્મશાન ભસ્મના રૂપમાં પરિણત થઇ ગયાં હતાં.

કલકલ ખળ ખળ શબ્દે સુરધ્રની સુરતરંગની સૃષ્ટિ કરી એકમને પ્રવાહિતા થતી હતી અને હજી પણ થઇ રહી છે. તે સુરમય સંગીત ધ્વનિ, મારા કાનમાં મને ઘણો જ મીઠો લાગ્યો. મને અમ-

દાવાદની સાબરમતી નદીનું સ્મરણ થઇ આવ્યું, પણ હાય! ક્યાં અલ્પસલિલા સાબરમતી અને ક્યાં વિપુલ વારિધારિણી ભાગિરથી! બન્નેમાં ભૂમિ આકાશનો પ્રભેદ છે! હું ઘણીવાર અમદાવાદમાં સાબરમતીના કિનારાપર આવેલા વિકટોરિયા ગાર્ડનમાં બેસી વાયુ સેવન કરતો હતો, પરંતુ એ વાયુસેવનથી મને જે આનંદ મળતો હતો તેનાથી અહીં ઘણો જ વિશેષ આનંદ મળ્યો.

દિવાકર અસ્તાચલમાં ગમન કરી ચૂક્યો હતો. ઘોર રક્તિમ વર્ણ ધારણ કરીને પશ્ચિમ આકાશને સુલોહિત કિરણોની છટાથી આલોકિત કરી, લોકોનાં લોચન આગળ જાણે સંધ્યા સ્નાનને માટે જાન્હવીના જળમાં અવગાહન કરી રહ્યો હતો, કેવું સુંદર દશ્ય હતું! પક્ષીઓ નિશાનો સમાગમ થતો જોઈને, કલરવ કરતાં કરતાં સુનીલ આકાશમાં ચોમેર ઉડી રહ્યાં હતાં. દંડી–સંન્યાસી, અને અવધૂતો સાયંસંધ્યાને માટે, ઘાટનાં પગથિયાપર આવી બેઠા હતા. મારવાડી, ભાટિયા, ગુજરાતી, મરાઠી, હિન્દુસ્તાની આદિ ભારતનાં નાનાં સ્થાનોની રમણીઓ, ગાગરો ભરીને ગંગાજળ લઇ જતી હતી. વળી તેમાંની કેટલીક જમીન પર પગ લપસી પડવાથી પોતાના શિરપરથી જમીનપર ગબડી પડેલા ઘડાને ગાળો ભાંડતી ભાંડતી શોકાતુર મને ઘર તરફ પાછી ફરતી હતી. ગંગાના કિનારાપર આવેલી ઘણા પુરાતન સમયની બે માળ, ત્રણ માળ કે ચાર માળ વાળી ગગન સ્પર્શી હવેલીઓ અને દેવાલયોનાં શિખરો, અતીતની ગૌરવમય સ્મૃતિ લઇને હજી સુધી આકાશની નીચે ગર્વ સહિત દઢતાથી ઉભાં હતાં.

ત્યારે મારૂં મન અનેક ચિંતાઓથી ઘેરાઈ ગયું હતું. ધુર્જટિના ત્રિશુલપર આવેલી અને વરૂણા તથા અસિથી ઘેરાયલી, પુણ્ય કથામયી વારાણસી સદા સર્વદા આનંદમય જ રહેતી હતી. સદા સર્વદા

સૌંદર્યમય જ રહેતી હતી. એ મણિકર્ણિકાની આજૂઆજૂમાં, જાણે ભૂતકાળના ઇતિહાસની અને હિન્દુધર્મના ગૌરવની સ્મૃતિ છવાઈ ગઇ છે. એની નજીકમાં જ રાજપૂત–કુલ–ગૌરવ મહારાજ માનસિંહનું સ્થાપેલું વિશ્વવિખ્યાત માનમંદિર છે. એની નિકટમાં જ વેણિમાધવનું મંદિર વિરાજમાન છે, જેનો ઉર્દ્ધભાગ હજી પણ હિન્દુ દ્વૈષી બાદશાહ ઔરંગજબની કીર્ત્તિનું કલંક પ્રકટ કરી રહ્યો છે.

આ શું એજ વારાણસી કે જ્યાં, શ્રી બુદ્ધ, શ્રીમદાચાર્યશંકર શ્રી ચૈતન્ય, શ્રી કબીર, શ્રીનાનક આદિ સર્વને યોગ સાધનને માટે આવવું પડયું હતું. આ શું એજ પુણ્ય કાહિનીમય સ્થાન છે કે, જે સ્થળે ભારતના સર્વ સ્થાનોના મુમુક્ષુ મહાત્મઓ નિર્વાણ–મુક્તિ મેળવવાની આશાથી દેહ ત્યાગતાં પહેલાં આવીને એકઠા થાય છે ? આ શું એજ સ્થાન છે કે, જ્યાં શ્રીમત્ ત્રૈલંગ સ્વામી, શ્રીમત્ ભાસ્કરાનંદ આદિ મહા સંન્યાસીઓનું કીર્ત્તિનિકેતન છે ! આ શું એજ જ્ઞાન, ધર્મ, કર્મ, મોક્ષ, વેદ વેદાન્ત, સ્મૃતિ અને દર્શન લીલાનિકેતન છે, પુણ્યમયી તીર્થ ભૂમિ છે ? સંસારી, સંસાર–વિરાગી, જતિ, અવધૂત, સંન્યાસી અને સિદ્ધ પુરુષોનું લીલા ક્ષેત્ર તે શું આ વારાણસી જ છે ! હાય ! સેંકડો જન્મ ધારણ કરી આ પુણ્ય ક્ષેત્ર વારાણસીની ચર્ચા કરવામાં આવે તો પણ હૃદયને તૃપ્તિ થાય તેમ નથી.

હું આવી આવી અનેક પ્રકારની ચિંતાઓમાં નિમગ્ન થઇ ગયો હતો, એવામાં મેં જોયું કે, એક મનુષ્ય એ સંધ્યાના ઘનઘોર અંધકારમાં, ઘાટની આ તરફથી પેલી તરફ અને પેલી તરફથી આ તરફ ઘુમી રહ્યો હતો. તેની હાલત જોતાં મને જણાઈ આવ્યું કે, તેણે જાણે કોઇ વસ્તુ ગુમાવી દીધી છે અને તે ગભરાટથી તેની તપાસ કરી રહ્યોછે.

એ પુરુષના હાવભાવ તથા ગભરાટ જોઇને, મને એકવાર એવી

ઇચ્છા થઈ આવી કે, હું તેની પાસે જઇને પૂછું કે, તે શું શોધી રહ્યો છે? જોયું કે, એ પુરુષ હિન્દુસ્તાની છે. તેની સાથે મારી કશી પણ ઓળખાણ પિછાણ નથી. આ પરથી મેં વિચાર્યું કે, જ્યારે હું તેને બિલ્કુલ ઓળખતો જ નથી, ત્યારે તે શું શોધી રહ્યો છે, એ જાણવાની પણ મને શી જરૂર છે અને એથી શો લાભ મળવાનો છે? વિના કારણ મારે તેને શા માટે બોલાવવો જોઇએ?"

એ પુરુષ કેટલીકવાર સુધી એક જગાએ બેસીને કાંઈક વિચાર્યું. ત્યાર પછી તે ઉઠીને ચાલ્યો જવાની તૈયારી કરતો હતો એવામાં બીજા એક ઠીંગણો બદમાશી ચહેરાનો હિન્દુસ્તાનની આદમીએ તે સ્થળે આવાને તેને પૂછ્યું કે:—"અરે રામદીન! તારે માટે હું આખું શહેર ખોળી ભટકી મર્યો છું અને તું આ ઘાટપર બેસી માથું મુંડાવી શું વિચારી રહ્યો છે! તું અત્યારે અહીં શા માટે આવી બેઠો છે! શું તારે કાંઇ કામધંધો નથી?"

જે માણસે આવી વાત કરી, તેનો અવાજ ઘણો ગંભીર હતો. મેં ધાર્યું કે, તે ગંજેડી ગડિયો હોવો જોઇએ. તેનો પોશાક તથા આકૃતિ ઘણી જ શક ભરેલી હતી. તે ઠીંગણા આવનાર માણસને જોતાંની સાથે જ મારા મનમાં એક પ્રકારની સ્વાભાવિક શંકા ઉપજી આવી. તેના શરીરનો આકાર જોતાં મને તેના તરફ કાંઈક નફરત પણ પેદા થઇ. તે ચિંતાતુર માણસ અથવા જે ઘાટની ચારે બાજૂએ કોઇ પણ ગુમ થયલી વસ્તુની તપાસ કરતો હતો, તે માણસ બોલ્યો "અરે ગંગાદીન! એક મોટું ગજબનું કામ થઇ ગયું છે. મારી ડાબ-લીમાં જે કાગળીયાં રાખ્યાં હતાં, તે મેં કયાંક ખોઇ નાખ્યા છે. એ કાગળીયાં મેં કોણ જાણે કયાં ખોઇ નાખ્યાં છે, એ પણ અત્યારે મા-રાથી બરાબર કહી શકાતું નથી. હમણાંજ હું આ ઘાટપર સ્નાન કરવા

ઉતર્યો હતો. ત્યાર પછી સ્નાન કરી આવી, એ ગાંજાની ડાબલીમાંથી ગાંજો કાઢી પીધો અને ડાબલીને ખીસામાં મૂકી. પરંતુ કાગળીયાંને આડબીમાં રાખ્યા છે કે નહિ, એવી એક વાત યાદ આવવાથી મેં ડબી ખોલીને જોયું તો મને એમાં એ કાગળીયાં દેખાયાં નહિ. હું જોઇ રહ્યો છું કે, આપણાં નસીબ ઘણાં જ મંદ છે. એ કાગળીયાં ખોવાઈ જવાથી આપણા લેણા રૂપિયા વસુલ કરવાનો કશો પણ ઇલાજ રહેશે નહિ. ગુજરાતી લોકો બડા કાયદા બાજ અને ચાલાક હોય છે. બધું લેણું ઉડાવી દેશે."

આવનાર માણસે અથવા ગંગાદીને કહ્યું:–"જે ગયું તે ગયું, હવે તે કાંઇ પાછું થોડું જ આવવાનું છે. શું તું એમ જ ધારે છે કે, એ કાગળીયાં પાસે હોવાથી જ પૈસા વસુલ કરી શકે તેમ છે? જે માણસના સંબંધનાં એ કાગળીયાં હતાં, તે માણસ બડો દગાબાજ હોય એમ જણાય છે. એ કાગળીયાં આપણી પાસે દલિલ રૂપ હતાં એ ખરૂં, પરંતુ એવાં ભયાનક કાગળીયાંને શું આપણાથી અદાલતમાં દાખલ કરી શકાત ખરાં કે? જો આપણે એમ કરત, તો આપણી પોતાની મેળે જ ભયંકર આફતમાં આવી પડત. શું તું સમજી શકતો નથી કે, એ શયતાને આપણી આ વાતને જાણી તથા સાંભળી લઇને આપણી સાથે આવી દગાબાજી ચલાવવા માંડી છે. રૂપિયા વસુલ કરવાની મને લેશ માત્ર પણ ચિંતા નથી આપણી આટલી મહેનતના પૈસા આમ સહજમાં જ માર્યા જશે નહિ. એ ગુજરાતી બદમાશ આપણા રૂપિયા નહિ આપી દે તો આપણે પોલિસમાં જઇ જુબાની આપી સાલાને કેદ કરાવી આપીશું આપણી સાક્ષીના જોરથી જ એ સાલો જેલમાં જશે. બધો ગુન્હો એના શિરપરજ આવી પડશે. વળી જો

પોલિસમાં જતાં કદાચ આપણા મનમાં દહેશત ઉપજશે, તો આપણે આપણા કાતિલ છુરાથી જ એ શયતાનના જીવનને સમાપ્ત કરી દઇશું. જો કે આ બધો મામલો કાંઇ છેક સરળતાથી બની શકે તેમ નથી એથી આપણી જાત પણ આફતમાં આવી પડે તેમ છે. મેં સાંભળ્યું છે કે, અમદાવાદથી બે ચાલાક જાસૂસો આ મામલાની ખાસ તપાસ કરવા માટે અહીં આવ્યા છે અને તેઓ અત્યારે ધમાચકડી મચાવી રહ્યા છે."

જે માણસે કાગળ ખોઇ નાખ્યો હતો, તે બોલ્યો:—"આ બધું તું શું બોલે છે? તને આ બધી બાતમી શી રીતે મળી? એ જાસૂસોના આવવાના સમાચાર તને કોણે આપ્યા?"

ગંગાદીને જવાબ આપ્યો:—"આ બધી વાત જાણતાં તે કેટલીકવાર લાગે ભાઇ કાલે રાત્રે અડ્ડામાં જે હુલ્લડ થયું હતું, અને એ હુલ્લડને વખતે જેણે આપણને અડ્ડામાંથી ન્હાસી છૂટવાનું કર્યું હતું, એજ સાલો સુવ્વરનો બચ્ચો આપણે સત્યાનાશ કાઢવાની કોશિશમાં ગુંથાયો છે. એ શયતાને જ આપણા માલિકને સખ્ત મારમારી બેભાન બનાવી દીધો છે."

"ત્યારે તો હું ધારૂં છું કે, ભારી ગોટાળો મચી ગયો છે! હવે એ રૂપિયા ચૂલામાં જાય, રૂપિયા કરતાં આપણી જાનની કીમત શું કાંઈ ઓછી છે? રૂપિયા મેળવવાનો ઇલાજ કરતાં પહેલાં હાલ તરતતો આપણે આપણી જાન બચાવવાનો ઇલાજ કરવો એજ મને વધારે વ્યાજબી જણાય છે."

ગંગાદીને કહ્યું:—"હા, મને પણ એમજ લાગે છે. જોઇએ છીએ કે હવે શું થાય છે. જો આપણને આપણો જીવ બચાવવાનો બીજો કાંઇ પણ ઇલાજ નહિ મળે તો પછી આપણે આખરે આ

કાશી શહેરને નવગજના નમસ્કાર કરી બીજે ગમે તે સ્થળે નવ બે અગિયારાં ગણી જઇશું. મિરજાપૂરમાં ગંગાપ્રસાદનો અહીંના જેવોજ બીજો જે એક મહા ભયાનક અડ્ડો છે, ત્યાં જઇને આપણા શરીરને છૂપાવી દઇશું. પછી ભલેને સાલી પોલિસ પાછળ પડે. પોલિસથી પછી આપણો વાળ પણ વાંકો કરી શકાશે નહિ. ઘણું જીવો ગંગા-પ્રસાદ અને અવિચળ રહો એના શયતાની અડ્ડાઓ!"

આ પ્રમાણે વાતચીત કર્યા પછી તે બન્ને દુશ્મન ચહેરાના માણસો ત્યાંથી ઉઠીને ઉભા થયા. હું યુરોપિયન પોશાકનો ત્યાગ કરી ગુજરાતી ઢબનો પોશાક પહેરી, એ ઘાટપર સંધ્યા સમીરનું સેવન કરી રહ્યો હતો. આવા વેશમાં જવાથી કોઇને કાંઇ પણ શંકા આવ-વાનું કારણ જ નહિ રહે, એમ ધારીને હું ફક્ત પહેરણ તથા ધોતી પહેરીને જ તે ઘાટપર ગયો હતો. પણ હા, એ વખતે મેં માથાપર બેંગલોર ટોપી પણ ઓઢી હતી. એ બન્ને બદમાશોને જોઇને મારા મનમાં શક પેદા થયો. મેં મનમાં ને મનમાં જ નિશ્ચય કર્યો કે, છૂપી રીતે દૂર રહીને એ શયતાનોની પાછળ પડી તેમનાં સર્વ કાર્યોની બાતમી મેળવી લઉં.

પરંતુ અંગ્રેજીમાં એક ખૂબ કીમતી કહેવત છે કે, "Man proposes and God disposes." મેં પ્રથમ ધાર્યું હતું કે, તેઓ પગે ચાલીને જ પોતાની જવાની જગાએ જશે. પરંતુ એ ઘાટ પરથી સાધારણ સડકપર આવીને જ, તેમણે એક ગાડી ભાડે કરી લીધી. તેઓ ગેધોલિયા મહોલ્લાને પાર કરીને, સિગરાના રસ્તે ચાલવા લાગ્યા. હું આ પહેલાં એકાદ બે વાર મોહનપ્રસાદની સાથે આ રસ્તે ગયો હતો.

તેમની ગાડી ખૂબ વેગપૂર્વક ચાલતી હતી; એથી મેં મારી ગાડીવાળાને કહ્યું કેઃ—"જરા છેટે છેટે રહીને, ધીમા પગલે આગળની આ ગાડીની નજર રાખી તારી ગાડી ચલાવ. જો તું મને મારા કામમાં ફતેહ મેળવી આપીશ, તો હું પણ તને સારી રીતે ખુશી કરીશ."

ગરીબ ગાડીવાળાએ ઘણું કરીને વિચાર્યું કે, હું પોલિસનો માણસ છું. જો તેમ ન હોય, તો પછી એ બદમાશ ચહેરાના માણસો જે ગાડીમાં બેસીને જઇ રહ્યા છે, તેમની પાછળ તેની ગાડી ચલાવવાનું તેને શામાટે ફરમાન કરૂં? ગમે તેમ હો, પણ પૈસા મેળવવાના વિચારમાં જ તેનું મન તે વખતે તલ્લીન થઇ ગયું હોય; એવું મને તેની મુખમુદ્રા જોતાં સહજમાંજ સમજાઇ આવ્યું ભાડા ઉપરાંત કાંઇક ઇનામ પણ મળશે, એમ ધારીને તેણે કેવળ એકવાર મારા મ્હોં સ્હામું જોયા પછી મને કશો પણ પ્રશ્નજ પૂછયો નહિં. મારા કહેવા મૂજબ તે ધીમે ધીમે પેલી ગાડીની પાછળ પોતાની ગાડી ચલાવવા લાગ્યો.

લગભગ એક ગાઉ સૂધી તેમની પાછળ આવી રીતે અનુસરણ કર્યાં પછી મેં જોયું કે, એકાએક એ લોકોએ પોતાની ગાડીને એક નાકા તરફ ફેરવી લીધી. મેં એ પરથી ધારી લીધું કે એ મહોલ્લો કોઇ જૂદોજ મહોલ્લો છે અને ત્યાં આગળ લોકોની આવજાવ ઘણીજ કમતી છે. આવી સાંકડી ગલીમાં પગ રસ્તે અથવા ગાડીમાં બેસી એ લોકોની પાછળ પડવું ઉચિત નથી, એમ ધારીને હું એ નાકાની પાસેની એવી એક જગાએ ગાડીમાંથી નીચે ઉતરી પડયો કે, જ્યાંથી આગળની એ ગાડીની બધી હીલચાલ બરાબર જણાઇ આવે તેમ હતી.

ગાડીવાળાની સાથે મેં ફક્ત આઠ આનાજ ભાડું ઠરાવ્યું હતું; પરંતુ મેં તેને ખુશી કરવા ખાતર એક ચકચકતો રૂપિયો તેના હાથમાં પકડાવીને કહ્યું કેઃ—" તું જો નિમકની મર્યાદા સાચવીશ, તો હું

તને હજી આનાથી પણ કાંઇક વધારે ખુશી કરીશ. આગળની ગાડી હજી સૂધી ધીરે ધીરે ચાલી રહી છે; માટે તે લોકો એ ગાડીમાંથી ઉતરીને કયા મકાનમાં દાખલ થાય છે, એ જો તું સાવચેતીથી જોઇ આવીને મને પાછો એ મકાન બતાવી જઈશ, તો હું તને મ્હોંએ માગ્યું ઇનામ આપી રાજી કરીશ."

ગાડીવાળાએ આ વાત સાંભળીને મ્હોં પહોળું કર્યું. ત્યાર પછી તે એક સલામ કરીને બોલ્યો કેઃ—"જનાબ ઘણા મહેરબાન જણાઓ છો. જનાબના હુકમને તામિલ કરી શકવાથી હું ઘણો જ ખુશી થઇશ, એમાં તો મને જાણે કશો સંશય જ નથી."

ગાડીવાળો આમ કહીને ચાલ્યો ગયો. હું એકલો એ ગાડીપર બેસી રહ્યો. લગભગ દશ મિનિટ પછી તેણે પાછો ફરી આવીને મને કહ્યું કેઃ—"હું જનાબના હુકમને બરાબર તામિલ કરી આવ્યો છું."

હું તેના હાથમાં બીજો એક રૂપિયો વધારે આપીને બોલ્યો કેઃ—"આજે જ તારી સાથે બધું કામ પતી જશે, એમ નથી, આ બધો મામલો તને બરાબર સમજાવી દેવો જોઇએ, તે સિવાય તું બધી બીના જાણી શકીશ નહિ. આ બન્ને માણસો મારા માલિકના ગુમાસ્તા હતા, લક્ષ્મણદાસ ગણપતરામનું નામ તેં સાંભળ્યું છે કે! એ ધનાઢ્ય શેઠીઆના ઘણા રૂપિયા હજમ કરીને આ હરામખોરો ન્હાસી છૂટચા છે. આજે હું એકાએક તેમને જોઈ જવાથી તેમની પાછળ પડયો છું. એમના પહેલાંના મકાનનો પત્તો હું જાણતો હતો, પરંતુ અત્યારે તેઓ કયાં આવી વસ્યા છે, એ હું જાણતો નથી. એ ગમે તે હો, એની ચિંતા કરવાની હવે કશી જરૂર નથી. અત્યારે તું મને એમનું મકાન બતાવી આપ, એટલે હું મારી મેળે બધી માથાફોડ કરી લઇશ."

એકી સાથે બબ્બે રૂપિયાનું મ્હોં જોવાથી ગાડીવાળાએ વિચાર્યું,

કે, આજે વિશ્વનાથજી તેનાપર સંપૂર્ણ સુપ્રસન્ન થયા છે તેણે નસી-બના જોરે જ આજે એક કામ જેવું કામ કર્યું છે. આથી તેણે કહ્યું કેઃ—" આપ હવે પાછા ક્યાં જવા માગો છો, જનાબ ? "

મેં જવાબ આપ્યોઃ—" જ્યાંથી હું આ ગાડીમાં બેઠો હતો, ત્યાં આગળ જ તારે મને પાછો ઉતારી દેવો જોઇશે. ભાડાને માટે તું કશી ચિંતા રાખીશ નહિ. તારા જેવો ગરીબ ગાડીવાળો બે પૈસા પેદા કરે એવો જ મારો ઈરાદો છે.

ગાડીવાળો એકદમ ગાડી પર ચઢી બેઠો અને તેણે જોરથી ઘોડાની પીઠપર ચાબૂકનો આઘાત કર્યો. આવતી વેળાએ, જેવી ગતિથી ઘોડો દોડયો હતો; પાછા વળતી વેળાએ પણ જાણે તે તેનાથી બમણી ગતિએ દોડવા માંડયો હું અર્ધા કલાકમાં મારી જવાની જગાએ જઈ પહોંચ્યો.

ગાડીવાળાએ મને કહ્યું કેઃ—" શેઠજી ! અહિં જે નજીકમાં જ એક વડનું ઝાડ દેખાય છે, ત્યાં જ એક ગાડીઓનો અડ્ડો છે. એ સ્થળે દુનિયા ગાડીવાળાનું નામ લઇને ખોળતાંની સાથે તરત જ મારો પત્તો મળી જશે. આપ મને અવશ્ય ભૂલશો નહિ. જ્યારે જરૂર હોય, ત્યારે મને જ બોલાવજો. "

મેં તેને સાવધ કરી દેવાની ખાતર ફરીવાર કહી દીધું કેઃ—" ખબરદાર ! આ વાત કોઇના જાણવામાં ન આવે ! લે, આ આઠ આના વધુ બક્ષિસ દાખલ લેતો જા. નશો પાણી ઉડાવજે. "

ગાડીવાળો નશાપાણીનું નામ સાંભળી પાણી પાણી થઇ ગયો. તે મને કરગરીને કહેવા લાગ્યો કેઃ—" જનાબ આપનું કામ કરવાથી આપજ મને ઇનામ આપશો ! એમના જેવા કમનસીબ માણસોથી મારો કશો શુક્રવાર વળશે નહિ. વળી મારા એવા તે શા ભોગ લાગ્યા હોય કે, હું આપના જેવા શાહુકાર માણસનો આશ્રય છોડીને એ

કંગાલના બચ્ચાઓને પગે પડવા જાઉં ? નામદાર! આપ એવો ખ્યાલ પણ લાવશો નહિ. આપ જે કામ કરવાની મના કરો છો, એ કામ હું કોઇ કાળે પણ કરીશ નહિ. જો હું એવી આધાપાછી કરતો ફરૂં, તો મારાથી આમ ગાડી ચલાવીને પાંચ સાત માણસોના પેટનું ગુજરાન પણ ન ચલાવી શકાય! સાહેબ! આપ બિલ્કુલ બેફિકર રહો, બેધડક રહો."

હું ગાડીવાળાના આ જવાબથી ખુશ થઇને ત્યાંથી ચાલી નીકળ્યો. ચૉકની છેક નજીકમાં મારા એક દોસ્તના પિતા રહેતા હતા અને તેઓ 'ખેડા જિલ્લામાં જજ્જકોર્ટના એક સિરસ્તદાર હતા, અત્યારે પેન્શન લઇને કાશીવાસ કરતા હતા. વળી એમનો પુત્ર પણ અમારી અમદાવાદ પોલિસનો એક સબ ઇન્સ્પેકટર હતો. તેની સાથે મારી ખાસ મિત્રાચારી હતી. આ પહેલાં હું જ્યારે બે વાર કાશી આવ્યો, ત્યારે મારા મિત્રના પિતાએ મને આમંત્રણ કરીને ભોજન કરાવ્યું હતું. આ વખતે આવ્યા પછી તેમની સાથે બિલ્કુલ મુલાકાત જ કરી નહોતી. હું આવ્યો હતો, છતાં મેં તેમની સાથે મુલાકાત કરી નહોતી, એ વાત કદાચ તેમના જાણવામાં આવશે, તો તેમના મનને માઠું લાગ્યા વિના રહેશે નહિ, એમ ધારીને મેં તેમની સાથે મુલાકાત કરવાનો સંકલ્પ કર્યો.

બપોરનો સખ્ત તાપ લાગવાથી, મારૂં માથું પહેલેથીજ ચઢી આવ્યું હતું; આથી મેં ગંગાના ઘાટપર જઇ હાથ, પગ, મુખાદિ ધોઇ લેવાનો વિચાર કર્યો. દૈવી બનાવ બન્યો હશે કે કેમ, એ તો હું બરાબર કહી શકતો નથી, પરંતુ મેં જેવો ઘાટના પહેલા પગથિયા પર પગ મૂક્યો કે તરતજ કોઇ એક વસ્તુ મારા પગ સાથે અથડાઇ

ને ઠણુઠણાટ કરતી ગાજી ઉઠી. મેં તેને પાણીમાંથી બહાર કાઢીને જોયું તો તેથી તે મને એક ટીનની ડબ્બી જણાઈ આવી.

મારા મનમાં એકાએક એ ભયાનક ચહેરાના માણસોની વાત સાંભરી આવી. એકાદ કલાક પહેલાં તો એ માણસ બોલ્યો હતો કેઃ–"મારી એક ડબ્બી ખોવાઇ ગઇ છે અને તેમાં એક ખૂબ જરૂરી કાગળ છે." એથી મેં એ ડબ્બીને કમરપર ચઢાવી, થાણા તરફ પાછો ફર્યો.

ત્યારે સાંઝ પડી ગઇ હતી. વિશ્વનાથની આરતિના ગંભીર નિ-નાદે દિગન્તને કમ્પાવી મૂકયું હતું. નજીકનાં અનેક દેવાલયોમાંથી, શંખઘંટાનો એક મિશ્ર ધ્વનિ સંભળાતો હતો, એકાદ બે સ્થાનના નોબતખાનામાંથી, પૂરબી અને ઇમનનો મધુર ધ્વનિ, તે સંધ્યા સમીરણના વક્ષપર એક મૃદુ ગંભીર અપૂર્વ માધુરી ભરેલા સુરલયનો વિકાસ કરતો હતો.

મેં સર્વથી પ્રથમ હાથ મુખ ધોઇને, આહારાદિ કાર્યની સમાપ્તિ કરી નાખી. રસોયા બ્રાહ્મણને આજ્ઞા કરી રાખવામાં આવી હતી કે, તેણે હમેશાં સાંઝ પડતાં પહેલાંજ મારા માટે ખાવાનું તૈયાર કરી લાવીને મારા ઘરમાં મૂકી જવું. આહાર કર્યા પછી પેટ ઠંડું પણ થયું અને મનની અંદર પણ જાણે એક નવીન સજીવતાનો આવિ-ર્ભાવ થયો.

ત્યાર પછી હું ઓરડામાં દ્વાર બંધ કરીને, ચળકતા લેમ્પની રોશનીમાં એ ડબ્બીમાંનો કાગળ તપાસવા લાગ્યો; મેં ડબ્બી ખોલીને જોયું તો મને ખરેખર એક કાગળ મળી આવ્યો. પણ એ કાગળ પાણીમાં પડવાથી કાંઈક ભીંજાઇ ગયો હતો. મેં તરતજ એ લેમ્પના ધીમા તાપથી તે કાગળને સુકવી નાખ્યો. કાગળ ખોલીને જોયું, તો

દુર્ભાગ્ય યોગે મેં એ પત્ર મારાથી ન સમજી શકાય તેવી દેવનાગરી અથવા હિન્દી ભાષામાં લખેલો હતો.

હું હિન્દી જાણતો હતો, પણ હાથનું લખેલું હિન્દી અસ્પષ્ટ લખાણ વાંચવાનો મને મ્હાવરો નહોતો, એથી મને અત્યારે મોટી મુંઝવણ આવી પડી, તેમ છતાં પણ હું એ પત્રનો ભેદ જાણવામાં છેક નિરાશ તો નજ થયો! મેં મનમાં ને મનમાંજ વિચાર્યું કે; આજે આ બાબતમાં કશું પણ જાણી શકાશે નહિ, આવતી કાલે સવારમાંજ હું મોહનપ્રસાદને બોલાવીને તેની પાસે આ પત્ર વંચાવી જોઇશ તથા તેમાંના ભેદને પણ બરાબર જાણી શકીશ.

હું વખતસર, એક જાતના ઉદ્વેગ, ઉત્કંઠા અને નિરાશાને હૃદયમાં ધારણ કરીને શય્યાપર સૂઇ ગયો. પરંતુ તે રાત્રે મને કેમે કરીને ઉંઘ આવી નહિ. એ પત્રમાંનો ભેદી ભેદ જાણવા માટે મારૂં ચિત્ત ચંચળ બની ગયું અને એ ચંચળતાએજ મને બેચેન બનાવી દીધો.

---

## પ્રકરણ ૧૦ મું

### પત્રનો ભેદ ખુલ્યો !!

એ પત્રનો ભેદ ન જાણી શકવાથી, મારા મનમાં એક પ્રકારના દારુણ કૌતુહલનો આવિર્ભાવ થયો હતો; એટલા માટે જાણે તે દિવસની રાત્રિ સત્વરજ વીતી જઇને પ્રભાત થઇ ગયો.

બીજે દિવસે સવારે ઉઠીને તરતજ હું મોહનપ્રસાદની તપાસમાં બહાર નીકળ્યો. મોહનના મકાનનું ઠેકાણું હું જાણતો હતો, પરંતુ

કદાચ રસ્તો ભૂલી જવાય એવા ભયથી મેં નાસિર સાહેબને કહીને એક કૉન્સ્ટેબલને મારી સાથે લીધો. પણ હું શા કારણથી મોહન પ્રસાદને ઘેર જાઉં છું, એ બાબતમાં મેં નાસિર સાહેબને કશું પણ જણાવ્યું નહિ. મોહનપ્રસાદની પાસે ન જતાં બીજા કોઈ હિન્દુસ્થાની પાસે અથવા થાણાના મીર મુન્શી દ્વારા હું એ પત્રને વંચાવી શકું તેમ હતો. પરંતુ એ પત્રની વાત, નાસિર સાહેબને જણાવવાની મારી ઈચ્છા નહોતી. એટલા માટે મારે જે કૌશલ્યનુંજ અવલંબન કરવું પડયું.

કૉન્સ્ટેબલ મને મકાન બતાવીને ચાલ્યો ગયો. હું એ મકાનની પાસે ઉભો ઉભો વિચારી રહ્યો હતો કે હવે મારે શું કરવું, એવામાં એક ભદ્રવેશી હિન્દુસ્તાનીએ આવીને મને એક સલામ કરીને કહ્યું કે: "બાબૂસાહેબ! આપ શું ચાહો છો? કોને શોધો છો?"

મેં એ હિન્દુસ્તાનીને આ પહેલાં કદાપિ જોયો નહોતો. કદાચ એ પુરુષ ત્યાંનો કોઇ આબરૂદાર અથવા ધનવાન માણસ હશે, એમ ધારીને મેં તેને પ્રતિ નમસ્કાર કર્યા.

તે હિન્દુસ્તાની પુરુષ સહજ હસીને બોલ્યો કે:—"ઓહ! હવે હું સમજી શકયો છું કે, આપ થાણાના માણસ છો. મોહનપ્રસાદને શોધી રહ્યા છો ખરૂં ને વારૂ?"

આ વાત સાંભળીને હું કાંઇક અજાયબીની સાથે તેના મ્હોં તરફ જોઇને તેનું પગથી માથા સૂધી નિરીક્ષણ કરવા લાગ્યો. મેં જોયું કે, તે પુરૂષ મારી આવી વિહ્વલ અવસ્થા જોઇને મૃદુ મૃદુ હસી રહ્યો છે ત્યારે મારા મગજમાં બુદ્ધિ આવી કે, એ પુરૂષ મોહનપ્રસાદ વિના બીજો કોઇ હોઈ શકે તેમ નથી. આથી હું પણ હસતો હસતો બોલ્યો કે:—"શાબાશ મોહન! આવી સુંદર રીતે તું તારો વેશ બદલી

શકે છે, એ હું આ પહેલાં જાણી શકયો નહોતો. આ પહેલાં હું તારી પાસે આવી રીતે કદાપિ છેતરાયો નથી. પરંતુ જોઉં છું કે તેં મને પણ છેતરી દીધો છે."

મોહને કહ્યું કેઃ–"આજે મારો દિવસ સોનાનો ઉગ્યો છે કે, આપ આટલી તકલીફ વેઠીને મારા આ ગરીબખાનામાં પધાર્યા છો."

મેં ત્યારે હસીને કહ્યું કેઃ–"બે દિવસ થયાં તારી મુલાકાત ન થવાથી મારૂં મન બિલ્કુલ બેચેન બની ગયું હતું. બનાવ શો બન્યો છે ? તું તો મજામાં છેને ? રતનની તબીયત કેમ છે ?"

મોહનપ્રસાદે જવાબ આપ્યોઃ–"આપની મહેરબાનીથી સહુ ખુશીમાં છે. તો પણ આપનાથી જૂદો પડયા પછી હું તથા રતન બન્ને એક ઝગડામાં આવી પડયાં હતાં. આવો, ઘરની અંદર ચાલો. હું આપને બધી બીના કહી સંભળાવું છું."

મોહનપ્રસાદે આગળ વધીને ઘરની સાંકળ ખખડાવી. એ સાંકળ ખખડાવવામાં પણ એક જાતનો ઇશારો ગોઠવી રાખવામાં આવ્યો હતો. એથી અંદરથી રતને જાણ્યું કે, મોહનપ્રસાદ આવ્યો છે, એથી તેણે અંદરથીજ જવાબ આપ્યોઃ–"થોડીવાર ઉભા રહો, હમણાં દરવાજો ખોલું છું."

થોડીવાર પછી રતને આવીને દરવાજો ખોલ્યો. એકાએક એક અજાણ્યા આબરૂદાર માણસને મોહનની સાથે આવેલો જોઇને, તે મુખપર અવગુંઠન ઢાંકી ત્યાંથી સહજ દૂર સરી ગઇ.

મોહને હસતા મુખે રતનને સંબોધીને કહ્યું કેઃ–"આ મારા માલિક છે. અમદાવાદના ઇન્સ્પેકટર સાહેબ છે. આમને તો તેં આ પહેલાં પણ એકવાર જોયા છે. તું આમ શરમાય છે શા માટે ?"

રતન ઘણા દિવસ પછી મને આવેલો જોઈને, પ્રથમ તો જાણે ઓળખી શકી નહિ. પરંતુ મારી ઓળખાણ મળ્યા પછી તેણે પ્રફુલ્લિત ચિત્તે અને હસતા મુખે કહ્યું કેઃ—“મારો અપરાધ માફ કરશો. ઘણા દિવસ પછી આજે પાછા આપને હું જોઇ શકી છું. આપનાં પગલાંથી આજે મારૂં આ ગરીબખાનું પવિત્ર થયું છે. આ ઓરડામાં જઇને બિરાજો. આજે મારૂં નશીબ મારા પર ઘણુંજ પ્રસન્ન થયું છે.”

“અમો બન્ને એ ઓરડામાં દાખલ થયા. રતન પોતાના ઘરનું કામકાજ કરવા ગઇ. રતન જાણતી હતી કે, હું તમાકુ પીતો નથી; પરંતુ ચહા ખૂબ પીઊં છું. મોહનપ્રસાદ પણ એક જબરો ચહા–ખોર આદમી છે, આથી હું તથા મોહન જે વખતે વાતોચીતોમાં ગુંથાયા હતા. તે વખતમાં રતન ચહા તૈયાર કરવા ગઇ.

આ પહેલાં મોહનપ્રસાદે ગઇ રાતની બધી હકીકત મને કહી દીધી હતી, રતન તે જાણતી નહોતી. એથી તે ચહાના પ્યાલાને મારા મ્હોં સ્હામે મૂકી, મોહનને ઉદ્દેશીને બોલી કેઃ—“બાબૂસાહેબને ગઇ રાતની બધી હકીકત કહી સંભળાવી કે?”

મોહનપ્રસાદે હસતા મુખે જવાબ આપ્યોઃ—“એ પણ શું તારે મને શીખવાડવું પડતું હશે કે?”

ચહાનો પ્યાલો ખલાસ કરી હું રતનને સંબોધીને બોલ્યો કેઃ—“ઘણી મજેદાર ચહા બનાવી રતન. આવી સુંદર ચહા તો મેં હમણાં ઘણા દિવસ થયાં પીધી નથી.”

અવશ્ય હું રતનની સાથે ગુજરાતીમાં વાતચીત કરતો હતો, રતન પણ ગુજરાતીમાંજ તેનો જવાબ આપતી હતી. તે ઘણી સારી

રીતે ગુજરાતીમાં વાતચીત કરી શકતી હતી, કારણ કે તે ગુજરાત દેશની અને તેમાંયે ખાસ કરીને અમદાવાદ શહેરમાં રહેનારી હતી.

રતન મારા મુખેથી તેની બનાવેલી ચહાની સુખ્યાતિ સાંભળીને જાણે શરમાઇને ત્યાંથી ચાલી ગઈ. ત્યાર પછી મેં મોહનને સંબોધીને કહ્યું કે:—" મોહન ? ભગવાન જેની રક્ષા કરે છે, તેને કોઇ પણ મારી શકતું નથી, જો તેમ ન હોય, તો ગઇ રાત્રે તમો તેવા અસંભવ ઉપાયે કદાપિ યુક્તિને મેળવી શકત નહિ. ગમે તેમ હો, ભગવાનની કૃપાથી તું અને રતન જીવતા જીવે બચી ગયાં છો, એજ સૌભાગ્યની વાત છે. ઇશ્વરનો મહિમા અપાર છે, તેની કરુણા અસીમ છે."

આમ કહીને હું એકાએક પાછો ચિંતામાં પડી ગયો; મોહનપ્રસાદના દુઃસાહસિક કાર્યનો વિચાર કરવા લાગ્યો. એવામાં મોહનપ્રસાદ સહસા મારી એ ચિંતાના પ્રવાહને અટકાવીને બોલી ઉઠયો કે: " આપ શું ધારો છો ? શું ખરેખર આ ખૂનનો મામલો છે ? "

મેં જવાબ આપ્યો:—" મામલો ધીરે ધીરે ગંભીર રહસ્ય મય થવા માંડયો છે. જે સ્ત્રીએ કાલે તમારી સાથે ચાલાકી કરી આ અનર્થ ઉત્પન્ન કર્યો હતો, તે સ્ત્રી અવશ્ય મેના તો નથીજ. મેના એક સારી સ્થિતિના માણસની કન્યા છે તેમજ ખાન્દાન પુરૂષની પત્ની છે. એવી એ કુળવતી કામિનીનું આમ સહજમાંજ આવું શોચનીય અધઃપતન થાય, એ વાત બિલ્કુલ માનવાજોગ નથી. એ સ્ત્રીના મુખની સાથે, ચિત્રમાંની મેનાના મુખની સમાનતા તથા શરીરનો ગૌરવર્ણ જોઇને તું કદાચ ભૂલમાં પડી ગયો હોઇશ અને એ ભૂલના પરિણામેજ તેં તારા મનમાં એવો એક સિદ્ધાંત કરી લીધો હશે કે, એ સ્ત્રી મેના સિવાય બીજી કોઈ નથી. વળી ખાસ કરીને તેના હાથપર પણ એક બંગડી હતી અને એ બંગડીને તેં તારી

નજરે પણ જોઇ હતી. પરંતુ નજરે જોવા છતાં પણ તેના પર કાંઇ લખવામાં આવ્યું છે કે નહિ, તે જોવાની તને કશી ઉમદા તક મળી નથી. એક સીધી વાતનો વિચાર કરીને . તું કેમ જોતો નથી કે, મેના પૈસાના લોભથી પોતાની ઇજ્જત આબરૂ ગૌરવ અને સતીત્વને તિલાંજલિ આપી એવા કુકર્મમાં લિપ્ત થઇ લૂટારાઓનાં ટોળાંમાં કદાપિ સામેલ થાય એવો કશો પણ સંભવજ નથી. કારણ કે, તેને તો પૈસાની કાંઈ ખોટજ નહોતી. દસ બાર હજાર રૂપિયાના કંપનીના કાગળો તેના હાથમાં હતા. બબ્બે મકાનો તેના કબ્જામાં હતાં. એવો સુંદર અને સ્નેહ પરાયણ સ્વામી તેને મળ્યો હતો. એ બધું મૂકીને મેના એક લંપટ અને વ્યભિચારી લૂટારાના અડ્ડામાં જઈ પોતાને છુપાવવાનો પ્રયત્ન કરે, એ વાત કદાપિ માની શકાય ખરી કે?"

મોહનપ્રસાદે મારી વાતમાં વિઘ્ન નાખીને વચ્ચમાંજ કહ્યું કે:–"ઠાકોર સાહેબ! અલબત્ત માની શકાય! આપે અમદાવાદનો તે ભયાનક અડ્ડો જ્યારે પકડયો હતો, ત્યારે તેમાંથી કોની સંખ્યા વિશેષ મળી આવી હતી? લાખો અને કરોડોપતિની કન્યાઓ શું એ અડ્ડા-માંથી પકડાઇ નહોતી? આપનું એ અનુમાન મને યુક્તિયુક્ત લાગતું નથી કે, મેના ધનવાનની સ્ત્રી હોવાથી એ અડ્ડામાં જઇ શકેજ નહિ ધનવાનોની કન્યાજ મુખ્યત્વે વ્યભિચારની વૃદ્ધિ કરનારી છે, એવી મને અમદાવાદના એ અડ્ડાની જડતી વખતેજ ખાત્રી થઇ ચૂકી છે. માટે મેના પણ જો કદાચ એ ગંગાપ્રસાદના અડ્ડામાં જઇ પોતાની કુવાસનાને તૃપ્ત કરવાની અભિલાષાથી સામેલ થઇ હોય, તો તેમાં કાંઇ અજાયબી જેવું નથી."

મેં મોહનપ્રસાદની વાતના જવાબમાં જણાવ્યું કે:–"તરું કહેવું ખોટું નથી, મોહન! કદાચ તું એમ ધારી લે કે, જો તે કોઇ

પણ પુરૂષના ગુપ્ત પ્રેમજાળમાં ફસાઇને, ગંગાપ્રસાદના અડ્ડામાં આવી દાખલ થઇ હોય, તો પછી તે એવી રીતે ત્યાં આગળ શા માટે રહે વારૂ ? જેઓ નષ્ટ ચરિત્રની સ્ત્રીઓ હોય છે, તેઓ અનેક પ્રકારની કુશળતાઓદ્વારા પોતાના સ્વામીને છેતરવાની કોશિશ કરે છે. એવી કુશળતા ઉપજાવી કાઢવાનું કામ તેમને માટે બિલ્કુલ મુશ્કેલી ભરેલું નથી. જો કદાચ એક સ્ત્રી ધારે તો પોતાના પતિને વિષપાન કરાવી પોતાના ઉપપતિની સેવામાં આત્મ સમર્પણ કરી શકે છે. વળી કેટલીક સ્ત્રીઓ પતિને બહારગામ મોકલી અથવા તેવુંજ બીજું કોઇ બહાનું બતાવી પોતાની કુટિલ કામવાસનાને પૂર્ણ કરી શકે છે, એથી મેનાને કાંઇ આમ ખુલ્લી રીતે અડ્ડામાં જઈ બેસવાની જરૂરજ રહેતી નથી. મેના જો ખરેખર કલંકિનીજ થઈ ગઇ હોય, તો તે પોતાની સ્વાધીનતાને ગુમાવીને આવી રીતે લૂંટારાઓની આધીનતામાં શા માટે આવે ?"

મોહનપ્રસાદે અજાયબીની સાથે કહ્યું:–" જ્યારે એ સ્ત્રી મેના નથી, ત્યારે અસલ મેના ક્યાં છે ?"

મેં જવાબ આપ્યો:–" આ મામલામાં મેં જે એક નિશ્ચયાત્મક વિચાર ઉપસ્થિત કર્યો છે, તે પરથી મને સ્પષ્ટ જણાઇ આવે છે, એ ખરી મેના નથી, પરંતુ બનાવટી અથવા તેના જેવીજ બીજી કોઇ સ્ત્રી છે. ઘરની આમ છેક નજીકમાં રહીને, આવા નફરત ભરેલા કામમાં સામેલ થવાનું, અસલ મેનાને માટે કદાપિ સંભવિત નથી. જેને તેં મેના ધારી લીધી છે, તે અવશ્ય બનાવટી છે ! તેણે તમારી પાસે પોતાની અવસ્થાના સંબંધમાં જે કાંઇ કહ્યું છે, તે સર્વથા કલ્પિત અને મિથ્યા છે ! વારૂ, હું તને હવે એક સવાલ પૂછવા માગું છું કે, તેના હાથની તે બંગડી પર શું લખેલું હતું, તે તને વાંચવાનો કાંઇ સંજોગ મળ્યો હતો ખરો કે ?"

"મોહનપ્રસાદે જવાબ આપ્યો:—"ના, એક તો હું હજી સૂધી ગુજરાતી વાંચી શકતો નથી. તે ઉપરાંત તે સ્ત્રીના દુ:ખની વાર્તા સાંભળીને, અમોએ તેને બહેન કહી બોલાવી હતી. એથી મેં તેના શરીરનો સ્પર્શ પણ કર્યો નહોતો તે બંગડીપર જે કાંઇ લખેલું હતું, તે જોવાનો મને કાંઇ અવસર પણ મળ્યો નહોતો. રમણીકલાલની સ્ત્રી મેનાનો મેં માત્ર ફોટોજ જોયો હતો. જીવતી મેનાને કદી પણ નજરે જોઇ નહોતી. ફોટાપરથી એક જીવતી વ્યક્તિના શરીરના રંગનો તથા અંગ પ્રત્યંગનો એક ખરો નિર્ધાર કરવામાં પણ ઘણી વાર તફાવત પડી જાય છે. વળી ખાસ કરીને આજકાલ અનેક સ્ત્રીઓના હાથની બંગડીઓમાં અથવા ગળાનાં માદળીયાંમાં પતિ દેવતાનું નામ લખેલું જોવામાં આવે છે. અમદાવાદના અડ્ડામાં જે ધનવાન કુટુંબની કન્યાઓ પકડાઈ હતી, તે તેમના શરીરપરના અલંકારો પર લખેલાં નામો પરથીજ પકડાઇ હતી. એ પણ હું ઘણી સારી રીતે જાણું છું. તેમજ આ મેના પણ અમદાવાદની વતની હતી. જે સ્ત્રીએ મને આવી રીતે છેતર્યો હતો, તે કદાચ પોતાના હાથમાં આવી નવી બંગડી તૈયાર કરાવીને પહેરી લાવી હોય, તો તેમાં પણ કાંઇ અજાયબી જેવું નથી. આમ કરીને પોલિસની તપાસની આંખમાં ધૂળ નાખવાનોજ એ શયતાનનો ઉદ્દેશ હશે. અને એટલા માટેજ મેનાને આબેહુબ મળતી આવતી એક સ્ત્રીને તે બદમાશ ગંગાપ્રસાદે તૈયાર કરી રાખી હશે."

હું મોહનની આ વાતથી મોટી મુંઝવણમાં આવી પડયો. મને વારંવાર એવી ખાત્રી થયા કરતી હતી કે, મેનાનું આ લોકોએ ખૂન કર્યું છે અને ચહેરાને મળતી આવતી આકૃતિની તેમની આશ્રિતા અન્ય એક સ્ત્રીને મેના બનાવીને, એ પાપાત્માઓ પોલિસને

દગો દેવાની કોશિશ કરી રહ્યા છે. જો મેનાનું ખૂન જ ન કર્યું હોય, તો એ શયતાનો તેના કપાયલા હાથના ભેદે આ મામલાને વધારે ભેદ ભરેલો બનાવી દીધો અને એ ભેદને જાણવાનો એક પણ ઇલાજ બાકી ન રહ્યો.

મોહન ફરીવાર કહેવા લાગ્યો;—"હું પણ આપની પેઠે એક વિષમ પંચાતમાં આવી પડયો છું. ખરેખર કદાચ એ સ્ત્રી મેના નથી. અમો અતિ આગ્રહ અને ઉલ્લાસથી, એ સમયે ચિત્તને સ્થિર કરી ધીરજ આ મામલાનો પત્તો મેળવી શકયાં નહોતાં એટલા માટેજ આ એક મહા વિભ્રમ ઉપસ્થિત થયો હતો. એ સ્ત્રીએજ ચાલાકીથી અમારા પેટની વાત જાણી લઇને ગંગાપ્રસાદને કહી દીધી હતી. અને એટલા માટેજ ગંગાપ્રસાદ પોતાનું બદમાશી ટોળું લઇને અમારાપર હુમલો કરવા આવ્યો હતો.

મોહનની આવી વાત સાંભળીને મેં મોહનને કહ્યું કે:—"એક કામ કરવાથી આ મામલાનો ખરો ભેદ ખોલી શકાશે. હું એકવાર રમણીકલાલને કોઇપણ પ્રકારે ગંગાપ્રસાદના અડ્ડામાં લઇ જવા માગું છું. એ વિષયમાં તારી શી સલાહ છે, મોહનપ્રસાદ?"

મોહનપ્રસાદે જવાબ આપ્યો:—"મારી સલાહ તો હાલ તરત થોડા દિવસને માટે ચૂપ કરી બેસી રહેવાની છે, કારણ કે, અમારા ગઈ કાલના મામલાથી એ શયતાનો ખૂબ ગુસ્સે ભરાયા છે. ગુસ્સે ભરાયા છે, એટલુંજ નહિ, પણ સાવધ પણ ખૂબ થઇ ગયા છે. જો આપણે ઉતાવળ કરીને એ અડ્ડાની જડતી લઇશું, તોપણ એ શય-તાનોની સંપૂર્ણ સાવધતાને લીધે ફાવી શકીશું નહિ. માટે મારી ધારણા પ્રમાણે તો પાંચ પંદર દિવસ ચૂપ રહેવામાં જ વધારે સાર સમાયલો છે. જ્યારે આ બધી ગરબડ મટી જશે, ત્યારે આપણે

પાછા યુક્તિથી કામ ચલાવીશું અને એ પાપીઓની પૂરી ફજેતી પણ કરીશું."

મેં કહ્યું:–"બહુ સારૂં, એમજ કરીશું. પણ હા, મોહન! એક વાત ઠીક સાંભરી આવી, કાલે મને ગંગાના ઘાટ પરથી એક ટીનની ડબ્બી મળી આવી છે અને એ ડબ્બીમાંથી દેવનાગરી ભાષામાં લખેલો પત્ર મળ્યો છે. તું હિન્દી તો બહુ સારી રીતે વાંચી શકે છે. માટે આ કાગળને એકવાર વાંચી જોઇએ.

મોહનપ્રસાદ ડબ્બીમાંથી એ કાગળને બહાર કાઢીને વાંચવા લાગ્યો. કાગળ વાંચતાં વાંચતાં એકાએક તેના મુખે ગંભીર ભાવ ધારણ કરી લીધો.

હું મોહનના મુખ તરફજ જોઇ રહ્યો હતો. અચાનક તેના મુખનો ભાવ બદલાયલો જોઇને મારા મનમાં એક જાતની ઉત્સુકતા જાગી ઉઠી. મેં કહ્યું કે:–"મોહન! મામલો શો છે! કાગળમાં શું લખેલું છે! શું આપણા ખપમાં આવે એવી કાંઇ પણ બીના એમાં લખેલો છે?"

"મોહને જવાબ આપ્યો:—"મામલો ઘણોજ ભયંકર છે! આ પત્ર જો સાચો હશે તો આપણી તપાસનો માર્ગ ઘણોજ સરળ થઇ પડશે અને બધી પંચાત મટી જશે."

મેં કહ્યું:–"મામલો શો છે? તું આ બધું શું કહી રહ્યો છે મોહન? હું તો કશું પણ સમજી શકતો નથી. શું આ કાગળથી આપણી તપાસનો માર્ગ સરળ થઈ પડે તેમ છે?"

મોહનપ્રસાદે જવાબ આપ્યો:–"ચોક્કસ જો આપ ન સમજી શકતા હો, તો હું આપને હમણાંજ સમજાવી રઉં છું. આ કાગળ એક અંગીકાર પત્ર અથવા કબુલાતનામું છે. એમાં લખેલું છે કે:–

"જો તમો કાંઇ પણ ગરબડ કર્યા સિવાય આ કામ પૂરૂં કરી આપશો; આ બાબતમાં બધી પંચાત મટી ગયા પછી હું તમોને દરેકને બસો બસો રૂપિયા બક્ષિસ આપીશ. પણ જો તમારાથી તેમ નહિ બની શકે, તો એક પૈસો પણ આપીશ નહિ. હું મા ગંગાના નામે સોગન ખાઇને આ કબૂલાત–નામું તમોને લખી આપું છું. મા ગંગાજી, અન્નપૂર્ણા માઇજી અને કાલભૈરવ દેવ એના સાક્ષી છે, જે પક્ષ આ મામલામાં હરામી કરશે, તેને બાબા કાલભૈરવી સખ્ત સજા કરશે, આ અન્નપૂર્ણા એનાં લેખાં લેશે."

મેં કહ્યું:–"મોહન! તેં જે કાંઈ વાંચ્યું એ પરથી મને એ કોઇ કબૂલાત–નામું હોય એમજ જણાઈ આવે છે. પણ નીચે જેની સહી છે અથવા જેણે કબૂલાત–નામું લખી આપ્યું છે, તેનું નામ શું છે વારૂ ?"

મોહનપ્રસાદે જવાબ આપ્યો:—"એ હું બરાબર વાંચી શકતો નથી. એ અક્ષરો ગુજરાતી ભાષામાં લખેલા છે અને તે પણ પાછા ખૂબ ગંદા છે. આપ ગુજરાતી સારૂં જાણો છો, માટે એકવાર વાંચવાની કોશિશ કરી જૂઓ જોઇએ."

મેં દીવા પાસે જઇને, એ નામને વાંચવાની ખૂબ કોશિશ કરી. એ અક્ષર ગુજરાતીમાં લખેલા હતા ખરા, પરંતુ ખૂબ ગંદા અને અસ્પષ્ટ હતા. આવા ગંદા અક્ષર મેં આ પહેલાં કદી પણ જોયા જ નહોતા. અક્ષર ગુજરાતી હતા, પણ નામ ઘણું જ અસ્પષ્ટ હતું. એ નામ 'રમનઇકલલ' જેવું કાંઇક હતું.

મેં મોહનને એ નામ વાંચી સંભળાવ્યું તથા તે સાથે કહ્યું કે:– "મોહન! આવું અદ્‌ભુત નામ તો મેં આ પહેલાં કદાપિ સાંભળ્યું

નથી. આ નથી ગુજરાતી, નથી આસામી, નથી હિન્દી કે નથી ફારસી. ત્યારે છે શું? મારાથી તો કાંઈ પણ સમજી શકાતું નથી."

મોહને કહ્યું:—"'રમીનઇકલલ' એ કેટલાક અક્ષરો પરથી જ બધી બીના બહાર આવી જશે. આ નામનો સીધો અર્થ કરી શકવાથીજ, આપણું કામ ફતે થશે."

એ સમયે રતનમણિ, બે પ્યાલા ચહા તથા કાંઇક મિષ્ટાન પૂરી, શાક અને હલવો વગેરે લઇને, ત્યાં આગળ આવી પહોંચી. અમારા મુખ આગળ એ બધી વસ્તુઓ મૂકીને તે બોલી કે:—"બાબૂ સાહેબ! અમે ગરીબ માણસ છીએ, માટે દયા કરી આ ગરીબનો ઉપહાર ગ્રહણ કરો."

સફેદ સુંદર ફુલકા રોટલી અને પુષ્કળ ઘી અને પિસ્તાં—બદામ—કિસમિસવાળો હલવો જોઇને હું રતનના આગ્રહને અમાન્ય કરી શકયો નહિ. તોપણ એટલું તો અવશ્ય કહ્યું કે:—"હું તો ઘરનું માણસ છું, મારે માટે આટલું બધું ખર્ચ—પત્ર કરવાની શી જરૂર હતી?"

રતનબાઇએ કહ્યું:—"બાબૂ સાહેબ! અમો તો આપનું જ અન્ન ખાઇએ છીએ, એમાં વળી ખર્ચ—પત્ર શું કરવાનું હતું?"

આમ કહીને રતન હસતે મુખે ચાલી ગઈ. મેં મોહનને કહ્યું કે:—"પ્રથમ ખાવાનું ખાઇ લે. પેટ ઠંડું થયા પછી બીજી બધી વાતો નિરાંતે કરીશું અને આ કાગળ સંબંધી ઘટતી ચર્ચા પણ ચલાવીશું."

મોહનની નજર એ પત્ર પરજ પડી હતી. તે એકીટસે એ નામ તરફ જોઇ રહ્યો હતો અને વચ્ચે પત્રને હાથમાં લઇને આમતેમ ઉલટાવ્યા કરતો હતો. તેના મનમાં એ પત્રનીજ ચિંતા થઇ પડી હતી.

મોહનપ્રસાદે ઘણીવાર સૂધી ચૂપ રહ્યા પછી કહ્યું કે:—"ઠાકોર સાહેબ! હવે બીજાું કાંઇપણ બનશે નહિ. એ સાલા બદમાશનું ખરૂં

નામ શું છે, એ જ્યાં સૂધી આપણે જાણી શકીશું નહિ, ત્યાં સૂધી આપણા મનને કાંઇ પણ આરામ મળી શકશે નહિ. મને એ નામની હજી સૂધી કશી કલ્પના પણ આવતી નથી, એ ખરેખર અજાયબીનો વિષય છે. પણ આજનો દિવસ તો જવા દો. આવતી કાલે હું આ ભેદભરેલા બનાવનું નિરાકરણ અવશ્ય કરીશ."

હું રતનના આપેલા ભોજનના ઉપહારોનો સદ્વ્યવહાર કરીને, થોડીવાર સૂધી આ પત્રના સંબંધમાં નાનાવિધ કથાવાર્ત્તા કર્યા પછી હું ત્યાંથી ચાલી નીકળ્યો.

# પ્રકરણ ૧૧ મું

## અબળાની અનુપમ ચપળતા

( મોહનપ્રસાદની આત્મકથા )

ઇન્સ્પેકટર સાહેબના ચાલ્યા જવા પછી, હું ખુદ શ્રીયુક્ત મોહનપ્રસાદ બહાદુર, એકદમ કોઇને કાંઇપણ કહ્યા કારવ્યા સિવાય, ઇન્સ્પેકટર સાહેબે તે કાગળવાળી ડબ્બીને જે ઘાટપરથી મેળવી હતી, તે ઘાટ તરફ ચાલ્યો ગયો.

હું કાશી નિવાસી પુરુષના પોશાકમાં જ ગયો હતો. ઘાટની નજીકમાં ઘાટવાળાઓ ચંદન, પુષ્પ, માળા, હાર આદિ અનેક પદાર્થો લઇને બેઠા હતા. તેઓ વચ્ચે વચ્ચે બૂમ મારી બોલી રહ્યા હતા કેઃ—" માઇજી ! ઇધર આઇએ ! બાબૂ સાહબ ! ઇધર આઇએ ! હમારા

ચંદન બડા ઉમદા હૈ! હમારી ઔર ચલા આઇએ!" અનેક કુળ મહિલાઓ કે, જેમાં હિન્દુસ્તાની, ગુજરાતી, મરાઠી, બંગાળી આદિ સર્વ સ્ત્રીઓનો સમાવેશ થયો હતો. તેઓ સ્નાનાર્થે ઘાટપર આવી એકઠી થઇ હતી. અનેક કાશીવાસી વૃદ્ધ બ્રાહ્મણો એ ઘાટપર બેસી સંધ્યાવન્દના કરતા હતા. કોઈ ખુલ્લા માથે અને ઉંચા મુખે "**काश्यपेयं महाद्युतिं**" નામક શ્લોકનો મેઘચંદ્ર સ્વરે પાઠ કરતા હતા, કોઇ 'ગંગા, હર હર ગંગા!' નો ઉચ્ચાર કરી દશે દિશાઓને કંપાયમાન કરી રહ્યા હતા. કોઇ 'પતિતોદ્ધારિણી મા ગંગે! પુણ્યમયી મા ગંગે!

પાપ તાપ વિદારિણી શાન્ત ભાવધારિણી મા ગંગે!
પુણ્યકારિણી, શુભ્ર સલિલ ધારિણી વરદે, શુભ દેઃ
ભગીરથવાહિની, નીલકંઠ, શિર શોભામણી ગંગે;
શરણાગત સેવક આવી વંદન કરે તુજ ચરણે.
પતિતોદ્ધારણી મા ગંગે, પુણ્યમયી મા ગંગે;
નગનંદિની, ભૂતળરંજિની પાપવિનાશિની ગંગે;
ભીષ્મસમ ભડ વીરજનની નમું જનની તુજ શરણે."

વાળું અત્યંત ભાવવાહક, ભજન ગાઇ ઉરની એકાગ્રતાનો પરિચય કરાવી માતા ગંગાની પ્રાર્થના કરી રહ્યાં હતાં. કોઇ 'હર હર શંભુ, ભોળાનાથ, વિશ્વનાથ, કાશીવિશ્વેશ્વર!" નામના મંગળમય શબ્દને મુખમાંથી ઉચ્ચારી રહ્યા હતા.

કોઇ કામિની, છાતી સુધી પાણીમાં ડૂબીને, ઘણીજ સાવચેતીથી, લજ્જાનો ભય રાખી સંકુચિત અવસ્થામાં સ્નાન કરી ઘુમટો તાણી ચાલી જતી હતી. વયમાં આવેલી ગુજરાતી રમણીઓ, માળા જપી રહી હતી, કોઇ લજ્જાહીના યુવતી, કોઇના તરફ પણ દૃષ્ટિપાત

ન કરતાં, તેના રૂપની પ્રભાથી દશે દિશાઓને ઉજ્જવલિત કરી ભીનાં વસ્ત્રોને બદલી રહી હતી. કોઇ ભક્તિમંત્રી ભામિની સ્નાનાદિ સર્વ ક્રિયાને સમાપ્ત કર્યા પછી, ઘાટવાળા–પંડયા મહારાજ પાસે તિલક કરાવવા માટે તેના હાથમાં એકાદ પાઇ પૈસો આપવાની ઉદારતા દર્શાવી રહી હતી. કોઈ પુષ્પચંદન અર્ઘાદિપૂર્ણ પિત્તળની ઝારીઓ અને તાંબાના બનાવેલાં ગંગાજળપાત્રને હાથમાં ઝાલીને, ગંગાના તીરપર આવીને, સૂર્યદેવતા તથા વિશ્વનાથને નમસ્કાર કરીને, મંદિર તરફ ચાલી જતી હતી.

આ સર્વ તરફ મારૂં કાંઇ વિશેષ લક્ષ નહોતું. હું એ સુવિશાળ ઘાટના એવા એક સ્થાને જઇને સ્નાનાર્થે અવતીર્ણ થયો કે જ્યાંથી હું સર્વ દિશાઓમાં સમાનતાથી દૃષ્ટિ રાખી શકું. તે કાગળનો મર્મ જાણ્યા પછી મને એ બન્ને બદમાશોપર પૂરો શક પેદા થયો હતો મારાં સાવધ ચક્ષુ, ચારે તરફ કેવળ તેમની તપાસમાં જ ફરતાં હતાં. પરંતુ દુઃખનો વિષય એ છે કે, ઘણીવાર સુધી ચારે તરફ તપાસ કરવા છતાં પણ હું મારી ધારેલી કોઇપણ વ્યક્તિને જોઇ શક્યો નહિ લાચારીથી છેવટે હું નિરાશ ચિત્તે ગંગાના ગર્ભમાંથી બહાર નીકળીને, મારા મકાન તરફ પાછો ફર્યો, અન્ય દિવસે બપોરે એકવાર મારા પોતાને ત્યાં જઇને હું એકવાર આહારાદિ કરી આવતો હતો, પરંતુ આજે એમ કરી શક્યો નહિ.

આહારાદિ ક્રિયામાંથી નિવૃત્ત થયા પછી મેં રતનને કહ્યું કેઃ– "આજે ખૂબ સુંદર શરબત તૈયાર કરી રાખજે રતન ! મારા મનમાં આજે દારુણ કોલાહલ મચી ગયો છે. આજે મારા જોવામાં જે કાંઇ કાગળ આવ્યો છે, તે કાગળના લખાણ સંબંધી મારાથી કશો પણ નિશ્ચય કરી શકાતો નથી. એ કાગળ વાંચ્યા પછી મારા મનમાં એક

પ્રબળ આશા જાગી ઉઠી છે. પરંતુ પક્કું પક્કું કરવા છતાં પણ મને જે માણુસપર શક આવે છે એ માણુસને હું પકડી શકતો નથી. હું હમણાં થોડીવાર ઊંઘ લઉં છું. તું મનુ અહીં આવી બૂમ મારીને મારી ઉંઘ ઉરાડી ન દે, એની સંભાળ રાખજે. બરાબર ઉંઘ લીધા વિના આજે મારા મનમાં શાંતિ વળશે નહિ."

રતનઃ—"જેવો હુકમ ખુદાવિંદ !" કહીને હસતા મુખે ત્યાંથી ચાલી ગઇ.

હું લગભગ ચારપાંચ કલાક સૂઇ રહ્યા; જ્યારે મેં પથારીમાંથી ઉઠીને જોયું, ત્યારે સંધ્યા થઇ જવા આવી હોય, એમ મને જણાયું. મેં તરતજ હાથ મુખ ધોઇને એકાદ બે પાન ખાઇ લીધાં. હજી સૂધી રતનને કશી ખબર પડી નહોતી. મને જણાયું કે, મારા જાગવાની તેને ખબર નહિ પડી હોય અથવા તો બાજૂના ઓરડામાં તે સૂઈ રહી હશે. પણ હવે મેં તેને બોલાવવાનું ઉચિત ધાર્યું નહિ. હું મારા કામમાં ગુંથાગો. મારા ખીસામાંથી પેલી ડબ્બી બહાર કાઢીને, તે ડબ્બીમાંના એ ભેદીપત્રને હું વારંવાર ધ્યાનપૂર્વક વાંચવા લાગ્યો.

થોડીવાર પછી મૂર્ત્તિમતી રતને આવીને મારો ચિંતાના પ્રવાહને અટકાવ્યો. તેણે કહ્યું કેઃ—"ઓય મા ! તમે હમણાં જ ઉઠો છો ! હું તમારે માટે શરબત આદી તૈયાર કરી, અને તમને ઉઠવામાં વિલંબ થતો જોઇને, મનુને મારી સાથે લઇને અગાસીપર બેડી હતી. પરંતુ—"

આમ કહીને રતન એકાએક ચૂપ થઈ. તેણે પોતાના મનમાં ધાર્યું હતું કે, મેં તેના એ છેવટના 'પરંતુ'—શબ્દને ધ્યાન દઇને સાંભળ્યો નથી, એથી મેં તેને તરત જ કહ્યુંઃ—"કેમ રતન ! પરંતુ—કહેતી કહેતી વચમાં જ કેમ અટકી પડી ?"

રતને જવાબ આપ્યોઃ—"અગાસીપર બેડી હતી ખરી, પરંતુ

ત્યાં બેસીને પણુ મેં એક કામ કર્યું છે." "શું કામ કર્યું છે કહે જોઇએ રતન?" મેં ઉત્સુકતાથી પૂછયું.

રતને જવાબમાં જણાવ્યું કેઃ—"જૂઓ તે દિવસે આપણે અ-ડ્ડામાં જઇને જે મામલો મચાવી આવ્યાં છીએ, તેથી કેટલાક દિવસ સુધી કાંઈ ગરબડાટ થયો નથી. મેં ધાર્યું હતું કે એ મામલો એટ-લેથી જ પતી જવા આવ્યો છે. પરંતુ હવે જોઉં છું કે, ખરી રીતે મારી ધારણા ખરી નથી. એ મામલાએ અત્યારે મહાગંભીર સ્વરૂપ ધારણુ કરી લીધું છે"

મેં પૂછયુંઃ—"રતન! તેં શી રીતે જાણ્યું કે, એ મામલો ગંભીર સ્વરૂપ પર આવી ગયો છે?"

રતને જવાબ આપ્યોઃ—"તેમના સરદારને તમે ઘાયલ કરી આવ્યા છો, એ વાત તમને યાદ છે કે?"

મેં કહ્યુંઃ—"હા, એ તો ખૂબ યાદ છે. પણુ એ વાત એ લોકોના સ્મરણુમાં રહેવાથી મને અથવા તને શું નુકસાન થવાનું છે? એ વિષયમાં તું આટલી બધી ભયભીત કેમ થાય છે?"

રતને કહ્યુંઃ—"નુકસાન થવાનું નથી એ તમે શી રીતે જાણ્યું? એ લોકો તમારી પાછળ પડયા છે. મને એથી તમારા શરીરની ઘણી જ દહેશત રહ્યા કરે છે. એ શયતાનો આ સંસારમાં ન કરી શકે એવું એક પણુ કામ જ નથી. તમે બિલ્કુલ નિર્ભય થઇને ફર્યા કરો છો, એથી મારૂં કાળજું કપાઇ જાય છે. થતો રોગ અને ઉગતો દુશ્મન ધીમે ધીમે એવું ભયંકર સ્વરૂપ ધારણુ કરી લે છે કે, પાછ-ળથી તેનો પ્રતિકાર કરવાનું કાર્ય અત્યંત દુઃસાધ્ય થઈ પડે છે."

મેં પૂછયું:—"આ બધું તેં શી રીતે જાણ્યું રતન?"

રતને જવાબ આપ્યો:–"હું કેટલીક જરૂરની વસ્તુઓ ખરીદવા માટે મનુને સાથે લઇને જેવી ઘરમાંથી બહાર નીકળી અને ઘરનો દરવાજો ખોલીને જેવી જરા આગળ વધી કે, તરત જ મારી પાસેથી બે કાળા કદરૂપા ચહેરાવાળા ભયાનક પુરુષો સડસડાટ ચાલ્યા ગયા, એથી મારા મનમાં કાંઇક શંકા ઉત્પન્ન થઇ. મેં પુરુષો તરફ જરા તાકીને જોયું તો મને જણાઇ આવ્યું કે:–"એમાંનો એક પુરુષ તો આબેહુબ એ બદમાશોના જેવો જ હતો! આથી મારા મનમાં શંકા થયા કરે છે કે, ન કરે નારાયણને એ પાપત્માઓ કદાચ તમારા શરીર પર કંઇ જખ્મ કરી બેસે, તો પછી મારે શું કરવું? માટે કૃપા કરી હવે તમે બિલ્કુલ ગફલતમાં રહેશો નહિ. બરાબર ચેતીને ચાલજો."

મેં પૂછ્યુ:–"વારૂ, ત્યાર પછી શું થયું?"

રતને જવાબ આપ્યો;–"ત્યારપછી બીજું શું થાય? તેમને ચાલ્યા ગયા જોઇને, હું પાછી ઘરમાં આવતી રહી, મેં ત્યારપછી બહાર નીકળવાનું વ્યાજબી ધાર્યું નહિ. હું ઘરમાં આવી દરવાજો બંધ કરી સૂઇ રહી. પરંતુ મનમાં એક જાતનો ખટકો થઇ આવવાથી હું ઝાઝીવાર પથારીપર સૂઇ શકી નહિ. મેં તરત જ તમારે માટે શરબરનો બંદોબસ્ત કરી નાખ્યો. ત્યારપછી સૂર્યના સખ્ત તાપમાં મારા માથાના વાળ સૂકાવવા માટે હું એકવાર અગાસીપર જઇને બેઠી. પરંતુ અગાસી પર ગયા પછી પણ મેં જોયું કે, બરાબર તે શયતાની ટોળીના જેવો જ બીજો એક માણસ આપણા ઘર તરફ જોતો જોતો તથા પોતાના મનમાંને મનમાં જ કાંઇક બકતો બકતો રસ્તાપરથી ચાલ્યો ગયો. પ્રસાદ! આથી મારા મનમાં એ શયતાનો તરફ સખ્ત શક પેદા થયો છે. માનો ન માનો પણ એ લોકો તમારાપર તલપી રહ્યા છે અને તમારા જીવનનું જોખમ કરવાના કાળા કારસ્થાનમાં રોકાયા છે."

મેં કહ્યું:–"રતન! આવી ખોટી ચિંતા શામાટે કરે છે? આપણા મકાનની સ્હામે જે રસ્તો આવેલો છે, એ તો સરકારી રસ્તો છે. એ રસ્તાપરથી સારા નરસા સર્વ લોકોને ચાલવાનો સમાન અધિકાર છે. તારી જવાળાથી શું રસ્તાપર કોઈ માણસ પણ ન ચાલી શકે? જા, જા, એ બધી નકામી વાતોને રહેવા દે. મને સખ્ત ભૂખ લાગી છે, માટે કાંઇક ખાવાનું લાવી આપ. મેં આજે રાત્રે જરાવાર બહાર ફરવા જવાનો ઇરાદો કર્યો છે, એથી તું મને હમણાં ને હમણાં જ ખાવાનું લાવી આપ. તું મોહનપ્રસાદ જેવા બહાદુર નરની ભાર્યા હોવા છતાં આમ છેક ભયભીત કેમ બની જાય છે? એ બદમાશો મને શું કરી શકવાના છે?"

રતન મારી આવી વાત સાંભળીને ત્યાંથી ચાલી ગઈ ખરી, પરંતુ મેં તેની વાતને બિલ્કુલ અસાર ધારીને ઉડાવી દીધી નહિ. કારણ કે, મને સંપૂર્ણ વિશ્વાસ હતો કે, રતન જે કાંઇ કહે છે, તે છેક જૂઠું હોતું નથી. આથી મેં મનમાં ને મનમાં જ વિચાર્યું કે:– "કદાચ, રતને જે કાંઇ કહ્યું છે, તે ખરૂં પણ હોઈ શકે છે! એ બદમાશો મારા વિનાશ કરવાનું કારસ્થાન કરતા હોય, તો એમાં કાંઇ અજાયબી જેવું નથી. પણ જો કદાચ તે લોકો મારી પાછળ પડયા હોય, તો પછી તેમને અટકાવવાનો મારી પાસે હાલ તરત ઇલાજ પણ શો છે? હું પોતે જ સાવચેત રહીશ, એટલે બધી પીડા ટળી જશે."

વળી પાછું મેં મારા મનમાં વિચાર્યું કે:—"સાધારણ રસ્તાપરથી જો કદાચ મારા દુશ્મનો ચાલતા હોય, તો તેથી શું એમ જ ધારી લેવું જોઇએ કે એ લોકો મારી પાછળ પડયા છે? તેનું વળી પ્રત્યક્ષ પ્રમાણ પણ શું છે? કદાચ તેમણે કોઇ પણ પ્રકારે એવો

પત્તો મેળવ્યો હોય, કે હું અમદાવાદથી કાશી આવ્યો છું, તો એમાં કાંઇ નવાઇ જેવું નથી. પણ એથી મારૂં શું જવાનું છે! હું ખૂબ સાવચેતીથી રહીશ, તો પછી એ લોકો મને કશી પણ ઇજા કરી શકશે નહિ. મને પકડતાં પહેલાં જ હું એ સર્વ શયનાતાનો સંહાર કરાવી નાખીશ, એટલે પછી મારી ચિંતાનું મૂળ જ કપાઇ જશે."

તેજ દિવસે મારા ઇન્સ્પેકટર ઠાકોર સાહેબ તથા નાસિર સાહેબની સાથે મુલાકાત કરવાનો મારો ઠરાવ હતો. રાત્રિના નવ વાગ્યા પછી થાણામાં આવીશ, એમ હું ઠાકોર સાહેબને કહી આવ્યો હતો. એથી હવે હું બહાર જવાની તૈયારી કરવા લાગ્યો.

રતન મારા અંધારાવાળા ઓરડામાં દીવો સળગાવી ગઇ હતી હું હાથપગ ધોઇ આવી એક કુરસી પર હુક્કો પીતો હતો અને મનમાં ને મનમાં જ વિચારી રહ્યો હતો કેઃ—" આખો દિવસ તો ઉંઘમાં જ વીતાડી દીધો! હવે ઠાકોર સાહેબને આ કાગળના સંબંધમાં શું જવાબ આપીશ ?" હજી હું આવો વિચાર કરી રહ્યો હતો, એવામાં રતને, મારા મ્હોં આગળ શરબત લાવીને રજૂ કરી દીધું. મેં તે શરબતને પેટમાં પધરાવી દીધું. ત્યાર પછી રતને મને કહ્યું કેઃ—" ભૂખ લાગવાનું કહેતા હતા, તો તમારે માટે ખાવાનું તૈયાર કરી રાખ્યું છે. કેમ, હવે ભોજન કરી લેશોને ?"

મેં જવાબ આપ્યોઃ—" ભોજન પછીથી. મારૂં મગજ હજી સૂધી જોઇએ તેવું સ્થિર થયું નથી. મને કયાંય પણ ચેન પડતું નથી. તું એકવાર મારી પાસે બેસીને તે દિવસના જેવું એક રંગીલું ગાયન ગા જોઇએ. તારા ગાયનના મીઠા અવાજથી અને આ શરબતના મીઠા નશાથી હું ધારૂં છું કે, મારૂં આ ગરમ મગજ કાંઇક શાંત થઈ જશે. મને કોણ જાણે કેવો રોગ લાગૂ પડયો છે કે, તારા હાથનું આ મીઠું

શરબત પીધા વિના અને તારા ગળાંના મીઠા અવાજનું ગાયન સાંભ-ળ્યા વિના મારા મગજની અસ્થિરતા કોઇપણ પ્રકારે શાંત જ થતી નથી. તું આથી મને દિવાનો કહે અથવા તો ગમે તેવો કહે, હું એ બધું સહન કરવાને તૈયાર છું."

રતન જાણતી હતી કે, હું જે કાંઇ કહું છું, તેને સહજમાં જ છોડી શકતો નથી. વળી મારે માટે આજે આનંદની વાત એ બની હતી કે, તે દિવસે મારા મિત્ર વેણીરાયને ત્યાં એક મોટો જલ્સો જા-મવાનો હતો અને એ જલ્સામાં મારી મોંઘેરી રતનને આમંત્રણ મળ્યું હતું. એથી રતને રૂપિયાને મનુની પાસે રહેવા માટે બપોરથી જ બોલાવી રાખી હતી. રૂપિયા બપોરે આવી પહોંચી હતી. રતને મનુને ખાવાનું ખવડાવી, રતનની પાસે તેને સોંપી દીધો હતો. રતન મારૂં મન જેથી આનંદમાં રહે, તેમ કરવાને હમેશાં તત્પર રહેતી હતી. મારી એક પણ આજ્ઞાનું તેણે હજી સુધીમાં કદાપિ ઉલ્લંઘન કર્યું નહોતું. તે મારી રીતિ–પ્રકૃતિને ઘણી સારી જાણતી હતી. એટલા માટે તેણે પોતાના મૃદુ મંજુલ સ્વરથી મને એક મનોહર ગાયન ગાઇ સંભળાવ્યું. તે હાથમાં વીણા લઇ, તેના સુર સાથે પોતાનો સુર મેળવી ગાવા લાગીઃ–

" પિયૂ વિણ રોવે પિયારી,  
ડૂબીને પ્રેમમાં પૂરી, માનભરી માનિની નાગરી;  
(આહા, છુપાવી લૂછતી નયન વારિ) પિયુ૦  
અતિ વ્યાકુલા બાલા પ્રેમીનો પથ ચ્હાય;  
ના પામી પિયારો પુનઃ પાછી ચાલી જાય,  
નયને વાદળ ધારા ઝરે હાય! હાય! પિયુ૦  
શરમે મરમે મરે શરમ કુમારી;

પ્રિતમ વિણુ ગભરાય બિચારી. પિયુ૦
આયત લોચન બેઉ સદા અશ્રુ જળે ઉભરાય;
શય્યા સૂની સર્પિણી સમ દંશન દેતી જાય;
માળા મોંઘાં પુષ્પની કંઠ વિશે કરમાય;
ચિત્તચોર વિના ચિત્તડું નહિ કદી હરખાય. પિયુ૦
પધારો ને પ્રાણ પ્રેમેથી પ્રિયાને મનાવાને;
મનાવાને, વિરહની જ્વાળ બુઝાવાને,

સુધારસ પાન કરાવાને, કરાવાને;
પ્રિતેથી નાથ આવોને, પધારોને. પિયુ૦ "

રતને જેવું આ ગાયન પૂરૂં કર્યું કે, તરત જ હું એકાએક દીવાનાની પેઠે ચીત્કાર કરી બોલી ઉઠયો કેઃ–"બસ, ફતેહ! રતની ફતેહનો ડંકો વાગી ચૂકયો! ચિંતાનો બંધ તૂટી ગયો! હવે એ સાલો ક્યાં જવાનો છો?"

રતન મારૂં આ દીવાનાના જેવું આચરણ જોઇને લેશ માત્ર પણ વિચલિત થયો નહિ. પેલો કાગળ હજી સુધી મારા મ્હોં સ્હામો ખૂલ્લો પડયો હતો. એથી તે તરત જ સમજી ગઇ કે, મેં અવસ્ય એ કાગળમાંથી એવો કોઇ એક નવો ભેદ પકડી પાડયો છે કે, જેથી મારા મનમાં આવો વિજાતીય આનંદ ઉપસ્થિત થયો છે અને એટલા માટે જ હું આવી રીતે ચીત્કાર કરી ઉઠયો છું."

મેં ડબ્બી સહિત એ કાગળને ખીસામાં મૂકીને રતનને કહ્યું કેઃ–"રતની! અત્યારે, રાત્રિ દશ થવા આવ્યા છે, માટે જા, તું વેણીરાયને ત્યાંથી આવેલા આમંત્રણમાં જઇ આવ. એ દરમ્યાન હું પણ મારા સાહેબની સાથે એકવાર થાણામાં મુલાકાત કરી આવું છું."

રતને કહ્યું:-"ના-ના, હું આટલી રાત્રે તમને એકલા નહિ જવા દઉં. આજની રાત ઘણીજ અંધારી છે અને એ ઉપરાંત ચારે તરફ દુશ્મનોનું વાદળ ઘેરાઈ રહ્યું છે. આવી સ્થિતિમાં તમને એકલા જવા દેતાં મારો જીવ ચાલતો નથી. માટે આવતી કાલે સવારેજ જ્યાં જવું હોય ત્યાં જજો!"

મેં કહ્યું:-"ના, રતન! આ બધાં કામોમાં કોઈ એક મતલબ મનમાં આવે કે તરતજ કરી નાખવી જોઇએ. વિલંબથી કહાચ એ મતલબ મનમાંથી સરી જાય છે. આ ગલી ઓળગંતાની સાથેજ સદર રસ્તાપર પહોંચી શકાય તેમ છે. આવા કામમાં જીવનનો ભય રાખી બેસી રહેવાથી ચાલી શકતું નથી. તેં સવારે તો સાંભળ્યું હતું કે, બાબૂસાહેબ આજે મારે માટે રાત્રિના બાર વાગ્યા સૂધી વાટ જોતા બેસી રહેશે.

ત્યાર પછી બીજું કાંઇ પણ ન કહેતાં મેં એ કાગળને ડબ્બી સહિત મારા ખીસ્સામાં મૂકી દીધી; અને એક મોટા વસ્ત્રથી મારા શરીરને ઢાંકીને હું રાત્રિના ઘોર અંધારામાં ઘરમાંથી બહાર નીકળી પડયો.

ઘરમાંથી બહાર નીકળીને હું લગભગ એકાદ રાશિ જેટલો રસ્તો કાપી આવ્યો હતો, એવામાં મને પાછળથી કોઇના આવવાનાં પગલાંનો અવાજ સંભળાયો. મેં પાછું વળીને જોયું કે, એ મારી ખોટી ભ્રમણાજ હતી, મારી પાછળ એ વખતે કોઈ પણ નહોતું. એથી મેં મારા મનમાંજ વિચાર્યું કે, કદાચ કૂતરાંનાં પગલાંનો અવાજ મને સંભળાયો હશે. હું નિર્ભીક હૃદયે મારા કામની વાતનો વિચાર કરતો કરતો આગળ ચાલવા લાગ્યો.

એ પત્રમાં જે નામ હતું, તે એકાએક જોવાથી દુર્બોધ, અર્થ

હીન અને અતિ અદ્દભુત હોય, એમ જણાતું હતું. મેં મારો આખો દિવસ એકાગ્ર મનથી એ સાંકેતિક નામમાંથી, ખરૂં નામ શું છે, તેનો નિર્ણય કરવામાંજ વીતાડી દીધો હતો. આખા દિવસનો પરિશ્રમ આ રાત્રેજ સફળ થયો હતો. એટલા માટે હું ઉત્સાહિત ચિત્તે, ઇન્સ્પેક્ટર સાહેબને એ જણાવવા માટે ઘરમાંથી બહાર નીકળ્યો હતો.

પરંતુ જો કદાચ આજે રાત્રે ગંગાપ્રસાદના અડ્ડામાં જવાની કાંઈ જરુર પડે, એટલા માટે તે દિવસના તે અડ્ડાના સાંકેતિક શબ્દને જાણવાનું પણ મને ખાસ પ્રયોજન હતું. મેં એટલા માટે આ પહેલાંજ ગુલામ મહમ્મદને કહેવડાવી મોકલ્યું હતું કે, તે મારી સાથે એકવાર રાત્રિના દશ વાગ્યા પહેલાં મુલાકાત કરે. એ રતનના મકાનનું ઠેકાણું અવશ્ય જાણતો નહોતો, તેમજ મેં પણ તેને તે મકાનપર આવવાનું તેને કહ્યું નહોતું, સદર રસ્તાપર આવેલી વાંસવાળાઓની ગલિના નાકા પર એક ઘણી મોટી શરાબની દૂકાન હતી. એ શરાબની દુકાનનો માલિક મંગળસિંહ, મારો ખાસ દોસ્ત હતો. મેં તેને એ મંગળની દુકાનેજ મારી વાટ જોવાનું કહ્યું હતું.

રસ્તાના કિનારાપર આવેલી શરાબની દૂકાનો ઘણી રાત્રિ સૂધી ખુલ્લી રહેતી હતી. મેં મંગળની દૂકાને આવી તેને ગુલામ મહમ્મદના સંબંધમાં પૂછપૂરછ કરવાથી તેણે જવાબ આપ્યો કેઃ—' હજુરાલિ ! એ માણુસ હજી હમણાંજ અહીંથી ચાલ્યો ગયો છે દશ વાગી જવાથી તેણે મને કહ્યું હતું કે;—" બાબૂજી આજે હવે આવે એમ લાગતું નથી." આમ કહીને તે સ્હામેની નાની ગલીમાં ચાલ્યો ગયો છે. જો આપ સહજ વહેલા આવ્યા હોત, તો તેને જરૂર મળી શકત. ''

મેં મારા મનમાંજ વિચાર્યું કેઃ—સહજ ઉતાવળો ચાલવાથી હું

કદાચ તેનો આ ગલીમાંથી જ પત્તો મેળવી શકીશ." આવો વિચાર કરી હું એકદમ ઉતાવળો ઉતાવળો ચાલવા લાગ્યો. એકાએક એ ગલીમાં, એવી એક જગાએ હું આવી પડયો કે જ્યાંથી ત્રણ નાની ગલીઓ, જૂદી જૂદી દિશાઓમાં ચાલી જતી હતી. જેમણે બનારસ શહેરની ગલી કુંચીઓની અવસ્થા પ્રણાલી જોઈ છે, તેઓજ મારી વાર્તાની સત્યતાને અનુમોદન આપી શકે તેમ છે.

એ ત્રણ ગલિઓના નાકા પર ઉભો રહીને, હું તરેહ તરેહના વિચારો કરવા લાગ્યો. મેં એ વખતે મારા મનમાં કાંઇક ઉત્તેજના સ્ફુરી આવે એવા આશયથી મારા ખીસામાંથી એક સિગારેટ કાઢી સળગાવી. અત્યારે હું જે ગલિમાં આવી ચઢયો હતો, એ ગલી મારી જાણીતી નહોતી. એથી મેં મનમાં ને મનમાં જ વિચાર્યું કે,—"આ સ્થળે આવવામાં મેં એક મોટી ભૂલ કરી છે. એ કમનસીબ ગુલામ-ની પાછળ આવવામાં હું ધારૂં છું કે મારો સમય વિના કારણ નષ્ટ થઈ રહ્યો છે." પરંતુ આવી ચિંતાઓ કરવા કરતાં એક રસ્તો પકડીને મારા જવાના સ્થાનપર પહોંચવાનોજ મારો મુખ્ય ઉદ્દેશ હતો. એટલા માટે મેં સ્હામેની પહોળી ગલીમાં જ પ્રવેશ કર્યો. હુ એ ગલીમાં પેસીને ઉતાવળો ઉતાવળો ચાલવા લાગ્યો.

એવામાં મારી પાછળથી બે માણસોએ આવીને એકાએક મારા હાથ પકડી લીધા અને એક ક્ષણ માત્રમાંજ મારૂં ગળું દબાવીને તે રાક્ષસોએ મને માટીમાં ફેંકી દેવાની કોશિશ કરી. એકાએક અજાણ્યા અને અદૃશ્ય ગુપ્ત શત્રુઓ દ્વારા આવી રીતે ઘેરાઈ જવાથી, હું કિં-કર્ત્તવ્ય વિમૂઢ થઇ પડયો દુર્ભાગ્યનો વિષય એ છે કે, હું તે સમયે મારી સાથે મારી પિસ્તોલ પણ લાવ્યો નહોતો, એથી અત્યારે ખરે-ખર હું વિષમ સ્થિતિમાંજ મૂકાઈ ગયો.

તેમાંના એક જણે પુરૂષ કંઠે કહ્યું કેઃ—" લાવ! પેલો કાગળ પાછો લાવ! તું ખરેખર એક મોટો મૂર્ખ છે, ગમાર છે, બેવકૂફનો સરદાર છે. હું સારી રીતે જાણું છું કે તું શયતાન છે અને અમારો સર્વનાશ કરવા માટેજ અમદાવાદથી અહીં આવ્યો છે. કાગળને જો તું અમારે સ્વાધીન કરીશ, તો અમે તને કશી પણ ઇજા કરીશું નહિ; પણ નહિ તો તને અહીંથી જીવતો પણ છોડીશું નહિ. આ ગંભીર રાત્રે, આ એકાંતવાળી ગલીમાં અમો તારૂં કાસળ કાઢી નાખીશું. અત્યારે અહીં તને મદદ કરવાને પણ કોઇ આવી શકશે નહિ. જો તને તારા જીવનની જરા પણ આશા હોય, તો સત્વર એક શબ્દનો પણ ઉચ્ચાર કર્યા વિના અમોને એ કાગળ પાછો સોંપી દે."

આમ કહીને એ દુષ્ટોએ બે ભયાનક છૂરા બહાર કાઢીને મારી છાતી સ્હામા ધર્યા. હું મહા સાહસી અને બળવાન પુરૂષ હોવા છતાં પણ અત્યારે મારી આવી નિઃસહાય અવસ્થામાં એ મામૂલી લોકોથી ડરી ગયો. મેં તેમને કહ્યું કેઃ—" એ કાગળ અત્યારે મારે ઘેર રહી ગયો છે, તમારામાંનો એક જણ મારી સાથે ચાલો. હું તમને એ કાગળ હમણાંને હમણાં જ પાછો આપું છું."

તેમાંનો એક જણ મને ધક્કો મારીને બોલ્યો કેઃ—" નકામી પંચાત કરવી મૂકી દે અને હમણાં ને હમણાં જ કાગળ બહાર કાઢી દે. તારી સાથે અમો બીજી કશી તકરાર જ કરવા માગતા નથી. એ કાગળ મળતાંની સાથે જ અમો તને છૂટો કરીને ચાલ્યા જઇશું. તે દિવસે અડ્ડામાં આવીને તેં જ અમારા સરદારને ઘાયલ કર્યો હતો. તે તારી પિસ્તોલની ગોળીથીજ જખ્મી થયો હતો, પણ આજે તારૂં કશું પણ ચાલી શકે તેમ નથી. તું ગમે તેવી મહેનત કરવા છતાં પણ અમારા હાથમાંથી છટકી શકે તેમ નથી. અમારા સરદારનો

હુકમ તો એવો સખ્ત થયો છે કે, તને મળતાંની સાથેજ કત્લ કરી નાખવી તથા દુનિયાના ધામ પરથી તારી હયાતીનો સદાનેમાટે લોપ કરવો. પરંતુ અમે લોકો તને જીવજાનથી ઠાર કરવા માગતા નથી. અમારી ઇચ્છા તો અમારો કાગળ પાછો મેળવવાની જ છે. એ કાગળ પરજ અમારી સઘળી આશાનો આધાર રહેલો છે, એ અમોને ઘણોજ જરૂરનો છે. અમો ભૈરવનાથના સોગન ખાઇને કહીએ છીએ કે, તને જીવજાનથી અમો કદાપિ મારીશું નહિ. બસ, એ કાગળ પાછો આપી દે, ભલમનસાઈથી પાછો સોંપી દે."

મેં મનમાં ને મનમાંજ વિચાર્યું કેઃ—"વાતની વાતમાં વખત વીતાડવો એજ અત્યારે મારે માટે અધિક હિતાવહ છે. એથી કદાચ મારા જેવો બીજો કોઇ પણ માણસ કાંઈક કારણસર આ રસ્તે આવી ચઢે તેમ છે એટલા માટે મેં તેમને કહ્યું કેઃ—"ભાઇ ! તમો મારૂં ગળું છોડી દો. હું કોણ છું એ તો તમો જાણો છો. વળી મારી શક્તિ પણ તમારાથી કાંઈ અજાણી નથી. એ કાગળની વાતનો પણ હું કાંઇ અસ્વીકાર કરતો નથી. તે પણ તમે મને આમ શા માટે સતાવો છો ! અત્યારે મારી પાસે જે કાગળ નથી, તે હું શી રીતે તમને આપી શકું ? આમ હઠ શા માટે કરો છો ? જે કાગળની તમોને જેટલી જરૂર છે, તેટલી જરૂર મને નથી. તમો જો ધીમેથી કામ કરશો, તો તમોને ફાયદો થશે.

આ વાત સાંભળીને જે માણસે મારૂં ગળું દબાવ્યું હતું, તેણે તેના હાથને કાંઇક ઢીલો કરીને કહ્યું કેઃ—"તારી સાથે શી રીતે ધીરજથી વર્તી શકાય ? તું તો અમારો ભયાનક દુશ્મન છે. દુશ્મનની સાથે દયા દેખાડવાથી કદી પણ કામની સિદ્ધિ થતી નથી."

મેં કહ્યું કેઃ—"જે કાગળને માટે તમો મારૂં ખૂન કરવાને તૈયાર

થયા છો, તે એક કરાર અથવા કબુલતપત્ર છે. કોઇ એક કામને માટે એ કરાર થયો હતો એ કામ નિર્વિવાદે–વિના તકરારે પૂરૂં થઇ જવાથી તમને એક મોટું ઈનામ મળવાનું હતું, ખરૂં ને વારૂ ?

"હા, એમ જ હતું. તેં એ બધી વાત શી રીતે જાણી વારૂ ?" એમાંના એકે પૂછયું.

"મેં એ કરારનામું વાંચ્યું છે."

"તે કાગળ પર સહી પણ કરી આપવામાં આવી છે. પણ તેનું નામ શું છે એ કહે જોઇએ."

"એજ મહા પંચાત આવી પડી છે. મારાથી એ નામ કોઇ પણ રીતે સમજી શકાતું નથી. તમે લોકો તેની પાસેથી રૂપિયા લેવા જ માગો છો, એટલું હું જાણી શકયો છે. તમને જેવી રીતે રૂપિયાની દરકાર છે, તેવી જ રીતે મને એ કાગળ પર સહી કરનાર માણસની દરકાર છે. તમે જે રૂપિયા મેળવવાની આશાથી બેઠા છો, તે રૂપિયાનો હું જ જવાબદાર થાઉં છું. સરકારમાં આવી હું તમારી સાક્ષી પૂરી ગમે તે ઇલાજે હું તમને તમારા રૂપિયા અપાવી દઈશ. તમારે ભય રાખવાનું કશું કારણ નથી. બાબા વિશ્વનાથના નામ પર વિશ્વાસ રાખી, હું તમને વચન આપું છું કે, તમારા રૂપિયા આપવામાં મારાથી બનતી મદદ હું અવસ્ય કરીશ. તમે મને મદદ કરો."

તેઓ બન્ને જણાએ એક બાજૂપર જઇ તરત જ કોઇ એક સલાહ કરી. ત્યાર પછી તેમાંના એકે કહ્યું કેઃ—"ના–ના. એવી વિશ્વાસ ઘાતકતા કરવાથી અમારા પર બીજું કોઇ પણ માણસ કદાપિ વિશ્વાસ કરશે નહિ. અમારો આ મજાનો ધંધો માટીમાં મળી જશે. પોલિસના માણસપર અમારાથી લેશ માત્ર પણ વિશ્વાસ મૂકી શકાય તેમ નથી. તે તો એવી એક પણ વાત કહેતા નથી કે, રૂપિયા

અપાવીશું નહિ. તો પણ એ કાગળ અમારી દલીલરૂપ છે. અમો અનીતિને રસ્તે એક પાઇ પણ પેદા કરવા માગતા નથી. નીતિમાં જ અમારી પૂરી આસ્થા છે. બસ, હવે તું અમને જલ્દી અમારો કાગળ પાછો આપી દે."

આમ કહીને એ માણસે ફરીવાર મારૂં ગળું પકડયું. આ વખતે મેં વિચાર્યું કે;—"આ લોકો કોઇ પણ રીતે માને તેવા નથી. મેં મારી પિસ્તોલને સાથે ન લાવવામાં મોટી ભૂલ કરી છે, મોટી મૂર્ખતા કરી છે. જો મારી સદાની સહાયકારિણી નાલિકા મારી પાસે હોત તો મારે અત્યારે આમ નિરુપાય થઇને આવા અધમ પુરૂષોની પાસે કાલાવાલા કરવાનો પ્રસંગ જ આવત નહિ."

પરંતુ હવે વૃથા ચિંતા કરવાથી શું વળી શકે ? મનુષ્ય માત્રને પોતાની ભૂલનું ફળ કુદરત અવશ્ય ચખાડી જ આપે છે. ભૂલના પરિણામે જ મૃત્યુનો ઉદ્ભવ થાય છે. મેં લાચારીથી ભગવાનપર આધાર રાખી જોરથી મારા શરીરને એકવાર હચમચાવ્યું, એથી મને જે માણસે પકડી રાખ્યો હતો, તે માણસ મારા ધક્કાને ન સહી શકવાથી નીચે ગબડી પડયો. એ વખતે બીજા બે રાક્ષસી ચહેરાના માણસો કોણ જાણે કયાંથી આવી ચઢયા અને તેમણે એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના મને એકદમ બળાત્કારે જમીનપર ગબડાવી દીધો. ત્યાર પછી તેમાંના એક જણે કમર પરથી છુરો બહાર કાઢી મને સંબોધીને કહ્યું કે:—"સાલા સૂવ્વર ! અમારી સાથે પણ દગાબાજી ! બોલ, હવે તને કોણ બચાવી શકે તેમ છે ! જો એક શબ્દ પણ ઉચ્ચારીશ, તો યાદ રાખજે કે, જીવજાનથી ઠાર માર્યો જઇશ."

'ખૂન—ખૂન' કહીને બૂમ પાડી ઉઠયો; એથી તરત જ તેમાંના એક જણે મારૂં મ્હોં દબાવી દીધું.

પરંતુ 'રાખનાર રામ તેને મારનાર કોણ ?' એકાએક નજીકના સ્થાનમાંથી કોઇએ જાણે એક પિસ્તોલનો અવાજ કર્યો. તે પિસ્તોલની ગોળી ખાલી ગઇ નહિ. એ શયતાનોમાંનો એક શયતાન "ઓય બાપરે ગોળીથી ઠાર થયો." કહી ચીત્કાર કરી માટીમાં ગબડી પડયો. એ જોઇને બીજા બે જણા મને છોડીને પકડાઇ જવાના ભયથી વાયુ વેગે એ ઘાયલ થયેલા માણસને લઇને એક ચોર ગલીમાં ન્હાસી ગયા.

અસંભવ ઉપાયથી, દૈવ પ્રેરિત સહાયથી જીવનને પાછું પામી, હું ઉઠીને ઉભો થયો. મારો એ અજાણ્યો જીવનદાતા કોણ છે, એ જોવા માટે હું એ અંધારામાં ચારે તરફ અજાયબીની સાથે નજર દોડાવવા લાગ્યો.

એવામાં એક મોટાં કપડાંથી પોતાનું આખું શરીર ઢાંકેલી એક વ્યકિત મારી પાસે આવીને બોલી:—"કેમ ! હવે શો ભય છે ! મારી વાત ન માનવાનું પરિણામ કેવું વિષમ આવ્યું ? કેમ, હવે પછી આવું કુસાહસ કરશો કે ?"

મેં જોયું કે, મારી રતને જ, એ સંકટ સમયે, મારા જીવનની રક્ષા કરી છે, હું રતનને જોતાંની સાથે જ આવેગપૂર્વક બોલી ઉઠયો કે:—"રતન ! રતન ! આ જીવનમાં હું તારા આ ઉપકારનો બદલો કદાપિ વાળી શકીશ નહિ."

"હવે તો ઘેર ચાલો. હવે બદલાની મૂડી તથા વ્યાજ સહિત હિસાબ કરી જૂઓ જોઇએ, કે કેટલો થાય છે." આમ કહીને રતન મારો હાથ ઝાલી ઉતાવળી ઉતાવળી ઘર તરફ ચાલવા માંડી.

સહીસલામતીથી ઘેર આવીને હું નિશ્ચિંત થયો. મારા મનનો

ગભરાટ દૂર થયો. મેં સહજ ઠંડા થયા પછી રતનને કહ્યું કે:—
“ રતની ! તું ત્યાં શી રીતે આવી ચઢી હતી ? ”

રતને જવાબ આપ્યો:—“ તમને સાંઝે જે વાત કહી હતી, તેને તો તમે કાનપર ધરી નહોતી. એ શયતાની ચહેરાના બન્ને માણુસોને બબ્બેવાર આપણા મકાનની આસપાસ ફરતા જોઇને, મારા મનમાં એ વખતે જ સંપૂર્ણ સંદેહ ઉત્પન્ન થયો હતો. તમે જ્યારે ઘરમાંથી બહાર ચાલ્યા ગયા, ત્યારે મારા મનમાં અત્યંત ભય ઉપજવા લાગ્યો. એથી હું વેણીરાયને ત્યાંથી મળેલા આમંત્રણમાં ન જતાં, તમારી આ પિસ્તોલ લઇને, તમારી પાછળ પાછળ ચાલવા લાગી. તમે જ્યારે શરાબવાળાની સાથે વાતચીત કરતા હતા, ત્યારે હું તમારાથી લગભગ સો એક કદમ દૂર ઉભી રહી હતી. ત્યાર પછી તમે એકાએક એ ગલિમાં દાખલ થવાથી, મને તમને બોલાવવાનો અવસર મળ્યો નહિ; પરંતુ તેમ છતાં પણ તમારી પાછળ પાછળ જ ચાલવા લાગી. ત્યાર પછી આ શયતાનોએ તમારાપર જ્યારે આક્રમણ કર્યું. ત્યારે મને ઘણો જ ભય પેદા થયો. છેવટે યોગ્ય અવસર ધારીને મને જે ઉચિત લાગ્યું, તે મેં કરી નાખ્યું છે, એ બધી વાતને તો તમે ઘણી સારી રીતે જાણો છો, એટલે હવે એ વિષયમાં કશું પણ પ્રયોજન જ નથી.”



# પ્રકરણ ૧૨ મું

## અદ્ભુત ઉપાય

( મિ. ઠાકોરની આત્મકથા )

જો ખરૂં કહેવામાં આવે તો, મેં આખી રાતને ઉજાગરામાં જ વીતાડી હતી. મોહનપ્રસાદે કહ્યું હતું કે, તે મારી સાથે રાત્રે આવીને અવશ્ય મુલાકાત કરશે. વળી તે અતિ સત્યવાદી હતો, એ પણ હું ઘણી સારી રીતે જાણતો હતો. તે પોતાની શક્તિનો વિચાર કરીને જ સઘળાં કામો કરતો હતો, શક્તિ ઉપરાંતના કોઈ પણ કામનો બોજો શિરપર વ્હોરી લેવાની તેને ટેવ જ નહોતી. આ બધી બાબતોનો વિચાર કરીને હું મારા મનમાં જ વિચારવા લાગ્યો કેઃ—"ગંગાપ્રસાદના અડ્ડામાં તે દિવસે તે જે ઝગડો કરી આવ્યો છે, તેથી તેના દુશ્મનો અવશ્ય તેની પાછળ પડયા હોવા જોઇએ. તે શું વળી પાછો કોઇ શત્રુના ફંદામાં ફસાઇ ગયો હશે ? આવી આવી પાંચ સાત ચિંતાઓમાં મારી રાત વીતી ગઇ. આ તરફ પણ જોત જોતામાં પૂરૂં એક અઠવાડિયું વીતી ગયું, તો પણ ગુન્હેગારનો કશો પણ પત્તો જ મળ્યો નહિ. બીજી તરફ રમણીકલાલના તપાસના ફળાફળીને માટે હું અત્યંત વ્યગ્ર થઇ ઉઠયો હતો. અમારા પોલિસના વડા સાહેબે પણ એને માટે તાકીદ કરવા માંડયા હતા. આ વખતે મેં ધાર્યું કે, ઇજ્જત, આબરૂ અને ખ્યાતિ આદિ સર્વ રસાતળમાં ચાલ્યું ગયું !

ચેતગંજના થાણાથી છેક નજીકમાં જ આવેલા એક દોસ્તના મકાને હું વારંવાર મુકામ નાખતો હતો, એ વાત તો હું આ પહેલાં

જ કહી ચૂક્યો છું. વચ્ચે વચ્ચે ગુલામ સાહેબ પણ મારા એ મુકામે આવતા હતા. તેમણે પણ મને કહ્યું કે, આ કામમાં અનેક છૂપા વેશવાળા જાસૂસોને જ રોકવામાં આવ્યા છે. પરંતુ કોઇ પણ રીતે આ ગજબના ખૂની મામલાનો નિકાલ આવતો નથી. આવી રીતે ઘણા ઘણા વિચારો કર્યાં પછી આખરે હું ઉંઘી ગયો.

મેં સવારમાં ઉંઘમાંથી ઉઠતાં પહેલાં જ સાંભળ્યું કે, જાણે મારા શયનગૃહની સાંકળને કોઇ જોરથી ખખડાવી રહ્યું છે. મેં તરત જ ઉઠીને સાંકળ ખોલી નાખી; સાંકળ ખોલતાંની સાથે જ મોહન-પ્રસાદ મારી નજર સ્હામે ઉભેલો મને જણાયો. મેં આગ્રહની સાથે તેને પ્રશ્ન પૂછ્યો કેઃ—"કેમ છે, મોહનપ્રસાદ! સંવાદ તો સારા છે ને!"

પ્રસાદે જવાબ આપ્યોઃ—"હા, જનાબ! એક રીતે સારા છે, ખરા."

તે દિવસે ઉંઘમાંથી ઉઠતાં મને સહજ વિલંબ થયો હતો. કારણ કે, આગલી રાત્રે નાના પ્રકારની દુશ્ચિંતાથી મને સારી ઉંઘ આવી નહોતી. મેં મોહનપ્રસાદને કહ્યું કેઃ—"જરા સબૂર કર મોહન! હું હમણાં જ પ્રાતઃક્રિયામાંથી પરવારીને આવું છું."

"મેં પ્રાતઃક્રિયામાંથી નિવૃત્ત થઈ આવીને જોયું કે, મોહનપ્રસાદ કાગળના એક કકડાને ઉલટ સૂલટ ફેરવી રહ્યો છે.

મેં આગ્રહની સાથે પૂછ્યું કેઃ—"કેમ, શી ખબર લાવ્યો છે, મોહનપ્રસાદ?"

મોહનપ્રસાદે જવાબ આપ્યોઃ—"આ રસીદની નીચે, જે સાંકેતિક નામની સહી કરવામાં આવી છે, તેમાંનો દરેક બીજો અક્ષર

કાઢી લેવાથી 'રમણીકલાલ'નું નામ સ્પષ્ટ રીતે બહાર નીકળી આવે છે."

મેં કહ્યું:—"હશે! પણ એ શું સત્ય હોય, એમ તારાથી માની શકાય છે ખરૂં કે? જો કદાચ એમ જ હોય, તો પણ રસીદનો મર્મ એવો કાંઈ સમજી શકાતો નથી કે, મેનાના ખૂનને માટે જ એ બદમાશ લોકો નિયુક્ત થયા હતા. જો એ વાત સાચી હોય, તો રમણીકલાલ એવું સાહસ કરીને આપણી પાસે ફરિયાદ કરવા આવે તથા તેના સાહસને અત્યંત વૃદ્ધિગત કરી દે, એમ કદાપિ બની શકે જ નહિ. મને તો એ ભેદી મામલામાં કશી પણ ખબર પડતી નથી."

મોહનપ્રસાદે કહ્યું:—"એ ખરૂં છે, પરંતુ જ્યારે ગુન્હેગાર ધારે છે કે, તેમના પકડાઇ જવાની સંભાવના ઘણી જ થોડી છે, કિંવા બીજાના શિરપર દોષનું આરોપણ ઘણી સારી રીતે થઇ શકે તેમ છે ત્યારે અત્યંત સાહસી બની શકે તો તેમાં અજાયબી જેવું પણ શું છે! મને તો એમ જ લાગે છે કે, એમ કરવામાં તેણે ઘણી જ ચાલાકી ચલાવી છે, તથા પોલીસનો સંદેહ લેશ માત્ર પણ તેના તરફ ન થાય એવી બુદ્ધિમત્તા દર્શાવી છે. ઘણા ગુન્હેગારો હોવા છતાં ફરિયાદી થઇને ઉભા રહે છે અને એવા દાખલા આપણે અમદાવાદમાં ઘણીવાર આપણી નજરે જોયા છે."

મેં કહ્યું:—"ત્યારે શું તું એમ જ ધારે છે કે, રમણીકલાલ પણ આ ખૂની મામલામાં સામેલ છે?"

મોહનપ્રસાદે જવાબ આપ્યો:—"આ સઘળા મામલામાં કેવળ ધારણા કરવા જેવી વાત કાંઇજ નથી. રમણીકલાલ પોતે ખુલ્લી રીતે આ મામલામાં સામેલ ન હોવા છતાં પણ ગુપ્ત રીતે તો અવશ્ય સામેલ હોઈ શકે છે. આ દુનિયામાં ન બને એવું એક પણ કામ જ નથી."

મેં કહ્યું:—"એ ગમે તેમ કેમ નથી હોતું, પણ આપણે તો ખરા ગુન્હેગારને પકડી પાડવાની જ જરૂર છે. પછી ભલેને એ રમણીક હોય કે બીજો કોઈ પણ હોય. તું હવે શું કરવા માગે છે મોહન ?"

મોહનપ્રસાદે જવાબ આપ્યો:—"હું થોડાક દિવસ એની બધી હીલચાલ જોવા માગું છું. તેના ઘરમાં પણ એક એવો છૂપો જાસૂસ મૂકવા માગું છું કે, તે રાતદિવસ તેનાં સઘળાં કામોને જોતો રહે. એમ કર્યા વિના આ મામલાનો કોઇપણ રીતે પત્તો મળી શકે તેવો સંભવ જ નથી."

મેં કહ્યું કે:—"એવા જાસૂસને હું અહીં આગળ શી રીતે મેળવી શકીશ ? મને તો એવો કોઈ પણ ચાલાક માણસ આ શહેરમાં નજરે પડતો નથી."

મોહનપ્રસાદે કહ્યું:—"એ બાબતમાં આપને ચિંતા કરવાની કશી જરૂર નથી. હું આપને એવો ચાલાક મેળવી આપીશ. હવે ફક્ત આપના હુકમનીજ વાટ છે."

મેં કહ્યું:—"એ પુરુષ છે કે સ્ત્રી ?"

મોહનપ્રસાદે જવાબ આપ્યો:—"પુરુષ હશે તો કાંઇ કામ થઇ શકશે નહિ. આજકાલ રમણીકલાલને ત્યા મારી એક જાણીતી સ્ત્રી તથા તેની કન્યા રહે છે, તેમની પાસેથી હું બધી બાતમી મેળવવા માગું છું. આથી પુરુષ હશે તો તે તેમના સહવાસમાં રહી શકશે નહિ. આ વિષયમાં તો મારી ધારણા પ્રમાણે ખાસ કરીને સ્ત્રીની જ જરૂર પડશે. એ અંદરની તથા બહારની બધી બીના બરાબર જાણી શકશે અને આપણી ધારણા પણ પાર પડશે."

મેં કહ્યું:—"ત્યારે તો હું સ્પષ્ટ જાણી ગયો છું કે, તું તારી રતનમણિનેજ આ કાર્યમાં રોકવા માગે છે. કેમ, મોહન! મારૂં આ અનુમાન સત્ય છે કે નહિ વારૂ?"

મોહનપ્રસાદે જવાબ આપ્યો:—"તેના વિના આવું ભરોસાદાર કામ બીજા કોને સોંપી શકાય વારૂ હજુર? મને પૂરતી ખાત્રી છે કે, રતન એ કાર્યમાં જરૂર ફત્તેહ મેળવી આવશે."

હું આ બાબતમાં થોડીવાર સુધી વિચાર કર્યા પછી મોહનપ્રસાદને ઉદ્દેશીને હસતા મુખે બોલ્યો:–"તારી યુક્તિ મંદ નથી. મને ખાત્રી છે કે, રતન સિવાય બીજા કોઇના પર આ જવાબદારી ભરેલું કામ વિશ્વાસ મૂકીને સોંપી શકાય તેમ નથી."

મોહનપ્રસાદે કહ્યું:–"આપ મને અનુમતિ આપો, એટલે એક અઠવાડિયાં સુધી હું એ રમણીકલાલની હીલચાલ તરફ, મારી રતનની સહાયતાથી લક્ષ રાખું. એમ કર્યા વિના સફળતા મેળવવાનો બીજો એક પણ ઇલાજ નથી. હું આપને સત્ય જ કહું છું કે, એ કાગળના નામ તથા સહીની અંદર જે ગંભીર રહસ્ય સમાયલું છે, તેનો અંધકાર દૂર કર્યા વિના આપણાથી કદાપિ આ મામલાનો પત્તો મેળવી શકાશે નહિ. મેં જયારથી એ નામનું અનુમાન કર્યું છે. ત્યારથી રમણીકલાલ તરફ મને સંપૂર્ણ સંદેહ ઉત્પન્ન થયો છે. મનુષ્ય આ દુનિયામાં ન કરી શકે એવું એક પણ કામ જ નથી. કેટલાક શયતાનો સાધુ નામ ધારી ભયંકર આડંબરનો વિસ્તાર કરી અનેક વિશ્વાસુ વનિતાઓને પાપપંથમાં ઘસડી જાય છે અને આખરે ગર્ભપાત જેવા મહા ભયંકર પાપની પાપભાગિની બનાવી તે બિચારીઓના હૃદયમાં સદાને માટે સંતાપનો અગ્નિ સળગાવી દે છે. કેટલાક કુટિલ કારસ્થાનપટુ પુરુષો 'મુખમાં રામ બગલમાં છુરી' રાખી આ

સંસારમાં અનર્થની છાયા છવરાવી દે છે. આપે આપના અમદાવાદ શહેરમાં જ એવા એવા અનેક ભયાનક પાપોના ઘડાને ફોડી નાખ્યા છે અને સત્યને બહાર લાવી મૂકયું છે, છતાં આપ રમણીકને એક છેક નિર્દોષી શા આધારે માની બેઠા છો! તે ઉપરાંત શયતાનોનાં કામો ઘણી જ સાવચેતી ભરેલાં હોય છે. પોલિસનાં માણસોની આંખમાં ધૂળ નાખવાની, તેઓ વારંવાર કોશિશ કરે છે, જેથી પોલિસને છેવટે ખરા આસામીને છોડી દઇને નિરાશ થઈ બેસવું પડે છે અથવા નિરપરાધી મનુષ્યપર પીડન, અત્યાચાર કે ત્રાસ વર્ત્તાવવાને નિરૂપાય થવું પડે છે."

મેં મોહનપ્રસાદની આ સુયુકિત ભરેલી વાતોનું સંપૂર્ણ સમર્થન કર્યું. ત્યાર પછી કહ્યું કે:—"કાલે તુ કેમ આવ્યો નહોતો મોહન?"

મોહનપ્રસાદે જવાબ આપ્યો:—"એમાં મારો કશો પણ દોષ નહોતો." આમ કહીને તેણે નિરુદ્વિગ્ન ચિત્તે ગઈ રાતની બધી બીના મને કહી સંભળાવી. મેં રતનની અદ્દભુત બુદ્ધિ અને સાહસ જોઇને, મનમાં ને મનમાં જ તેને અસંખ્ય ધન્યવાદ આપ્યા. મોહન રતન તરફ આટલો બધો અનુગત કેમ બની ગયો છે, એપણ હું આ બનાવ પરથી જાણી શકયો."



# પ્રકરણ ૧૩ મું

## નવીન દાસી

(મિ. ઠાકોરની આત્મકથા)

હું પ્રથમ જ કહી ચૂકયો છું કે, ગુજરાતી મહોલ્લામાં નદીયા-ક્ષેત્ર નામની એક સાંકડી ગલીમાં, રમણીકલાલના સસરાનું એ મકાન હતું. એ મકાનમાં જ મેના વસતી હતી. હમણાં એ મકાનમાં રમણીકલાલ અને તેનો સાળો રહે છે. હાલમાં તેના એક દૂરના સગા કાકાજી સસરાની એક વિધવા સ્ત્રી તેની વિધવા કન્યાને લઇને રમણીકલાલના કુટુંબમાં દાખલ થઈ છે. તેને આવા ભયાનક સમયે કાશીમાં લાવવાનું મુખ્ય કારણ એ હતું કે, હમણાં થોડા વખત થયાં રમણીકલાલના સાળા વસંતલાલને સખ્ત તાવ આવતો હતો, તેની સેવા ચાકરી કરનારને બીજું કોઇ પણ નહોતું. એટલા માટે સબ-જજ્જ સાહેબને પત્ર લખીને, રોગીની સેવા માટે, પોતાનું ખર્ચ આપીને તેને અહીં તેડાવી હતી. પરંતુ વસંતલાલ હજી સુધી સારો થતો નહોતો. એવી વાતચીત ઠરાવવામાં આવી હતી કે, રમણીકલાલના સાળાની તબીયત સુધરશે કે તરત જ તે સાસૂ તેની કન્યાને લઇને પાછી પોતાના દેશમાં ચાલી જશે, તે પણ પરબારા ખર્ચથી વિશ્વનાથ તથા અન્નપૂર્ણા માતાના દર્શનના લોભથી, કાશીમાં આવી હતી; પરંતુ ત્યાં આવીને તેણે જ્યારે મેનાના ગુમ થવાનો બનાવ સાંભળ્યો, ત્યારે તેનું મન બિલકુલ બગડી ગયું.

એક કાશીવાસિની વૃદ્ધ ગુજરાતી, વિધવા, રમણીકલાલના કુટું-બમાં ઘણા દિવસ થયાં દાસી તરીકે ઘરનું કામ કાજકરવા માટે દાખલ થઇ હતી. તેની ઉમ્મર અવશ્ય પચાસ વર્ષની હતી. તે બંને વખત રસોઇનું કામ કરતી હતી.

પરંતુ રમણીકલાલના કુટુંબમાં અત્યારે એક દાસીની ઘણીજ ખોટ જણાઇ આવતી હતી. જુમિયા દાસી ઘણા દિવસની જૂની, વિશ્વાસી અને કાર્યકુશળ હતી. પરંતુ તેના ગુમ થવા પછી, બીજી એક પણ દાસી તેના જેવી મળી શકતી નહોતી. રમણીકલાલે પણ દાસીને માટે તપાસ કરી નહોતી, એમ નહોતું. પરંતુ એના સંબંધી બનેલો બનાવ આસપાસની પોળોમાં ત્યારે જાહિર થઇ જવાથી અથ-વા ફેલાઇ જવાથી, કોઇ પણ તેને ત્યાં નોકરી કરવાને કબૂલ થતું નહોતું. તે ઝાઝો પગાર આપીને પણ દાસી રાખવાને તૈયાર હતો. પરંતુ તેમ છતાં પણ કોઇ રાજી થતું નહોતું.

રાંધનારી ડોસીના બન્ને કુળમાં કોઇ જીવતું નહોતું. ઘણા દિવસ થયાં તે કાશી આવી વસી હતી. આવી રીતે રસોઇ કરીનેજ તે તેના જીવનનું ગુજરાન ચલાવતી હતી. તેનામાં સહુથી મોટો દોષ એ હતો કે, તે જરા બહુ બોલી હતી. જુમિયાની સાથે તેનો સારો બનાવ ન હોવા છતાં પણ, તે કેટલીક અડચણોને લીધે, ઘણા દિવસ થયાં રમણીકલાલના કુટુંબમાંજ રહેતી હતી. તેની ‘હામાં હા’ પૂરા-વનાર માણસપર તે બહુજ રાજી થતી, પણ જો જોગજોગે કોઇ તેના કહેવાથી પ્રતિકૂળ થતું તો તે તેની પાંચ પંદર પેઢીઓને ગાળોના વરસાદથી પાવન કરતી હતી.

કાશીના ગુજરાતી મહોલ્લાની સઘળી ગલીઓમાં રમણીકલાલની આ રસોઇયણ “જગફોઇ” ના નામે સુપરિચિત કિંવા સુવિખ્યાત

હતી. તેનું મૂળ નામ શ્રીમતી પાર્વતી દેવી હતું. તેમાંથીજ તે 'જગફોઇ' થઈ પડી હતી. ઘેર ઘેર ભટકવામાં, પરનિંદા કરવામાં, ફલાણીના ઘરમાં અથાણું બગડી ગયું છે, ફલાણીએ દાળ વઘારવામાં ગંભીર ભૂલ કરી છે, ફલાણીને રાંધતાંજ આવડતુ નથી, ફલાણીની આંખો ત્રાંસી છે, ફલાણી કાને બહેરી છે, વગેરે ટીકા કરવામાં તે એક અદ્વિતીય અબળા હતી. આટલી વૃદ્ધાવસ્થામાં પણ કામશાસ્ત્રમાં તેની સારી ખ્યાતી હતી. તે ઉપરાંત ચોરી કરવાની પણ કુટેવ હતી. માલિકની સામાન્ય સામાન્ય વસ્તુઓ, અર્થાત્ ચોખા, દાળ, લૂણ, તેલ, ઘી ઇત્યાદિ તે અજાણતામાં પસાર કરીને, કોણ જાણે કયાં વેચી આવતી, એ પણ કોઈનાથી પકડી શકાતું નહોતું.

એ ગમે તેમ હો, પણ એ જગફોઈ હજી સૂધી ખૂની મકાનનો ત્યાગ કરી બીજે ક્યાંય પણ ગઇ નહોતી. તેનું કારણ, તેના પોતાના સ્વાર્થ સિવાય બીજું કાંઇજ નહોતું. ગૃહિણી વગરના ઘરમાંથી ચોરી કરવાનો જેવો સુયોગ મળે છે, તેવો સુયોગ બીજે એક પણ મળતો નથી. એટલા માટેજ જગફોઇ, હજી પણ લુણ, તેમ, શાક, ચોખા, દાળ, એટલુંજ નહિ પણ ઘી સુદ્ધાં છૂપી રીતે ચોરીને બજારમાં વેચી આવતી તથા તેમાંથી બે પૈસા પેદા કરતી હતી.

જગફોઇએ શરીરપર ભગવાનનાં શંખ, ચક્ર, ગદા, પદ્મ આદિની છાપો પાડવી હતી તથા રસોડામાં બેસીને એ હરિનામની માળા પણ ફેરવતી હતી. તેની બાહ્યિક નિષ્ઠાવૃત્તિ પણ ખુબ હતી. મેનાનાં વખાણ કરી તેને ચહાવાનો ડોળ કરી બતાવતી. વળી જુમિયા દાસી જો કે કાંઇક બહુબોલી હોવા છતાં પણ તે તેને મીઠી મીઠી વાતો કરી પોતાને વશ કરી લેતી તથા તેની સાથે મળી મેનાને ફોસલાવી તેનાં ગુણગાન ગાઇ પાંચ પૈસા પ્રાપ્ત કરી લેતી. મેનાને કહેતી કે

મારે આ સંસારમાં તમારા સિવાય બીજું કોઇજ નથી; તમારાથીજ મારૂ ગુજરાન ચાલી રહ્યું છે. તમેજ મારાં ખરાં અન્નદાતા છો. જગતમાં અન્નદાન જેવું બીજું એક પણ દાન નથી.' આવી આવી વાતોથી મેના પણ સારા રીતે ચહાતી હતી.

હાલમાં એ કુંટુંબનો કર્ત્તા કારવતા રમણીકલાલ હતો. તે પણ આજકાલ ચિંતાથી દીવાનો બની જવા આવ્યો હતો. રમણીકલાલનો સાળો હજી સૂધી સારો થઇને પથારીમાંથી ઉઠયો નહોતો. તેની કાકી કે જે અમદાવાકથી હમણાં નવી આવી હતી, તે ધણે ભાગે નીચેજ ઉતરતી નહોતી. વળી તેની વિધવા કન્યા તો બડી શોકિન હતી. તે પાન ચાવી, ભાંગ પી, મસ્ત બની રાત દિવસ વિલાસમાં પડી રહેતી કોઇ કોઇ વાર રાત્રે છુપી રીતે નવીન નાગરિકોને ત્યાં અભિસારાર્થે છાની માની ચાલી જતી અને સવાર થતાં પહેલાંજ પાછી ઘેર આવી પહોંચતી. તે પતિહીના આર્ય વિધવા હોવા છતાં પણ નિત્ય નવા શૃંગારથી સુસજ્જિત થઈ રંગરાગ ઉડાવવાની અભિલાષિણી હતી. મેં એકવાર અમદાવાદના કાલુપૂર નામના લત્તામાં એક ગુન્હેગારની તપાસમાં જતી વેળાયે તેને એક અજાણ્યા પુરુષની સાથે વાતચીત કરતી જોઇ હતી. તે વખતની તેની બોલવાની છટા, શરીરના હાવભાવ, નયનના પલકારા, આદિ સર્વ જોઇને મારા મનમાં તેને માટે સંપૂર્ણ શક પેદા થયો હતો. તેના સંબંધમાં મેં પૂરતી તપાસ ચલાવી હતી· અને પરિણામે તે મારી નજરમાં એક કુપથગામિની કુલટા જ ઠરી હતી. અત્યારે એ રમણીકલાલના ધરમાં લ્હેર પાણી ઉડાવતી, મનમાન્યા મોહનની મુલાકાત લેતી અને અનેકવાર રમણીકલાલના મનને રંજિત કરવાનો પ્રયાસ પણ કરતી હતી, આ બધી વાત મને અહીંના મારા પરિચિત એક સામાન્ય ડિટે-

ક્ટિવદ્વારા જાણવામાં આવી હતી. એ ડિટેક્ટિવ તેના ઘરની નજીક-માંજ રહેતો હતો આ પ્રમાણે બધી અંધાધુંધી ચાલવાથી, કુટુંબનાં સામાન્ય કામોમાં તથા ઘરના નીચેના ભાગમાં જગ ફોઇએજ સાર્વ-ભૌમિક એકાધિપત્ય સંપાદન કર્યું હતું.

ઘરની અંદરની હાલત તો આવી હતી. રમણીકલાલનું ખાવાનું, તેના ઉપરના ઓરડામાંજ ઢાંકી રાખવામાં આવતું. તોપણ દિવસના ભાગમાં બપોરના ભોજન વખતે, તેની કાકી કોઇ કોઇવાર તેની પાસે રહેતી. રાત્રે તેના પાછા આવવા વખતનું કાંઈ ઠેકાણું જ નહોતું, એટલા માટેજ તેની સાસૂ રાત્રે નકામી ન જાગતાં, પોતાની કન્યાને સાથે લઇને વસંતલાલની પાસે જઈ સૂઇ જતી હતી.

પરંતુ પાર્વતી દેવી ઉર્ફે જગફોઈ, આવી સુખની ચાકરીમાં પણ હમણાં અસુખી થઇ પડી હતી. કારણ કે, જુમિયાના ગુમ થવા પછી બીજી એક પણ દાસી મળી શકતી નહોતી. કદાચ તે પણ પીડ પાછી કરી ચાલી ન જાય, એટલા માટે રમણીકલાલે, તેને મહિને એક રૂ-પિયો પગાર વધારી આપ્યો હતો. વળી રઘુ નામના એક સાધારણ મજૂર માણસને, વાસણ વગેરે માંજવા માટે પણ રાખી આપ્યો હતો. પરંતુ તેમ હોવા છતાં પણ દળવા ઘડવાનો તથા રસોઇ કરવાનો ભાર જગફોઇને માથે આવી પડયો તેનો ઘેર ઘેર ભટકવા જવાનો રસ્તો બિલકુલ બંધ થઇ ગયો.

પરંતુ એ વૃદ્ધ વિધવા; પોતાના સ્વાર્થને ઘણી સારી રીતે જા-ણતી હતી. એથી આવી અગવડ હોવા છતાં પણ તેણે રમણીકલા-લના ઘરનો ત્યાગ કર્યો નહિ. તે, દિવસમાં પાંચપચીસ વાર કરી શ-કાય તેવી કર્કશ અને બીભત્સ ભાષામાં તે એક આંખે કાણા, બહેરા રઘુને ઉદ્દેશીને ગાળોનો વરસાદ વરસાવતી. હજારો વાર તેને છૂટો

થવાનો બંદોબસ્ત કરી આપતી. પરંતુ રઘુ એ બધી વાતોને સમજી શકતો નહોતો અથવા કાને સાંભળી શકતો નહોતો. તે પોતે પોતાની દાળ રોટી પકાવી લેતો. એથી જગફોઇ તેને ભૂખ્યો મારી કબ્જે કરી શકે, એવો પણ કશો ઇલાજ રહ્યો નહોતો.

જગફોઈ એક દિવસ ગંગાસ્નાન કરી ' વલ્લભ વિઠ્ઠલ ગિરધારી, ગંગાજીની બલિહારી, મધુસૂદન મુરારિ, કંસનિકંદન વ્રજવિહારી, ગોકુળધામ નિવાસી, રાધાશ્યામ, રાધાશ્યામ; શબ્દોનો ઉચ્ચાર કરતી ઘર તરફ આવતી હતી, એવામાં ઘરમાં દાખલ થતાંની સાથે જ તેણે જોયું કે, એક યુવતી સ્ત્રી તેના ઘરના દરવાજા પર આવી ઉભેલી છે. તે અન્ય કોઇ નહિ, આપણી પૂર્વ પરિચિતા બહાદુર રતનમણિજ છે.

રતનમણિએ સંપૂર્ણ રીતે વેશ બદલી નાખ્યો છે. તેણે ફાટયાં તૂટયાં અને મેલાં કપડાં પહેરી લીધાં છે અને માથાના વાળને પણ છૂટા છવાયા કરી દીધા છે. વાંચક એ તો સારી રીતે જાણે જ છે કે, રતન ગુજરાતી ભાષા ઘણી સારી રીતે જાણે છે. કારણ કે, મૂળ એ ગુજરાત દેશની જ નિવાસિની છે. રમણીકલાલને ત્યાં એક દાસીની જરૂર છે, એવી વાત તેણે નજીકના મહોલ્લામાંથી પ્રથમથી જ સાંભળી હતી. અને એટલા માટે જ તે અત્યારે નોકરીની માગણી માટે રમણીકને ત્યાં આવી હતી.

જગફોઇએ તેને જોઇને તે કદાચ હિન્દુસ્તાની હશે એમ ધારીને હિન્દી ભાષામાં જ કહ્યું કેઃ–" તુમ કોન હય ! " જગફોઇના મનમાં મનમાં જ એક જાતનો દૃઢ નિશ્ચય થઇ આવ્યો હતો કે, ઘણા દિવસ થયાં તે કાશી શહેરમાં આવીને વસી છે; એથી હિન્દી ભાષા પર તેનો પૂરતો કાબૂ જામી ગયો છે અને તેના જેવી વિદુષી બીજી કોઈ જ નથી.

રતને ગુજરાતીમાં કહ્યું કેઃ—" માતા ! તમોને એક નોકરની જ-રૂર છે, એ વાત શું સાચી છે ? હું નોકરી કરવાના ઇરાદાથી જ અત્યારે તમારી પાસે આવી છું."

જગફોઇએ કહ્યું:—" તુમ અચ્છી જાતકી ઔરત માલૂમ હોતી હય ! "

રતને જવાબ આપ્યોઃ—"માતા, હું બ્રાહ્મણની કન્યા છું. મારુ હાથનું આણેલું પાણી અહીંના બ્રાહ્મણને પણ ખપે છે."

જગફોઇએ કહ્યું:—" સારૂં ! સારૂં ! તું વાસણ માંજવાનું, દળણું દળવાનું, કપડાં ધોવાનું વગેરે બધું કામકાજ કરી શકીશ ને ? "

" કેમ નહિ કરી શકું માતા ! મારૂં કામ જોઇને તમે ખૂબ ખુશ થઇ જશો." રતને કહ્યું.

જગફોઇએ કહ્યું:—" તુમ કિતના તનખાહ મહિને લેનેકી ખ્વા-હિશ રખતી હય ? "

રતને કહ્યું:—" હું શુદ્ધ પુરબીયા બ્રાહ્મણ જાતિની છું. અમને તમારા હાથનું રાંધેલું અનાજ ખપશે નહિ. ખાવું પીવું અને પોશાક વગેરે બધું મળીને હું દશ રૂપિયા મહિનો લેવા માગું છું.

રતનની વાતચીત સાંભળીને ફોઈ ઘણી જ ખુશી થઇ. કાણા રઘુને તે પોતાની નજરે જોઇ શકતી નહિ. તેના પર કોઇ પણ જા-તનો બદલો લીધા વિના તેના મનને જરા પણ ચેન પડતું નહિ. અ-ત્યારે તેણે જોયું કે, રમણીકલાલને કહીને આ છોકરીને નોકરીમાં રાખી લેવાથી રઘુને તરત જ પાણીચું પધરાવી શકાશે. છોકરીનું શરીર હૃષ્ટ-પુષ્ટ છે. બોલવા ચાલવામાં પણ ઘણી બાહોશ જણાય છે. આ સર્વ વિચાર કર્યા પછી તેણે રતનને કહ્યું કેઃ—

"આવ, બેટા મારી સાથે ચાલ. હું મારા શેઠને કહીને તને દશ રૂપિયા મહિનો અપાવીશ."

રતને કહ્યું:—"માતા! હવે પછી તમે જોઇ શકશો કે હું તમારી દીકરીની પેઠે રહીને તમારી સેવા બજાવું છું કે નહિ. તમને હું કશી પણ અડચણ આવવા દઇશ નહિ."

જગફોઇ તેની આવી મીઠી વાતોથી મોહિત થઇને, તેને સાથે લઇને મકાનમાં દાખલ થઇ.

ઉપરના માળના એક ઓરડામાં, રમણીકલાલની એ કાકીજી સાસૂ એ વખતે કપડાં બદલી રહી હતી. જગફોઇએ તેને ઉદ્દેશીને કહ્યું કે:—"કાકી! ગંગાજી ન્હાવા જઇને હું આજે એક ઉમદા દાસી લેતી આવી છું. કાણો નોકર જો કે વાસણ માંજે છે, ખરો, પણ એમાં એઠવાડ રહી જાય છે એથી મારો જીવ કંઠે આવી જાય છે. બેટો બડો ગમાર છે. આ છોકરી એના કરતાં હજાર ગણી ચઢિયાતી છે. એના મ્હોંની વાતો મને ઘણી જ મીઠી લાગે છે. જો કહો, તો તેને એકને જ રાખું?"

રમણીકલાલની સાસૂએ કહ્યું:—"હા, રાખવી હોય તો રાખી લે. તો પણ રમણીકલાલને એકવાર આ વાત જણાવજે. તેમના કહ્યા વિના આને રાખીશ નહિ. હું પોતે જ તેમને કહીને આ દાસીને નોકરીમાં રખાવી આપીશ."

જગફોઇએ કહ્યું:—"આજે જ્યારે આપોઆપ એ દાસી આપણે ઘેર આવી ચઢી છે, અને આપણને એવી બીજી કોઈ દાસી મળી શકતી નથી, તો પછી એને હમણાં ને હમણાં જ રાખી લેવામાં શું નુકસાન છે? તમારે શેઠજીને એકવાર જરા જોર દઇને કહેવું પડશે. જો તમે કહેશો તો તેઓ તરત જ માની જશે. વળી આવી સારી

દાસી હાથમાંથી ચાલી જશે, તો પછી શોધવા ગયે મળી શકશે નહિ. મારૂં કહેવું માનતાં હોતો એને જલ્દી રાખી લો."

રમણીકલાલની સાસૂએ તેની વાતને ટેકો આપવાથી, જગફોઇએ તરત જ પેલા રઘુને રજા આપી દીધી અને દાસી વેશધારિણી રતનને વાસણ માંજનાર દાસી તરીકે તેની જગાએ રાખી લીધી. રતન તે દિવસથી દાસીની નોકરીમાં દાખલ થઇ અને મોહન પ્રસાદની સૂચના અનુસાર રમણીકલાલના ઘરની બરાબર દેખરેખ રાખવા લાગી.

## પ્રકરણ ૧૪ મું

### નવી દાસીનું કારસ્થાન !

( મિ. ઠાકોરની આત્મકથા )

રતન જે દિવસે નોકરીપર ચડી, તે દિવસે દિવસના લગભગ અગિયારેક વાગ્યાને શુમારે રમણીકલાલ પાછો પોતાને ઘેર આવી પહોંચ્યો. થોડી વાર આરામ લીધા પછી તેણે ઉપરથી બૂમ મારી:– "ફોઈ મા ! ખાવાનું આપી જાવ."

જગફોઈ ખાવાનું લઈ ઉપર લઈ ગઈ. પ્રથમથીજ તો રમણીકલાલની સાસૂએ, તેનું આસન વગેરે પાથરી દીધું હતું. જગફોઈ પણ તે દિવસે ભોજનનો થાળ યથા સ્થાને મૂકી રમણીકલાલની સ્હામે આવી ઉભી રહી.

વાતની વાતમાં નવી દાસીની વાત નીકળી. જગફોઈના મુખેથી

રમણીકલાલ નવી દાસીના સંબંધમાં તથા તેની દક્ષતાના સંબંધમાં અનેક નવી વાતો સાંભળવા લાગ્યો. દાસીના અભાવથી તેને ઘણી અડચણ પડતી હતી. તેના ધોતિયાં ધોવાનું, તેની ઑફિસને સાફ કરવાનું તથા તેના પોશાકને બરાબર તૈયાર કરી રાખવાનું કામ જોઇએ તે વખતે થતું નહોતું.

જગફોઈના મુખેથી દાસીની આવી સુખ્યાતિ સાંભળીને રમણીકલાલે કહ્યું કેઃ—"ફોઈ! એકવાર એને અહીં બોલાવો તો, હું જોઉં કે, એ કેવીક દાસી છે."

તરત જ રતનની બૂમ પડી. તે એકદમ ઉતાવળી ઉતાવળી ઉપર આવી પહોંચી. રમણીકલાલને જોતાંની સાથેજ તેણે હિન્દુસ્તાની ઢબની એક સલામ કરી. રમણીકલાલ દાસીને જોઈને ઘણોજ ખુશી થયો. તેણે એ બદલ જગફોઇને ધન્યવાદ પણ આપ્યો.

રમણીકલાલે થોડીવાર વિચાર કર્યા પછી જગફોઈને કહ્યું કેઃ—"ઘણીજ સુંદર દાસી લઈ આવ્યાં છો, ફોઈ! પરંતુ આને રાખવાથી તમારૂં શું કામ થશે વારૂ? એ તમારૂં કયું કામ કરી આપશે?"

જગફોઈએ પ્રસન્ન મુખે કહ્યુંઃ—"એ જે કામ કરશે, તે ખોટું તો નહિજ થાય. ઘણીજ ચાલાક અને ચપળ છોકરી છે. એ ઉપરાંત મારી દેખરેખ નીચે રહેવાથી એ એક ચપળ દાસી બની જશે, વળી આને ખાસ આપને માટેજ રાખવામાં આવી છે. પરંતુ એ મહિને દશ રૂપિયા પગાર માગે છે અને આપણે ત્યાં ખાવાપીવાનું એને આપવાનું નથી. આપણું કામકાજ કરી એ પોતાને ઘેર જઈ જમી આવશે. મારી ધારણા પ્રમાણે દશ રૂપિયા પગાર કાંઈ વધારે નથી."

રમણીકલાલે કહ્યુંઃ—"બહુ સારૂં, દશ રૂપિયા તો દશ રૂપિયા જ આપીશ પણ તારૂં નામ શું છે?"

રતને જવાબ આપ્યો:—"શેઠજી! મારૂં નામ રતની છે!" આ છેવટનો શબ્દ બોલતી વેળાયે રતનના હોઠ પર એક પ્રકારના ઝાંખા હાસ્યની રેષા વિલીન થઈ ગઈ. વળી એ રેષાને બીજું કોઈ પણ જોઈ શકયું નહિ.

રમણીકલાલે કહ્યું:—"આજથી તારો પગાર શરૂ થઈ ચૂકયો. મારા પોતાના કામકાજને તારે બરાબર કાળજીપૂર્વક કરી આપવાં જોઈશે. ઉપરના આ ઓરડામાં હું સૂઉં છું, માટે મારા આ શયનગૃહને તથા નીચેના બેઠકખાનાને બરાબર સાફસુફ રાખવું જોઇશે. વળી આ ફોઇ જ્યારે જે કાંઈ કહે તે કામ પણ તારે તેને કરી આપવું પડશે. મારા પોતાના કામને માટે હું તને મહિને બે રૂપિયા વધારે ન્હા પાણી દાખલ આપીશ, એટલે બધા મળીને તને મહિને બાર રૂપિયા પગાર મળશે."

રતને અતિ નમ્રતાથી કહ્યું કે:—"વિશ્વનાથજી આપનું કલ્યાણ કરો. હું એક ગરીબ માણસ છું. આપના એ ન્હાપાણીના બે રુપિયજ મારે માટે પૂરતા થઈ પડશે. આપના જેવા દયાળુ માલિકનું કામકાજ કરવાથી મારા જેવી ગરીબ બાળાનું કલ્યાણ થઈ જશે. આપ મને જે કામ કરવાનું ફરમાવશો, તે હું ઘણીજ ખુશીની સાંથે બજાવીશ.

રમણીકલાલ સહજ મૃદુ હાસ્ય કરીને બોલ્યો કે:—"વાહ! તું તો ગુજરાતી ઘણું સારૂં બોલી શકે છે ને શું! હું નહોતો જાણતો કે તું હિન્દુસ્તાનની વતની હોવા છતાં પણ આવું સારૂં ગુજરાતી બોલી શકતી હોઇશ."

રતને કહ્યું:—"શેઠજી! આ પહેલાં હું ત્રણ ચાર ગુજરાતી શેઠી-

આઓને ત્યાં નોકરીએ રહી હતી, એથીજ મને આવું સાદું ગુજરાતી બોલતાં આવડે છે."

આહારાદિ સમાપ્ત કરી ઉઠતાની સાથેજ, રતને રમણીકલાલના હાથ ધોવા સાટે પાણી લાવી રજુ કર્યું. તેણે મુખ લૂછતાં લૂછતાં કહ્યું કે:—"ત્યારે હવે જો તારી બીજે કયાંઈ પણ જવાની ઇચ્છા હોય, ત્યાં જઈને જલ્દી પાછી આવ. હું હવે અર્ધા કલાક પછી બહાર નીકળી પડીશ. તું મારા ઉપરના એ શયનગૃહને બરાબર સાફસુફ કરીને પથારી વગેરે બધું રીતસર ગોઠવી રાખજે."

રતને એ વખતે કહ્યું:—"શેઠ સાહેબ! મારી એક અરજી છે, એ આપને જણાવવાની ખાસ જરૂર છે. મારે મારા પોતાના હાથે રાંધીને ખાવું પડે છે; એટલા માટે સવાર સાંઝ બન્ને વખતે આપે મને રજા આપવી જોઈશે. મારો એક મા વગરનો ભાણેજ છે તેને કોઈ કોઈ વાર જોઈ આવવાની પણ ખાસ જરૂર છે."

રમણીકલાલે કહ્યું કે:—"એમાં મને કશી અડચણ નથી. તો પણ મારે ઘણાં કામો માટે વારંવાર બહાર જવું પડે છે. ઘણીવાર ઘેર આવતાં મને વિલંબ પણ થઈ શકે તેમ છે. મારા આવવાનો કાંઈ ધડોજ નથી. હું ઘણીવાર રાતના બાર બાર કે બબ્બે વાગે પણ ઘેર આવું. એથી ઘરની સ્ત્રીઓને એકલી રહેવું પડે છે, એટલા માટે મારી ઇચ્છા એવી છે કે, તારે રાત્રે તો અહીંજ સૂવું પડશે."

રતને કહ્યું:—"એમાં મને કશી પણ અડચણ આવશે નહિ. તો પણ બપોરે અને સાંઝે બેઉ વખતે બબ્બે કલાક મારે બહાર જવું પડશે."

રતન રાત્રેજ એ મકાનપર રહેવા માગતી હતી, એ વખતેજ તેના કામમાં તેને ઘણી સરળતા મળી શકે તેમ હતી. જે કામને

માટે મોહનપ્રસાદ દ્વારા તે આ દાસીવૃત્તિ કરવામાં દાખલ થઇ હતી; તે કામ તો રાત સિવાય થઇ શકે તેમ નહોતું.

રમણીકલાલ થોડી વાર આરામ લીધા પછી ઘરમાંથી બહાર ચાલ્યો ગયો. રતન પણ રસોડાનું બધું કામકાજ પતાવી, જગફોઈની અનુમતિ લઈ પોતાને ઘેર ચાલી ગઈ. ઘેર જઇને તેણે જોયું કે, મોહન પ્રસાદે મનુને માટે રૂપિયાને નીમી દીધી છે અને તેના પરજ મનુને ખવડાવવા પીવડાવવાનો તથા તેની સંભાળ રાખવાનો ભાર સોંપી દીધો છે. આથી રતન મનુના સંબંધમાં ઘણીજ નિશ્ચિંત થઈ અને તેના મનની એક મોટી ચિંતા મટી ગઈ.

બપોરે ખાઈ પીને બધાં કામોમાંથી પરવાર્યા પછી રતન પાછી રમણીકના મકાને ચાલી ગઈ. રમણીકલાલના બેઠકખાનાની તથા શયનગૃહની ચાવીઓ તેની સાસૂની પાસેથી માગી લઇને, તે સઘળી ચીજોને બરાબર રીતસર ગોઠવવા લાગી. ગોઠવવાનું કામ પૂરૂં થયા પછી તેણે રમણીકલાલનું બિછાનું બરાબર પાથરી દીધું.

એ ઓરડામાં એક ટેબલ પર શેતરંજ બાજી પડેલી હતી કે જેથી રતને અનુમાન પરથી વિચાર્યું કે, એ શેતરંજ બાજી રમણીકલાલની સ્ત્રી મેનાએજ તૈયાર કરાવી હશે અને તે તેની ઘણીજ શોખિન હશે. રમણીકલાલ ઘણે ભાગે અમદાવાદમાંજ રહેતો હતો અને મેનાજ મુખ્યત્વે કાશીમાં રહેતી હતી. તેના અમદાવાદના મકાનમાં તેનો પહેલીવારની સ્ત્રીનો એક પુત્ર, એક વિધવા ભગિની તથા એક વિધવા ફોઈ રહેતી હતી. પોતાના દેશમાં પોતાને ઘેર રહેવા છતાં પણ તે શા માટે મેનાને ત્યાં આગળ લઈ જતો નહોતો. અથવા મેના ત્યાં ન જતાં કાશીમાંજ રહેતી હતી, એ બાબતમાં કોઇનાથી કાંઈ પણ સમજી શકાતું નહોતું. રમણીકલાલ કહેતો કે, તેની સ્ત્રી મોટા માણ-

સની દીકરી છે. સબ–જજ્જની ભત્રીજી છે તથા અત્યારના ચાલૂ જમાનાનો વાયરો તેના મગજમાં ભરાયલો હોવાથી તે ખૂબ કડક બની ગઇ છે. એટલા માટે તેને બધાંની સાથે રહેવું પસંદ પડતું ન હોવાથી તે કાશીમાં રહેવાનું વધારે પસંદ કરે છે. વળી કોઇ કોઇ કહેતું કે, મેના શૌકયના દીકરાને પોતાની નજરે જોઇ શકતી નહોતી. નણંદની સાથે પણ તેને બિલ્કુલ બનતું નહોતું. એ ગમે તેમ ભલેને હોય, પણ તે મુખ્યત્વે કાશી શહેરમાંજ રહેવાનું વિશેષ પસંદ કરતી હતી.

રતને, રમણીકલાલના સૂવાના ઓરડામાં જઇ તેની સ્ત્રી મેનાના બિછાનાં આદિ સર્વને સાફ કરવા જતાં જોયું કે, તે બિછાનામાં એક સ્થળે કોણ જાણે કેટલાંક કાગળીયાં સીવડાવી રાખવામાં આવ્યાં છે. એ સ્થાને જાણે ઘણી જ કાળજીથી ડબલ રીતે સીવડાવી લેવામાં આવ્યું છે. ગદેલાંની અંદર આમ છૂપી રીતે કાગળને છુપાવેલા જોઇને રતનના મનમાં એક ખટકો પેદા થયો. મોહનપ્રસાદે તેને વારંવાર સમજાવીને કહી દીધું હતું;–" જો તને જે કોઈ કામમાં જરા પણ શક આવે તો તેને બરાબર તપાસી જો જે."

એટલા માટે રતન એ ઘરમાં એક છુરી અથવા કાતરની તપાસ કરવા લાગી. આમ તેમ જોયા પછી, તેણે છેવટે જોયું કે, એક ગોખલામાં એક અર્ધી ભાંગેલી છુરી પડી છે. છુરી મળતાંની સાથે જ તેણે એકવાર ચારે તરફ નજર ફેરવી શયન ગૃહનું દ્વાર બંધ કરી, ગદેલાંની તે સીવડાવેલી જગાને એ ભાંગેલી છુરીની સહાયતાથી ફાડીને, પેલાં કાગળીયાંને બહાર કાઢ્યાં. તે કાગળો જોવાથી ચિઠ્ઠી સિવાય બીજું કાંઇ પણ નહોતું. આવી રીતે એ કાગળીયાંને ગદેલાંની અંદર સીવડાવી લેવામાં શું ગુપ્ત હેતુ સમાયલો હશે, એ કોઇ પણ રીતે જાણી

શકાયું નહિ. તો પણ એટલું તો અવશ્ય સમજાયું કે, એ સર્વ પત્રો ખૂબ છુપાવી રાખવા જેવા ન હોય, તો તેને કદાપિ આવી રીતે સીવડાવી રાખવામાં આવે જ નહિ.

રતને એ કાગળીયાંને એકઠાં કરી, ગદેલાંને પહેલાંની માફક પાછું સંકેલીને હતું ત્યાંનું ત્યાં મૂકી દીધું તથા તેનાપર ઓશિકાં આદિ મૂકીને રમણીકલાલને એ બાબતમાં કશી પણ ખબર ન પડી શકે એવો બંદોબસ્ત કરી લીધો. ત્યાર પછી તે પાછી રસોડામાં ચાલી ગઇ.

જગફોઈનું પોતાનું એક આશ્રય-સ્થાન હતું. રતનની પેઠે તેને પણ એક ભાણે જ હતો. જગફોઇ, રાત્રે આ મકાનપર આ પહેલાં રહેતી નહોતી. મેનાના અમલમાં બનવા જોગે જો કદાચ એ એકલી રહેતી, તો જ તેને, તેને ત્યાં સૂવા આવવું પડતું. પણ મેનાના ગુમ થવા પછીથી તો તેને હમેશાં આ મકાને જ સૂવું પડતું હતું. એ અવશ્ય રમણીકલાલના અનુરોધનું જ પરિણામ હતું. હમણાં રતનના આવવાથી તેને કાંઇક સગવડ થઇ પડી હતી. કારણ કે, રાત્રે રતન એ મકાને જ રહેતી અને એ પણ કોઇ કોઇ દિવસે પોતાને મુકામે સૂઈ રહેતી.

રતનને એમાં કશી અડચણ જ નહોતી. જગફોઇને લાચાર કરી પોતાના કાબૂમાં રાખવાનો જ તેનો મુખ્ય ઉદ્દેશ હતો. તેનું મન મેળવીને અથવા મરજી મૂજબ કામ કરીને, એ કુટુંબ કામ કરીને, એ કુટુંબની જે કાંઇ ગુપ્ત વાતો હોય, તે મેળવવાની જ તેની મતલબ હતી. એટલા માટે તે જગ ફોઇના કામમાં પૂરતી મદદ કરીને, તેનું કામ પોતે કરી આપીને, તેને રાજી રાખવાની કોશિશ કરવા લાગી. તેમજ જગફોઇ પણ આ સર્સ કારણોથી તેના પર ખૂબ સંતુષ્ટ થઈ.

એક દિવસ બપોરનું કામકાજ પતી ગયા પછી જગફોઇએ રતને

કહ્યું કેઃ–"તારું કામ તો પતી ગયું છે બહેન! આજે કાંઇક વહેલી ઘેર જઇ આવ. તારા ભાણેજને માટે તારું મન કાંઇક ગભરાયલું જણાય છે. અહા! માયા કેવી ગજબની વસ્તુ છે. ખરેખર માયા જ મનુષ્યનો કાળ છે, એક બુરી બલા છે. મારે પણ તારા જેવો એક ભાણેજ છે. અને તેની માયાથી જ હું તીર્થ ધર્મ, વાર વ્રત વગેરે બધું ત્યાગીને આ કાશીમાં રસોઇનું કામ કરવા આવી છું."

રતને કહ્યું:—"શું કરીએ ફોઇબા! તમારાં જેવાં સારાં માણસને દુઃખ ન થાય તો બીજા કોને થાય? ખરેખર દુનિયામાં હવે કળિયુગ જ આવી ગયો છે, પણ એ કળિયુગમાં પણ તમે તમારા ભાણેજની આટલી બધી સંભાળ રાખો છે, એ ઘણું જ ખુશી થવા જેવું છે. મેં સાંભળ્યું છે આ ઘરની ગૃહિણી પણ ઘણું ભલું માણસ હતું. પણ ભલાં માણસની આ દુનિયા જ ક્યાં છે? જૂઓને તેઓ ભલાં હતાં, છતાં તેમનું પરિણામ કેવું ભયાનક આવ્યું છે."

ફોઇબાએ કહ્યું:–"શેઠાણીની વાત તેં શી રીતે જાણી વારુ, રતન?"

રતને પ્રફુલ્લ મુખે જવાબ આપ્યો:–"આખા કાશી શહેરમાં આ મામલાની વાત ફેલાઇ ગઇ છે. વળી આ ઘરમાં જ હું કામકાજ કરું છું, છતાં એટલું પણ ન જાણી શકું? આડોસપડોસનાં માણસો હમેશાં આ વાતની ચર્ચા ચલાવ્યા કરે છે અને એથી જ હું બધું જાણી શકી છું."

ફોઇબાએ ત્યારે કાંઈ દુઃખી સ્વરે કહ્યું:–"શું એ સાચી વાત છે? અહા છોકરી તો ઘણી જ ભલા હતી. તેને માટે મને વારંવાર એવો અફસોસ થઇ આવે છે કે, જેથી હું ઘણીવાર તો રડી પણ પડું છું અને એટલા માટે જ હું ઉપરના ઘરમાં ઘણે ભાગે જતી પણ

નથી. ધર્મને સાક્ષી રાખીને હું કહું છું કે, આટલા દિવસ હું તેની પાસે હતી, પણ તેણે મને કદાપિ એક પણ કડવું વચન કહ્યું નહોતું. ફોઈ ફોઇ કહીને તેનો સાદ સૂકાતો. તે મોટા માણસની કન્યા હતી અને તેના સ્વામીની સ્થિતિ પણ ઘણી જ સારી હતી. ઘરેણાંથી તો તે ભાંગી પડતી. તેને કશી ખોટ જ નહોતી પણ હાય, એ બિ-ચારી એમાંનું કશું પણ ભોગવી શકી નહિ.

રતન જાણે ફોઈબાની વાતથી ખૂબ ખેંચાઇ ગઇ છે, એવો ડોળ કરીને બોલી કેઃ—"અંદરની હકીકત શું છે તે કોનાથી જાણી શકાય તેમ છે, ફોઇબા! આખા કાશી શહેરમાં આ ખૂનને માટે મોટી હીલચાલ મચી ગઈ છે. મને ઘણાં માણસો અહીં નોકરી કર-વાની પણ મના કરતાં હતાં અને તે સાથે મારૂં ખૂન થવાનું પણ જણાવતા હતાં. તેઓ કહેતાં હતાં કે, એ ખૂની મકાન છે. એ મકા-નમાં મુડદું દાટવામાં આવ્યું છે અને એ મુડદું રાત્રે ભૂત થઇ ભટકે છે."

ફોઇબા ધોળો દિવસ હોવા છતાં પણ, એ મુડદાંની વાત સાંભળી-ને ભયચકિત સ્વરથી બોલી ઉઠી કેઃ—"રામ! રામ! મુડદાં બુડદાંની વાતજ કહીશ નહિ. એક તો આ એકાંતમાં આવેલું મકાન છે અને તેમાં વળી રાત દિવસ આપણે કામકાજ કરવું પડે છે. એ બધી બાબતોનો ખ્યાલ આવતાં મને ઘણોજ ગભરાટ થાય છે! હવે તું આવી વાત બોલીશ નહિ."

રતને કહ્યુંઃ—"ફોઈબા! હું હમણાંજ ઘેર જઇ એકદમ જમીને પાછી અહીં આવી પહોચું છું. વળી મારા ભાણેજની પણ જરાક સંભાળ લેતી આવું છું."

આમ કહીને રતન પેલાં કાગળીયાંને સાથે લઇને રમણીકલાલના મકાનમાંથી બહાર નીકળી પડી.



# પ્રકરણ ૧૫ મું

## ભેદી પત્રનો ભેદી ભેદ !

( મિ. ઠાકોરની આત્મકથા )

મોહનપ્રસાદની રતનમણિ, એ ખરેખર એક અમૂલ્ય મણિજ છે, તે હું આજે બરાબર જાણી શકયો. બધા મળીને સાત દિવસ થયાંજ ફક્ત તે રમણીકલાલને ત્યાં નોકરી પર ચડી છે, એટલા ટુંકા વખતમાંજ તેણે આ એક મોટું કામ કરી આપ્યું. અમો અંધારામાં આંધળાની પેઠે ભટકતા ફરતા હતા, પણ રતને એ ભયંકર અંધા-રામાંથી અમોને જાણે દીવો દેખાડીને ખરા રસ્તા પર લાવી મૂક્યા.

ગઇ કાલે, મોહનપ્રસાદ મને કેટલાક ગુજરાતી કાગળો આપી ગયો હતો. તે કાગળોને તે બરાબર સમજી શકતો નહોતો. હું નામે મિ. ઠાકોર હોવા છતાં પણ જિગરમાં ખરો ગુજરાતી છું. એટલા માટે, એ કાગળોચ્યાં એક નવો ભેદભરેલો મામલો જોઇને મારા મનમાં એવી એક ધારણા ઉપજી આવી છે કે, આ દુનિયામાં સઘળું સંભવિતજ છે. સત્કાર્ય ઘણાંજ થોડાં માણસો કરે છે. દુષ્કર્મમાંજ અનેક માણસો રચ્યાં પચ્યાં રહેનારાં હોય છે. ઉપરથી સાધુતાનો ડોળ કરી ધર્મમાં રહો, નીતિને રસ્તે ચાલો, પ્રભુનો ડર રાખો, એવા એવા ઉપદેશ આપનારા પુરૂષોનુંજ આંતર્જીવન અત્યંત સડેલું હોય છે. વળી એ સર્વ મનુષ્યો જે દુષ્કર્મો કરે છે, તે એવી સાવધતાની સાથે કરે છે કે, જેનાથી સમસ્ત જગત પ્રતારિત થઇ જાય છે.

આ વખતે મને મોહનપ્રસાદની એક વાત બરાબર યાદ આવે છે. તેણે મને અમદાવાદમાં એક દિવસ એક નર્સનું નામ આપી તેના સંબંધમાં અનેક ભેદભરેલી વાતો કહી હતી, પણ મેં તેના પર બરાબર વિશ્વાસ મૂક્યો નહોતો. જ્યારે એક વાર મારે એના સહવાસમાં આવવાની જરૂર પડી, ત્યારે મને તેની બોલવા ચાલવાની રીતભાત પરથીજ તેના પર સંદેહ ઉપજી આવ્યો. મેં તેના સંબંધમાં પૂરતી તપાસ ચલાવી. તપાસ પરથી મને મોહનપ્રસાદની વાત સત્ય લાગી. મારી ધારણા ભૂલભરેલી નિવડી. એ નર્સ બહારથી તો નર્સનુંજ કામકાજ કરવાનો ડોળ દેખાડતી હતી; પરંતુ અંદરખાનેથી તે મહા ભયાનક વ્યવસાય ચલાવતી હતી, તે વ્યવસાયનું નામ આપતાં પણ મને અત્યંત સંકોચ થાય છે. અનેક દવા લેવા આવનારી બિચારી અણુસમજુ અને ભોળી બાળાઓને એ પાપીયસી પાપમાર્ગમાં પ્રવૃત્ત કરતી હતી અને તેમાંથી તે પાંચ પૈસા પ્રાપ્ત કરતી હતી. આવાં આવાં અનેક દૃષ્ટાંતો મારા જોવામાં આવ્યાં છે. અમદાવાદમાં દસ વરસ થયાં જાસૂસનું કામ કરી મેં એ શહેરનો એકેએક ભયંકર જગાઓની મુલાકાત લીધી છે અને તે સંબંધી સર્વ વૃત્તાંત જો હું વાંચકને વિદિત કરૂં તો હજાર બે હજાર પાનાનું પુસ્તક થાય તેમ છે, પરંતુ મારો એ ઉદ્દેશ નથી. હું પાપાત્માઓના પાપજીવનને પ્રકટ કરવા બેઠો નથી અને એમ કરવું એ મારો ધર્મ પણ નથી. છતાં પ્રસંગોપાત જે દૃષ્ટાંતો આપું છું, તેનું કારણ એ છે કે, આ દુનિયામાં ન બની શકે એવું એક પણ કાર્ય જ નથી. એમ હું સર્વને સિદ્ધ કરી આપવા માગું છું. બહારથી કપાળમાં ખૂબ મોટાં ગાજરિયાં ટીલાં તાણનારા, કંઠમાં રુદ્રાક્ષ કે તુલસીની માળાઓના ભારા બાંધનારા તથા ચોવીસે કલાક મુખમાંથી કેવળ 'હરિ હરિ, રાધાશ્યામ,

નારાયણ, કાશીવિશ્વનાથ!' આદિ પવિત્ર નામોનો ઉચ્ચાર કરનારા માણસો જ મુખ્યત્વે મહા ભયાનક નિવડે છે. એ ધર્મમય બાહ્ય આચારમાં જ અનેક સ્થલે 'તુલસી વનના વાઘ' બિરાજે છે. બહારની હરિભક્તને જારી રાખીને, એ સર્વ હરિભકતો, છુપી રીતે એવાં ભયાનક કુકર્મો કરે છે કે, તેનું ખરૂં સ્વરૂપ જાણવામાં આવતાં અંતરાત્મા કંપી ઉઠે છે.

મોહન પ્રસાદના આપેલા પત્રો વાંચીને, મને એક ધારણા ઉપજી આવી હતી કે, રમણીકલાલની સ્ત્રી મેનાનો હત્યાકાણ્ડ અતિ ભીષણ રહસ્ય જાળથી ઘેરાયલો છે. પત્ર વાંચીને, મારા મનમાં એક પ્રકારના દારુણ સંદેહની છાયા જાગી ઉઠી હતી કે. રમણીકલાલ પોતે જ અને ખૂનનો નાયક છે! કેવી ગજબની વાત! વળી એ જ રમણીકલાલ કે જે અમદાવાદ સૂધી ધસી આવીને, મને એ ખૂની મામલાનો પડદો ખોલવાની ખાસ ભલામણ કરી ગયો હતો. એ જ રમણીક આજે મારી નજરમાં મહાભયંકર ગુન્હેગાર થઇ પડયો.

રમણીકે કહ્યું હતું કે. મેના તેની બીજીવારની સ્ત્રી હતી. પણ તેણે તે વાત બિલ્કુલ ખોટી કરી હતી. આ પત્ર વાંચવાથી સાફ જણાઈ આવે છે કે, એ તેની ત્રીજીવારની સ્ત્રી હતી. હું ધારૂં છું કે, રમણીકલાલ બિલ્કુલ જૂઠું બોલીને એકવાર બિલ્કુલ હજમજ કરી ગયો હતો.

તે ઉપરાંત આ પત્રોપરથી સાબીત થઇ આવતું કે:—એક મહા ભયાનક પાપને માટે જ તેની એ ત્રીજી વારની સ્ત્રી મેના તેનો તિરસ્કાર કરતી હતી. એ તિરસ્કાર, છેવટે એક બીજાના મનમાં દારૂણ વિષમતા ઉપજાવનારો થઇ પડયો હતો.

રમણીકલાલે કહ્યું હતું કે,–"મારો સસરો ક્ષયરોગે પીડિત થવાથી તથા તેની સેવા કરનાર બીજું કોઈ પણ માણસ ન મળી શકવાથી હું મારી સ્ત્રીને મારા સસરાની પાસે કાશી મૂકી ગયો હતો. પરંતુ આ પત્રો વાંચવાથી એમ જણાઇ આવે છે કે, મેના પોતાની ઇચ્છાનુસારજ પિતાને ત્યાં આવી રહી હતી અમદાવાદના ઘરમાં, નણંદ તથા શૅાક્ય-પુત્રની સાથે તેનો કાંઈ પણ વાદવિવાદ થતો નહોતો, પરંતુ તે કોઇ જૂદાજ ગુહ્ય કારણથી અમદાવાદ છોડીને પોતાને ઘેર આવી વસવાને લાચાર થઇ હતી.

રમણીકલાલ તેના સસરાની આર્થિક સ્થિતિના સંબંધમાં, મારી પાસે જે કાંઇ કહી ગયો હતો, તે પણ એક પ્રકારના ભયાનક જૂઠાણાથી ભરેલું હતું. ખરી રીતે, રમણીકલાલનો સસરો, મરતી વેળાયે પચાસ હજાર રૂપિયા રોકડા મૂકી ગયો હતો. તે ઉપરાંત અમદાવાદમાંના મકાનો, ભરૂચ જિલ્લાની જાગીર તથા ઘરેણાં ગાંઠાં પણ હતાં. બધી મળીને તેની મિલ્કત એંશી નેવું હજાર રૂપિયાની હતી.

મેં મોહનના મોકલેલા તે ગુજરાતી કાગળોમાંના કેટલાક કાગળોપરથી જે કાંઇ સાર શોધી કાઢયો છે, તેનો મર્મ હું ઉપરજ જણાવી ચૂકયો છું. મુકર્દમાના નિકાલના સંબંધમાં એ સઘળા કાગળો જેવા જોઇએ તેવા જરૂરી નથી. એ કાગળોમાં અત્યારના હત્યાકાંડ સંબંધી એવો કોઇ "Incriminating fact' નથી કે જેથી રમણીકલાલને પ્રત્યક્ષ રીતે આ મામલામાં જોડી શકાય. અંગ્રેજીમાં એક કહેવત છે કે;–"Be not deceived by appearances." બહારના આડંબરની સહાયતાથી આ જગતમાં દુષ્ટ લોકો દગાબાજી ચલાવીને અનેક કામો હાંસિલ કરી લે છે. દુનિયાં આડંબરની ગુલામ છે, આડંબરનેજ પસંદ કરનારી છે. કારણ કે, આડંબરના કાળા પડદા પાછળ જે

કાળાં કામો થાય છે, તે કામો જાહેર રીતે થઇ શકતાં નથી. એ ગમે તેમ હો, પણ હું એ બન્ને પત્રો વાંચીને, રમણીકલાલના સંબંધમાં અનેક અવનવા ભેદો જાણી શક્યો છું અને વાંચકવર્ગને પણ તેનાથી વંચિત રાખવા માગતો નથી. એ બન્ને પત્રોપરથી વાંચકને ઘણું ઘણું જાણવાનું મળશે તથા 'વિશ્વમાં અસંભવિત કંઇજ નથી.' એવો જે મારો એક સિદ્ધ સિદ્ધાંત છે, તે પણ સ્પષ્ટ રીતે સત્યજ જણાઇ આવશે. હું એ બન્ને પત્રોની અવિકલ નકલ અહીં નીચેજ રજૂ કરૂં છું:—

## પ્રથમ પત્ર

### શ્રીમતી મેનાદેવી !

"હું તને ઉપરાસાપરી પત્ર લખું છું, પરંતુ તેમાંના કોઇ પણ પત્રનો જવાબ ન મળવાથી ઘણોજ દિલગીર થાઉં છું. તારા પર એટલું બધું શું કામ આવી પડયું છે કે, તને બે ચાર લાઇનનો પત્ર લખવાની પણ ફુરસદ મળતી નથી ? મેં સાંભળ્યું છે કે તારી કાકાની દીકરીનો વર અથવા તારો બનેવી ડોકટર મન્મથકુમાર હમણાં અમદાવાદથી કાશી શહેરમાં આવી વસ્યો છે. તું મન્મથકુમારના રૂપ તથા ગુણની અત્યંત પક્ષપાતિની છે, એ વાર્ત્તાને હું ઘણી સારી રીતે જાણું છું. તેનું નામ સાંભળીને તું વ્યાકુળ થઇ ઉઠે છે. તું તારી મરજીમાં આવે તેમ સુખ સ્વચ્છંદતાથી વર્તતી હો, તો ભલે ખુશીથી વર્ત. એમાં મને કશી હરકતજ નથી. હું આજકાલ મારા અનેક મિત્રોના મુખેની સાંભળું છું કે, મન્મથકુમાર તારે ઘેર હમેશાં આવે છે, તેને હમેશાં આવવાની સારી સગવડ પણ મળે છે. વળી તારા પિતા પણ તેને ખૂબ ચાહે છે અને તેનો સત્કાર કરવામાં પણ કશી ખામી રહેવા દેતા નથી, એવી વાત અહીં બેઠાં હું સાંભળી શકું છું.

હું તેમનો જમાઇ હોવા છતાં પણ, તેમણે કોઈ દિવસ બે મિનિટ બેસીને મારી સાથે બેસીને વાતચીત પણ કરી નથી. મારો સહુથી મોટામાં મોટો દોષ માત્ર એજ છે કે, હું નશો કરૂં છું; મદિરાપાન કરૂં છું, ભાંગ ગાંજો કે ચરસની ચલમો ફુંકું છું, પરંતુ હું જે કાંઇ કરૂં છું એ કાંઇ તેમના પૈસાથી કરતો નથી. વળી મદિરાપાન કરવામાંજ જો ખરો દોષ સમાયલો હોય તો શું અહીંના તારા પિતાની ન્યાતિના અનેક આબરૂદાર માણસો મદિરાદેવીને ઉદરમાં સ્થાન નથી આપતા ? તેમની ન્યાતિના અને તેમના ખાસ દિલોજાન દોસ્ત મિસ્ટર વિહારીલાલ શું એ મૃત્યુભૂમિની સુધાથી વંચિત રહ્યા છે ? અરે ! એવા એવા તો અનેક માણસો આ શહેરમાંથી અને ખાસ કરીને તારી જ્ઞાતિમાંથીજ મળી આવે તેમ છે."

તું તો મારા દેશમાં આવીને રહેવામાં અથવા અહીં આવીને મારી સાથે ઘર માંડી મને સુખ આપવામાં બિલ્કુલ નારાજ છે. વળી જો કદાચ તું અહીં આવીશ તો મારી બહેનની સાથે હમેશાં ઝગડા કર્યા કરીશ તથા મારા એકના એક પુત્રનું ઘુંટડે ઘુંટડે લોહી પીધા કરીશ, એવી દહેશત મારા મનમાં રહ્યા કરે છે. છોકરો તો જાણે તારી આંખના કણાં જેવો થઇ પડયો છે, હું કબુલ કરૂં છું કે, એ તારી શોકયનો પુત્ર છે. પરંતુ તેમ છતાં પણ તે તને હજી 'મા' કહીને બોલાવતાં પણ શીખ્યો નથી. તે બાળક—તને એટલી બધી ચાહે છે, તેમ છતાં પણ તે તને કડવો ઝેર જેવો લાગે છે. આ સર્વ કારણોથી હું તને અહીં લાવવાની કોશિશ કરતો નથી. હું ધારૂં છું કે, જ્યાં સૂધી તારો એ પિતા જીવતો રહેશે, ત્યાં સૂધી તારા તે ગર્વના ચૂરા થશે નહિ. હું બદમાશ છું કે વેશ્યાસક્ત પિશાચ છું, તો પણ તારો સ્વામી છું, એ વાતને તારે ભૂલી જવાની

નથી. તું મારી વિવાહિતા પત્ની છે, મારી ધર્મપત્ની છે, અર્ધાં-ગના છે. ”

“ એક દિવસે ને એક દિવસે તારે મારી સાથે હળીમળીને ઘર-સંસાર ચલાવવો પડશે. તેમ છતાં પણ વિના કારણ અકુશળતા વ-ધારીને, તારી પોતાની ઇચ્છાથી, તારા ભવિષ્યનાં સુખોનો ધ્વંસ કરી રહી છે ! ભગવાનના આ સંસારમાં, અનેક કુટુંબોમાં, અનેક ગૃહોમાં નિત્ય અસંખ્ય વ્યાપારો ઉપસ્થિત થયા કરે છે, અનેક અવનવા બ-નાવો બન્યા કરે છે. તેમની બધાની વાતને દૂર મૂકીને તું તારૂં પો-તાનું વિચારી જો. હું પાપી છું, અધઃપાતના માર્ગમાં ગબડી પડયો છું, છતાં આર્યશાસ્ત્રમાં દર્શાવ્યા પ્રમાણે તું મારી સ્ત્રી હોવાથી તારી પાસે તો હું સદા ક્ષમાને પાત્રજ છું. આ સંસારમાં અનેક ગૃહોમાં નહિ જેવો ગૃહવિચ્છેદ થવાથી અનેક મનુષ્યોનું જીવન ધૂળ ધાણી થઇ જાય છે ! અનેક કુટુંબોમાં દુઃખનો દાવાનળ સળગી ઊઠે છે.

“ મેના ! તું સુંદરી છે, ગર્વિતા છે. ધનના ગૌરવથી ગર્વિની છે, એટલા માટેજ હું ધારૂં છું કે, તું મારો અસ્વીકાર કરે છે. પ-રંતુ તેં જો મારી પહેલી વારની સ્ત્રી જોઇ હોત, તો તારા તે ગર્વ-ના અવસ્ય ચૂરે ચૂરાજ થઇ જાત. બીજી વાર મેં જે સ્ત્રીની સાથે લગ્ન કર્યાં હતાં, તે પહેલીના જેવી સુંદરી ન હોવા છતાં પણ ઘણી જ ગુણવતી હતી. એવી ગુણવતી લલના ભાગ્યેજ કોઇ પણ પુરૂષને મળી શકે છે. તેઓ બન્ને મને ત્યાગીને ચાલી ગઇ છે, એથી તેમની વાત તારી આગળ રજૂ કરવામાં શો સાર છે ! કાગળમાં શાહી તથા કાગળનો દુરૂપયોગ કરીને નકામા ઝગડા કરવામાં કાંઇ ફાયદોજ નથી. હાલમાં હું અમદાવાદમાં એક કારભાર કરીને મોટી નુકસાનીમાં આવી

પડયો છું. શેરની દલાલીનું કામ મેં મારા પર લીધું હતું અને તેમાં પહેલાં મને સારો નફો પણ મળ્યો હતો. પરંતુ અચાનક યુરોપમાં જરમનડાએ જગાડેલી મોટી હોળી હોલવાઈ જવાથી અથવા લડાઇની સલાહ થવાથી મારો એ બધો નફો તણાઇ ગયો છે અને એ ઉપરાંત પાંચ હજાર રૂપિયાની ખોટ આવી છે. લડાઇ બંધ થવાથી શેર બજારમાં મ્હોકાણ મંડાણી છે, કાપડ બજારનું પલ્લું છેક નીચું નમી પડયું છે અને વહેપારીઓ પૂરા સોળ સોળ હાથના ચોફાળ ઓઢીને પોક મૂકે છે, મારો પણ એમાંજ સમાવેશ કરી લેજે. આ સર્વ અતિ લોભનુંજ પરિણામ છે. આ મહિનામાં મને જે ખોટ ગઇ છે, તે બદલ પાંચ હજાર રૂપિયાની ખાસ જરૂર છે, જો મારાથી એ રુપિયા લેણદારોને વાયદાસર નહિ ચૂકવી શકાય તો અફીણ ખાઇને મારે મરણને શરણ થવું પડશે અથવા તો અમદાવાદને નવ ગજના નમસ્કાર કરી નવ બે અગિયારાં ગણવાં પડશે. તારી માતા મરતી વેળાયે તને જે સઘળાં ઘરેણાં આપી ગઇ હતી, એ ઘરેણાંને ગીરો મૂકવાથી તું પાંચ હજાર રૂપિયા સહજમાંજ મેળવી શકીશ. તને લગ્નને વખતે મારા તરફથી જે કાંઇ ઘરેણાં મળ્યાં હતાં તથા ત્યાર પછી પણ બે ચાર ઘરેણાં મેં તને કરાવી આપ્યાં હતાં, તે હું તારી પાસેથી પાછાં માંગતો નથી. સ્વામીની જરૂર વખતે દરેક સ્ત્રી પોતપોતાની શક્તિ મૂજબ મદદ કરે છે, અને સ્વામી પણ વખત આવ્યે, એ ઋણનો બદલો વાળી આપે છે. વળી હું ભારરુપ થઇને સસરાનું અન્ન ખાવા માગતો નથી. મને વિશ્વાસ છે કે, આ સટ્ટાનું બિજનેસ છોડી બીજા કોઈ સારા રોજગારમાં જોડાવાથી હું ભવિષ્યમાં પાંચ પૈસા પેદા કરી મારા નસીબને ફેરવી શકીશ. હું હવે પછી અહીંની ‘ મરચી મિલ ’ નો એજંટ થવા માગું છું. જો કે,

લડાઇની સુલેહની વાતો સાંભળવાથી મિલોનો ધંધો પણ કાંઇક મંદ પડી જવા આવ્યો છે, છતાં પણ હું લાગવગથી એ મિલમાં ઘુસી જઈને મારા ગુજરાન જેટલું અવશ્ય પેદા કરી શકીશ. હું આશા રાખું છું કે, મારી આ ખરી જરૂરના વખતે તું મને મારૂં માગેલું એ મદદનું દાન આપ્યા વિના રહીશ નહિ. મને નિરાશ કરીશ નહિ. મારા આ સંકટ સમયે, આ સાધારણ અનુરોધને પાળીને, આવા કટાકટીના વખતે તું મારી ઈજ્જતનો જરૂર બચાવ કરજે. મારા આ પત્રનો અનુકૂળ ઉત્તર મળશે, તો હું તરતજ કાશી આવીશ, તને ભગવાન વિશ્વનાથજીના સોગન છે કે, તું તારા મનમાં જે કાંઇ સત્ય છુપાયલું હોય તેજ લખજે. જૂઠું લખી મને છેતરીશ નહિ.

તારો ત્યજાયલો સ્વામી—

રમણીકલાલ. ”

“ પત્ર અમદાવાદથી લખેલો હતો. એની સાથે એક જવાબ પણ જોડેલો હતો. મને લાગે છે કે એ પત્રને હજી પોસ્ટમાં મોકલાયો નહિ હોય, અથવા મોકલનાર સ્ત્રીએ તેના મોકલેલા પત્રની એક નકલ રાખી લીધી હશે. ગમે તેમ હો, પણ તેણે તે કાગળમાં આ પ્રમાણે લખેલું હતું:—

### બીજો પત્ર

**સ્નેહમય સ્વામીની સેવામાં !**

“ તમારા એ પ્રાણહીન પત્રનો ઉત્તર આપવાની ઇચ્છા નહોતી. તમારા એ ભયંકર પત્રમાં તમે મને જેમ ઇચ્છામાં આવે તેમ લખ્યું છે. સ્વામી થઇને સ્ત્રીને જે અપવાદ લોકોમાં કદાપિ મૂકાતો નથી, તે અપવાદ તમે મૂક્યો છે. સ્ત્રીઓને માટે એ અપવાદ મહા ભયાનક મનાય છે ! એની વેદના સ્ત્રીઓથી કદાપિ સહી શકાતી નથી.

એને માટે અનેક અફીણ ખાય છે, ગળે ફાંસો ખાઇ અથવા પાણીમાં ડૂબી મરે છે, અનેક અબળાઓ જીભ કચડી મરણવશ થાય છે. તમે મારા સ્વામી થઇને મને એ સર્વ અપવાદ આપ્યો છે, મારા પર બિલ્કુલ ખોટું અને હડહડતું આળ ઓઢાડયું છે. પ્રકારાન્તરે હાવભાવથી અને માર્મિક વચનોથી મને કલંકિની અને ચરિત્રહીના કહીને અસંખ્ય ગાળો ભાંડી છે! ગાળો ભાંડતા હો, તો ભલે ઘણીજ ખુશીથી ભાંડો, પણ ઉપર આકાશમાં વિરાજતો અંતર્યામી ભગવાન તો તે બધું બહુ સારી રીતે જાણે છે, કે હું કોણ છું, કેવી છું, સતી છું કે પાપિણી છું? મન્મથ ડાકટર મારી કાકાની દીકરી બહેનનો વર અથવા મારો બનેવી છે, તેની સાથે જો કદાચ બે ચાર પવિત્ર વાતો કહેવામાં તમને દોષ જણાતો હોય, હું તમારી નજરે અપરાધિની ગણાતી હોઉં, તો હવે પછી હું એવો અપરાધ કરીશ નહિ. ભગવાન જાણે છે કે, હું સતી છું કે અસતી છું?"

હવે રૂપિયાના સંબંધમાં વાત કહું છું. તમે જે સઘળાં ઘરેણાં મંગાવ્યાં છે, તે પિતાની તિજોરીમાં પડયાં છે. તે તિજોરીની ચાવી પિતાની પાસેજ રહે છે. તેઓ હમણાં પથારીએ પડયા છે. રોગની જ્વાળાથી, તેમનું મગજ બગડી ગયું છે. તેમના શરીર અને મનની આવી અવસ્થામાં, આ વિષયને માટે હું તેમને છેડવાનું સાહસ કરી શકું તેમ નથી. તેઓ જો કદાચ ચીડાઈને 'ના' કહી બેસશે, તો પછી એ 'ના' ની 'હા' કહેવડાવવાનો કાંઇ ઇલાજ જ રહેશે નહિ. તેમને જરા સાજા થઇ, પથારીપરથી ઉઠવા દો, ત્યાર પછી લાગ જોઇને હું તમારી આ વાત તેમની પાસે અવશ્ય રજૂ કરીશ. એ વિષયમાં તમે બિલ્કુલ નિશ્ચિંત રહેજો. હું મારાથી બનતી મહેનત કરીશ."

"શૅર દલાલીના ધંધામાં પાંચ હજાર રૂપિયા ખોટ ગઇ છે. એમ તમે લખ્યું છે, એ શું સત્ય વાત છે ! ખરેખર તમે પાંચહજાર રૂપિયાનું પાણી કર્યું છે ? હવે પછી તમે મિલના એજંટ થવા માગો છો ? કોની લાગવગથી એજંટ થવા માગો છો ? તમારી ભલામણ કરે એવો કયો મોટો માણુસ અમદાવાદમાં બહાર નીકળ્યો છે ? શું તમે મને પણ બનાવો છો. હજી સુધી પણ તમને ભાન નથી આવ્યું ? હું શું તમને નથી ઓળખતી ? તમે મને જ્યારે આવી રીતે દઝાડવા માગતા હતા, ત્યારે મારી સાથે લગ્ન શામાટે કર્યાં ? તમે મને દોષ આપો છો કે હું તમારા પુત્રને મારી નજરે જોઇ શકતી નથી. તે મારી આંખના કણાં સમાન થઈ પડયો છે ? તમારી બહેનની સાથે હું ઝગડા કરૂં છું. પણ શું તમારી આ બધી વાતો સત્ય છે ખરી કે ? તમારા હૃદયપર હાથ મૂકી તમે તમારા અંતરાત્માને પૂછો કે, તમે આ જે સર્વ લખ્યું છે, તે શું સત્ય છે ? હું જે કેટલાક માસ સુધી તમારી પાસે અમદાવાદ હતી, ત્યાં સુધીમાં તમે કેટલાક દિવસ મારી પાસે રહ્યા હતા એ કહો જોઇએ વારુ ? હજી સુધી તમારૂં જ્ઞાન કે બુદ્ધિ પકવતાને પામી નથી, એ ઘણો જ ખેદનો વિષય છે. આટલી ઉમ્મરે પણ તમે તમારી પરિણીતા ભાર્યાનો ત્યાગ કરી પર-નારીમાં રચ્યાપચ્યા રહો છો, એ શું તમારે માટે ઉચિત ગણાય ખરૂં કે ?"

"શું હજી પણ તમે એ દુષ્ટા નષ્ટચરિત્રા રાધાકિશોરીના મોહ-જાળમાંથી મુક્ત થઇ શકયા છો ? એ પાપિણીએ જ તમારો સર્વ-નાશ કરી તમને અધઃપાતના સાગરમાં ડૂબાડી દીધા છે, એનો વિચાર તમારા મનમાં આવ્યો છે કે ?- અપ્સરા જેવી ભુવનમોહિની પત્નીનો ત્યાગ કરી કલ્યાણદાસ જેવા શયતાનના અડ્ડામાં જઇ તમા-

રી કુવાસનાને તૃપ્ત કરવાની તમારી કુટેવનું કાંઇપણ પરિવર્તન થયું છે કે? જે પુરુષ રતિસમાન સુંદરી ધર્મપત્નીનો ત્યાગ કરીને વેશ્યાના પ્યારમાં ચકચૂર રહે છે, સ્ત્રીની પાસેથી દગો દઇને ઘરેણાં પડાવી તેનો બિલ્કુલ અપવ્યય કરે છે, ગણિકાના હાથમાં આપી દે છે અથવા મદઘેલી માનિનીઓનાં ટોળામાં મળી મદિરાપાનમાં ઉડાવી દે છે, એ શું કોઇપણ પ્રકારે પૂજ્યતાનું સ્થાન પ્રાપ્ત કરવાને યોગ્ય છે ખરો કે? સ્વામીના આ બધા અત્યાચારોને કઈ મદ-માંસધારિણી સ્ત્રીથી સહી શકાય તેમ છે વારૂ? પરંતુ મેં તમારી સ્ત્રી થઇને એ સર્વ પણ મૂંગે મ્હોંએ સહન કર્યું છે."

"સંસારમાં મનુષ્ય પોતાના દોષ દેખી શકાતું નથી, પણ બીજાના દોષ તરતજ તેના જાણવામાં આવી જાય છે અને એના યોગે જ અનેક અનર્થો ઉત્પન્ન થાય છે. તમે પોતે નીતિના માગ-પરથી ભ્રષ્ટ થયા છો, કામપરાયણ બન્યા છો, એટલે મારા સંબંધમાં પણ એવું અસત્ય અનુમાન કરી બેઠા છો. તમારા દોષનું આરોપણ મારાપર ઢોળી દેવામાં તમને લેશ માત્ર પણ સંકોચ થયો નથી."

"અમદાવાદમાં તમારી સાથે રહેવા પછી છેવટે જ્યારે અત્યંત અસહ્ય થઈ પડયું અને તમારો ત્રાસ મને સ્વપ્નમાં પણ ભયભીત કરવા લાગ્યો, ત્યારે છેવટે લાચારીથી હું અહીં ચાલી આવી છું, મારે ઝગડા કરવાને પણ ત્યારે નિરુપાય થવું પડયું છે. તમો મારી પાસે ગુપ્ત રાખવા છતાં પણ હું સારી રીતે જાણી શકી છું કે, તમે મારા પિતાનું ભાડુતી મકાન પણ ગીરો મૂકી દીધું છે. પિતા આ વાત સાંભળશે તો તમને શું કહેશે, કહો જોઇએ વારૂ? તમે તમારાપર કોઇપણ જાતનું કરજ ન હોવા છતાં પણ કેવળ ગાનતાન અને રાંડોના ગુલ્તાનમાં જ હજારો રૂપિયા બરબાદ કરી દેવાના ઢગલા ને

ઢગલા શિરપર વ્હોરી લીધા છે. અત્યારે હવે તેનું વ્યાજ ચડવા માંડયું છે. તમારાં પોતાનાં ઘરબાર પણ હું ધારૂં છું કે, હવે ગીરો મૂકાઇ જશે. આ બધી બાબતોનો વિચાર કરીને મને હવે સ્પષ્ટ જણાઇ આવે છે કે, તમારા જેવા ચરિત્રહીન ઉડાઉ માણસને ઘરેણાં ન આપવાં એ જ બહેતર છે. મને ચોક્કસ ખાત્રી છે કે, તમે તમારી આ બધી બદખ્યાલિને કદાપિ ત્યાગી શકશો નહિ. મેં તમારે પગે પડીને ઘણીવાર તમને સમજાવ્યા છે, ઘણીવાર હું કલાકોના કલાકો સુધી રડી છું, તો પણું તમે મારી વાતને કાનપર ધરી નથી. મારા પિતાનું જે કાંઇ છે, તે સર્વની તેમની ગેરહાજરીમાં હું જ ઉત્તરાધિકારિણી કિંવા વારસ થવાની છું, પરંતુ તમને તેમાંથી એક પાઇ પણ આપીશ નહિ. તેનું કારણ માત્ર એજ છે કે, હવે મારા મનમાં એવો દૃઢ વિશ્વાસજ બંધાઇ ગયો છે કે, એક દિવસે ને એક દિવસે તમે તમારી સઘળી મિલ્કત ફના કરીને રસ્તાના રખડતા રઝળતા ભિખારી બની જશો. તોપણ હું એ રૂપિયા અને ઘરેણાં તમારા સુખના દિવસોમાં અવસ્ય આપી દઇશ. હું આ બધું કેવળ તમારા હિતની ખાતર જ કરૂં છું. જેને માટે તમે તમારૂં બધું ફના કરો છો, તે શું તમને ચાહે છે ખરી કે! એ બદમાસ નર્સને તમે ઓળખો છો ખરા કે? તે શાયતાનીએ તમારા જેવા કેટલા ભોળા પુરુષોને પોતાની મોહજાળમાં ફસાવ્યા છે, એ સર્વ વાર્ત્તા શું તમારા જાણવામાં આવી છે ! ડૉક્ટર અજીતકુમારની સાથે તેનો કેવો કુસંબંધ છે, એનો આભાસ પણ તમને મળ્યો છે કે. શું તમે એમજ ધારો છો કે, તે તમારા વિના બીજા કોઇને ચાહતી જ નથી ? ના—ના, એમ ધારતા હો, તો હું કહું છું કે તમે હજી સુધી ભૂલામણી જ ભમો છો ? ભામિનીના ભેદને

જાણુવો એ શું કાંઇ સહેલી વાત છે! મુખમાં રામ બગલમાં છુરી, હૃદયમાં હળાહળને ધરનારી કામિની કાળી કટારીથી પણ ભયાનક છે, એવું શું તમે કદાપિ સાંભળ્યુંજ નથી? અત્યારે તમે મોહઘેલા થઇને એ રાક્ષસી રમણીના ફંદામાં ફસાઇ ગયા છો, પરંતુ પરિણામે તમારી કેવી બૂરી દશા થશે, એનો તમને ખ્યાલ પણ નથી આવતો? જ્યાં સુધી તમારો પાપગ્રહ દૂર નહિ થાય, ત્યાં સુધી તમારો કોઇ પણ પ્રકારે નિસ્તારજ થઇ શકે તેમ નથી."

"માણસ જ્યારે પાપ કરવા બેસે છે, ત્યારે તે પાછું વાળી જોતો નથી, પણ જ્યારે તે પાપની સીમામાં આવી પહોંચે છે ત્યારે જ તેને પાપની ખરી ભયાનકતાનો પરિચય મળી શકે છે. તમને મારૂં નમ્ર નિવેદન છે કે, તમે એકવાર અહીં આવી જાઓ. હું ધારૂં છું કે, મારા પિતા આ વખતે આ માંદગીમાંથી સાજા થઇ ઉઠશે નહિ. તેમની નાડીમાં આઠે પહોર તાવ રહે છે. કુલીનતાના લોભથી તેમની એકની એક વ્હાલી કન્યાને તમારા હાથમાં સોંપીને તેઓ સદાને માટે અસુખી થયા છે. એ સર્વ વિચારો આવતાં પિતાજીની છાતી ફાટી જાય છે. હું તમારી ધર્મપત્ની છું. સ્વામિન્! હવે તમે મારી સાથે દુર્વ્યવહાર કરશો નહિ. સંસારમાં સ્ત્રીનો ખરો આધાર પતિ છે, એ પતિજ જ્યારે આવી રીતે તેનો અનાદાર કરે, ત્યારે તે બિચારીને માટે બીજું કયું સ્થાન રહે કે જ્યાં જઇને તે પોતાની આંખનાં આંસુ સારી શકે? માટે પ્રિય! હવે તમે મારી વેદનામાં વૃદ્ધિ કરશો નહિ, હૃદયમાં પ્રકટેલા પ્રચંડ પાવકને વિશેષ પ્રજળાવશો નહિ. નિરહીન નયનોમાંથી અશ્રુજળ વરસાવશો નહિ. મારૂં જે કાંઇ હશે, તે તમને જ મળશે. તમારૂં જ થશે. મારા પિતાએ ઘણું કરીને મારા નામેજ તેમની સર્વ સંપત્તિનું વિલ કરી આપ્યું છે. મારા ભા-

ઇને તેણે કાંઇ પણ વિશેષ આપ્યું નથી, મને જે કાંઇ મળશે, તે બધું હું તમારા નામપર જ લખાવી આપીશ. તો પણ હમણાં તો તેમ કરી શકીશ નહિ. કારણ કે, જો તમે ભવિષ્યમાં મારી સર્વ સંપત્તિને તમારી પ્રિયતમાઓમાં ફના કરી દો, તો પછી અન્નવસ્ત્રને માટે પણ મારે ફાંફાં મારવાં પડે. એવી મારા મનમાં હરઘડીએ દહેશત રહ્યા કરે છે. હું તમારા અત્યારના વર્તનથી ભયભીત બની ગઇ છું. મદિરા, માનિની અને મસ્તાનીમાં મશગુલ થયેલા માનવીપર વિશ્વાસ પણ શી રીતે રાખી શકાય ?"

"પાપની સોબત છોડી દો. હજીપણ ધર્મના માર્ગપર પાછા ફરવાનો વખત વીત્યો નથી. પુણ્યના પથપર ચાલવામાં ઘણું સુખ સમાયલું છે. દુનિયા ચાર દિનની ચાંદની જેવી છે. દુનિયામાં કોઇ અમર રહ્યું નથી, રહેવાનું પણ નથી. મનુષ્યના મરણ પાછળ તેની સુકીર્ત્તિ અને સત્કર્મોજ સાથે આવે છે, તો પછી તમે તેને ત્યાગી પાપના પયોધિમાં શામાટે ડૂબો છો ?"

"જે રાક્ષસીને તમે પ્યારાના ખ્યાલથી તમારી માની બેઠા છો તે કદાપિ તમારી પોતાની થઇ નથી, થવાની પણ નથી. જે રમણી પોતાના પતિનો ત્યાગ કરી વ્યભિચારદ્વારા ઉપાર્જન કરેલા દ્રવ્યથી ગુજરાન ચલાવવા બેઠી છે અને જેણે પોતાના પંજામાં ફસાવીને અનેક સાધ્વી સ્ત્રીઓને અધર્મની ગર્તામાં ગબડાવી દીધી છે, તેનાપર તમે આટલા બધા મોહાંધ કેમ બની ગયા છો ! હું એ શયતાનીની બદનામીથી બિલ્કુલ અજાણી નથી. દવાખાનું સ્થાપી તેણે દવા આપવાનું બ્હાનું કાઢી અનેક અબળાઓનો અધઃપાત કર્યો છે ! હાય ! એ પાપીયસી પરમાત્માના દરબારમાં જઇને શું જવાબ આપશે ! તમે પણ એ કામાંધ કામિનીની સાથે નરકની રક્તમાંસમયી સરિ-

તામાં શામાટે ડૂબો છો ? શું સ્ત્રીઓએ જેવી રીતે પતિવ્રત પાળવાનું છે, તેવી રીતે પુરુષોએ પણ પત્નીવ્રત પાળવાનું શાસ્ત્રોએ નથી કહ્યું? કાયદો સ્ત્રી અને પુરુષ બન્નેને માટે સમાન છે. મન્મથકુમારની સાથે મારો લેશમાત્ર પણ અપવિત્ર સંબંધ ન હોવા છતાં તમે મને કલંકિની ઠરાવવાની ધૃષ્ટતા પણ દર્શાવી ચૂકયા છો, પણ તેમ કરતાં પહેલાં, 'પરોપદેશે પાંડિત્યં' દર્શાવતાં પહેલાં તમે તમારી જાતનો વિચાર કેમ ન કર્યો? શું તમે સર્વ દોષોની દોષિની મનેજ ધારો છો અને તમે સર્વથા નિર્દોષ છો? દુનિયામાં મનુષ્યની ભૂલ અહીંજ થાય છે. પોતાના લાખો અવગુણો નજરે આવતા નથી, પણ જે સર્વથા દોષ રહિત હોય છે તેના પર દોષારોપણ કરવાને માનવી સત્વર તત્પર થઇ જાય છે. આ સર્વ શું મૂર્ખતા નથી?"

"તમે જેનમામાં લટ્ટુજી બની ગયા છો, તે તમને કયાં સુધી ચહાશે, કયાં સૂધી તમારો સત્કાર કરશે, એ તમે જાણો છો ? જ્યારે તમારી પાસેથી પૈસા ખૂટી જશે અને તમે તેની માગણીને મંજૂર નહિ રાખી શકો, ત્યારે તે તમને મારીને કૂતરાંની પેઠે હડકાડીને કાઢી મૂકશે. હજી પણ કહું છું કે, આ દાસીની વાતને કાન પર ધરો, તેના પર પૂરતો વિચાર કરો. અધઃપાતના સાગરમાં ડુબતા પહેલાં સદુપદેશરૂપ નૌકાનો આશ્રય ગ્રહણ કરો. મારો સ્વભાવ કાંઇક ઉગ્ર તથા સ્વતંત્ર છે, ખરો; પરંતુ તમે જો ચરિત્રવાન થઇ, એ પાપપથનો પરિત્યાગ કરી નીતિના માર્ગ પર આવશો, તો મને આશા છે કે, તમે મારા એ સ્વભાવનું અવશ્ય પરિવર્તન કરી શકશો. તમે પુનઃ સન્માર્ગપર આવી જશો, તો હું પણ મારા નારી જન્મને સફળ થયો માનીશ. તમારી બ્હેન અથવા તમે મને હજારો ગાળો ભાંડશો, મારૂં ગમે તેવું ભયંકર અપમાન કરશો, તો પણ હું મારા મુખમાં ચૂંકારો પણ કરીશ નહિ, એમ તમે ત્યારે જોઇ શકશો. તમારા એ

પુત્રનુ હું માતૃસ્નેહની સાથે પાલન કરીશ. આટલું કરવા છતાં પણ શું તમે મારા થશો નહિ—

તમારી ચરણાશ્રિતા—
મેના

વળી ફરીવાર જૂઓ ! આ લાંબા પત્રમાં મેં મારા દિલની બધી વાત ખોલી દીધી છે, એટલા માટે તમે મારા પર બિલ્કુલ ગુસ્સે થશો નહિ. હૃદયના આવેગથી જ આટલી વાતો લખી નાખી છે. આ પત્રના જવાબમાં, કેટલાંક ઝેરીલાં ઉપાલંભો આપી તમે મને દુઃખી કરશો નહિ. આ પત્રનો ઉત્તર હું માગતી નથી. હું માગું છું ફક્ત તમને નીતિના માર્ગ પર ચાલી સુખ ભોગવતા. મારી વાત પર બરાબર વિચાર કરી જોશો અને તેમાંથી જો કાંઇ સાર લેવા જોગ મળે તો, તેને ગ્રહણ કરી સુધરવાનો પ્રયત્ન કરશો. મારા હૃદયની વેદના તથા વાર્ત્તા પરથી જો તમે તમારા કર્ત્તવ્યનો માર્ગ નક્કી કરી શકો તેમ હો, તો સરાસર કાશી તરફ ચાલ્યા આવજો."

મેના

ઉપરના બન્ને પત્રો, શા કારણથી મારી નજરે ઘણા કિંમતી થઈ પડયા હતા, એ હવે ઘણું કરીને આપના જાણવામાં આવી શકયું હશે. રમણીકલાલના ગુપ્ત જીવનની આ બધી વાતો, અમો હજારો યત્નો કરવા છતાં પણ મેળવી શકત નહિ. પણ ભગવાને સહાય થઇને અમારો રસ્તો સરળ કરી દીધો.

બન્ને પત્ર વાંચીને, હું એવા નિશ્ચય પર આવી ગયો કે, રમણીકલાલ એક ચરિત્રભ્રષ્ટ અને કુનીતિ—પરાયણ પુરુષ છે. તેની પોતાની સ્થાવર તથા જંગમ મિલ્કત ગીરો મૂકાઇ ગઇ છે અને એ ઉપરાંત એના સસરાની મિલ્કતને પણ એણે ગીરો મૂકી દીધી છે. નઠારાં

કામોમાં પૈસાની તંગી પડવાથી તે તેની સ્ત્રીનાં ઘરેણાંને પણ નષ્ટ કરવાની ચેષ્ટા કરી રહ્યો છે.

એ કાગળ વાંચીને, હું મેનાના ચરિત્રના સંબંધમાં, પહેલાં જે એક ભ્રાન્ત ભ્રમણામાં આવી પડયો હતો, તે ભ્રમણાનો મેં ત્યાગ કરી દીધો. મેં ધારી લીધું કે, મેના એક સતી–સાધ્વી અને પતિ તરફથી તજાયલી પ્રમદા છે, પ્રોષિતભર્તૃકા છે. ”

હું એ બન્ને કાગળોને મારી નજર સ્હામે રાખીને, મારા ઓરડામાં બેઠો બેઠો તરેહ તરેહવારના વિચારો કરી રહ્યો હતો, એવામાં મોહનપ્રસાદ એ ઓરડામાં આવી પહોંચ્યો. મારી સ્હામે પડેલા એ બન્ને ખુલ્લા પત્રો જોઇને તે બોલ્યો કે:–“ હું ધારૂં છું આપે અવસ્ય આ બન્ને પત્રો વાંચી લીધા હશે. જો તેમ ન હોય, તો આપનું મુખ આટલું બધું ચિંતાતુર થઇ જાય નહિ ? ”

મેં એક પ્રકારના મલિન હાસ્ય સાથે કહ્યું:–“ તારી ધારણા સત્ય છે મોહન ! એ બન્ને પત્રો પરથી હું રમણીકલાલ તથા મેનાના સંબંધમાં ઘણી બાતમી મેળવી શકયો છું ખરો; પરંતુ તેમ છતાં, તેથી કાંઇ આ ખૂની મામલાનો નિકાલ લાવી શકાય એવી એક પણ સાબીતી મળી શકતી નથી. ”

મોહનપ્રસાદે ગંભીર મુખે કહ્યું:—“ એ બધાં સાધનો આપને પરમાત્માજ મેળવી આપશે. આપણે એક વાર રમણીકલાલની બૅાકસની બરાબર તપાસ કરવી પડશે. એ બૅગમાં બીજી એક નાની ગ્લેડસ્ટન બૅગ છે અને તે બૅગને તે અમદાવાદથી લઇ આવ્યો છે, એના પરજ તેની મુખ્ય નજર છે. કારણ કે, તેને તે ખૂબ કાળજીપૂર્વક એક તીજોરીમાં મૂકી ગયો છે.

મેં કહ્યું:—"અવશ્ય, એ સર્વ ગુપ્ત સંવાદ તને રતનની પાસેથી મળી શકયા હશે. રતને રમણીકલાલના સંબંધમાં બીજી કાંઇપણ નવી ખબર મેળવી છે કે ?"

મોહનપ્રસાદે જવાબ આપ્યો:—"બધા મળીને તે ફક્ત ચાર દિવસ થયાંજ તેને ત્યાં નોકરીએ રહી છે. તોપણ આ કાગળો મેળવવા ઉપરાંત તેણે બીજી એક નવી વાત પણ જાણી છે. એ રમણીકલાલ હંમેશાં રાત્રે દારૂ પીને પાછો ઘેર આવી પહોંચે છે. રતનને તે ઘણીજ સારી રીતે રાખે છે. કારણ કે, રતન યુવતી છે અને તેનો ચહેરો પણ કાંઇ મંદ નથી. મેં રતનને પોતાનો માયાવી જાળ બિછાવવાનો ઉપદેશ આપ્યો છે. એ ઉપરાંત બીજી એક મજાની વાત સાંભળો. તેની એક કાકીજી સાસૂ તથા વિધવા સાળી, છોકરાની ચાકરી માટે અમદાવાદથી આવીને તેને ઘેર રહેતી હતી. રમણીકલાલે એક દિવસ દારૂ પી દીવાનાની હાલતમાં તેની તે વિધવા સાળીવાળા ઓરડામાં પ્રવેશ કર્યો હતો. પણ એ છોકરી રમણીકને બિલકુલ ચહાતી નહોતી,. એથી એણે ગરબડ કરીને ઘરનાં તમામ માણસોને જગાડી દીધાં હતાં. આજે તેની સાસૂ, સાળી તથા સાળો અહીંથી અમદાવાદ ચાલ્યાં ગયાં છે. રમણીક હમણાં એકલોજ પોતાના મકાન પર રહે છે. તેણે પોતાના સાળાને ત્યાગી દેવામાં કાંઇ પણ વાંધો ઉઠાવ્યો નથી. આથી મને મામલો કાંઇક ભેદભરેલો લાગે છે."

મેં કહ્યું કે:—"તેના સાળાને અહીંથી દૂર કરીને તે કાંઇક જૂદી જ મતલબ ઘડી કહાડશે. તેના મકાને અત્યારે એ ઘરડી રસોઇયણ તથા રતન વિના બીજું કોઈ પણ રહેતું નથી. આથી હવે તેના પાપના સંગીઓને આવવા જવા માટે તેનાં ઘરનાં દ્વાર ખુલ્લાં થઇ જશે અને એ સાથે એ સર્વ શયતાનો મળીને નિત્ય નવા નવા

ઝગડા જગાવ્યા કરશે, અનેક નરનારીઓના સર્વનાશ કરવાનાં કારસ્થાનો કર્યા કરશે."

મોહનપ્રસાદે કહ્યું:—"એ ખૂબ સંભવિત છે; માની શકાય તેમ છે. મેં એટલી ખબર તો અવશ્ય મેળવી છે કે, હજી સુધી એ પોતાના સસરાનું વીલ તથા ઘરેણુંગાઠાં વગેરે કશું પણ મેળવી શકયો નથી. મેનાનો જ્યારે કાંઇ પત્તોજ નથી, તથા એના સાળાને પણ જ્યારે એણે દૂર કરી દીધો છે, ત્યારે રમણીકલાલ પોતાના સસરાની એ સઘળી મિલ્કત મેળવવા સંબંધી સઘળી સલાહ તેના દોસ્તો સાથે મળીનેજ નક્કી કરશે, એમ મને અત્યારે સ્પષ્ટ જણાઇ આવે છે."

મેં કહ્યું:—"જો મોહન! જોતજોતામાં આપણને અહિ આવ્યાંને બે સપ્તાહનો સમય તો વીતી જવા આવ્યો છે. આજે આપણા વડા સાહેબે ફરીવાર પત્ર લખ્યો છે કે:—"મુકર્દમાના સંબંધમાં તમો ક્યાં સુધી કઇ કઇ બાતમીઓ મેળવી શકયા છો?" હું ધારૂં છું કે, આ મામલામાં હસ્તાક્ષેપ કરીને આપણે કાંઇ સારૂં કામ કર્યું નથી. પરંતુ આપણે મ્હોટું મ્હોં કરીને આ કામને જ્યારે આપણા શિરપર ધારણ કરી લીધું છે, ત્યારે તે મુખ ક્યાંક નાનું ન થઇ જાય, તેની સંભાળ રાખવાની ખાસ જરૂર છે. આ મામલાનો નિકાલ જેમ બને તેમ જલદી લાવી દેવાની જરૂર છે. હવે શું કરવું, એ તું પોતેજ કહે જોઇએ વારૂ?"

મોહને થોડીવાર સુધી કાંઇક વિચાર કર્યા પછી દઢ સ્વરે કહ્યું કે:—"હું કોઇ પણ બાબતમાં ગર્વ તો કરતોજ નથી, તેમ છતાં પણ સાહસ કરીને એટલું તો અવશ્ય કહી શકું છું કે, આ વિષયમાં આપનું માન સંભ્રમ આદિ કાંઇ પણ નષ્ટ થશે નહિ. પરંતુ ઉલટા આપ આ મહા ભયાનક ભેદભરેલા મામલાનો ફેંસલો લાવીને સારી

નામના મેળવી શકશો તથા તે સાથે આપની પદવી પણ કાંઈક ઉંચા દરજ્જા પર ચઢી શકશે. વળી હું પણ આપને પ્રતિજ્ઞાપૂર્વક કહું-છું કે, આ મામલામાં જો હું આપને કાંઇ પણ સહાયતા નહિ કરી શકું તો પોલિસની નોકરી છોડી ચાલ્યો જઇશ. હું ફક્ત બે ચાર દિવસની અંદરજ આ મામલાનો ભેદ ખોળી કાઢીશ. મને સંપૂર્ણ વિશ્વાસ છે કે, રતન આપણે માટે અવસ્ય કાંઇકને કાંઇક નવી ખબર મેળવી આપશે. જો કાંઇ પણ નવો જાણવા જેવો બનાવ બનશે તો હું તરતજ આપને ખબર આપીશ. તોપણ આપ એક કામ કરો. બનારસની પોલિસના વડા સાહેબનું સહીં સિક્કાવાળું એક આજ્ઞાપત્ર લાવી આપો કે જેથી એ પત્ર હું કોઇ પણ ગેટના પોલિસને બતાવું તો તે તરતજ મને મદદ કરી શકે અથવા આફતના મ્હોંમાંથી બચાવી શકે."

આમ કહીને મોહનપ્રસાદ મારી પાસેથી વિદાય લઇ ચાલ્યો ગયો. હું પણ આકાશ પાતાળના અનેક વિચારો કરવા લાગ્યો.



## પ્રકરણ ૧૬ મું

### શયતાનોનું સંમિલન.

( રતનમણિની આત્મકથા )

મોહનપ્રસાદે મને જે જવાબદારી ભરેલા કામના મુખમાં મૂકી દીધી છે, તેને લઇને હું ઘણીજ ગભરાટમાં આવી પડી છું. એ કામ મારાથી બરાબર પદ્ધતિસર થઇ શકશે કે નહિ, એ પણ મારાથી બરાબર કહી શકાતું નથી. કેવળ ઘટનાના પ્રવાહમાં પડીને હું મારૂં કામ બજાવતી આવું છું. રમણીકલાલની હીલચાલનું કાંઇ ઠેકાણુંજ નથી. તે ક્યારે ઘેર આવે છે, ક્યારે બહાર જાય છે, તેનો કાંઇ અમુક મુકરર વખતજ નથી. તે ક્યાં જઇને શું કરે છે, શું કમાય છે અને શું ગુમાવે છે એનો કાંઇ નિશ્ચયજ નથી. હમણાં તો રાત્રિ દિવસ તે જાણે ઘોર દુશ્ચિન્તામાંજ ડૂબ્યો રહે છે."

મેં દરેક કામમાં તેનું મન મેળવી લીધું છે. તેની મરજી મૂજબ જ હું બધાં કામો કરતી આવું છું. લાગ જોઇને તેને રુચતી આવતી વાતો કહીને હું તેને હમેશાં ખુશી રાખવાની કોશિશ કર્યા કરૂં છું. ગુજરાતમાં હિન્દુસ્તાનીઓ ઝાઝા દિવસ રહેવાથી જેવી રીતે ભાંગી-તૂટી ગુજરાતી ભાષા શિખે છે, તેવીજ રીતે હું પણ હિન્દુસ્તાનમાં રહીને હિન્દી ભાષા શિખી હતી અને એ હિંદીમાંજ મારા માલિકની સાથે વાતચીત કરતી હતી. તેની જરૂરની વસ્તુઓને એવી રીતે ગો-ઠવી રાખતી કે, જેથી તે જાણે મારા પર સંતુષ્ટ થયા વિના રહેજ

નહિ. કોઇ કોઈ વેળાયે એ બદલ તે મને એકાદ બે રૂપિયા બક્ષિસ આપવાની ઉદારતા પણ દર્શાવતો.

રમણીકલાલની કાકીજી સાસૂ અને તેની કન્યાના ચાલ્યા જવા પછી, ખરી રીતે, મારા પર જ તેની દેખરેખનો ભાર આવી પડયો હતો. મકાનપર હું અને જગફોઇ જ રહેતાં હતાં. તેને પોતાને તથા રમણીકલાલને માટે ખાવાનું બતાવીને તે નિશ્ચિંત થતી હતી, એ સિવાય તેને બીજું એક પણ કામ કરવું પડતું નહોતું. રાત્રે, તે મકાને હું તથા જગફોઇ બન્ને જણીઓ રહેતી હતી. કોઇ કોઇ દિવસ રાત્રે ફોઇ પોતાને ઘેર પણ સૂવા માટે ચાલી જતી.

એક દિવસ રમણીકલાલ ઘણી મોડી રાત્રે ઘેર આવ્યો. હું જ્યારે તેને આવવા માટે દરવાજો ખોલવા ગઇ, ત્યારે મેં જોયું કે, તેના મુખમાંથી મદિરાનો તીવ્ર ગંધ બહાર નીકળી રહ્યો હતો. તે મારાથી સહજ દૂર રહીને, મારી બાજૂમાંથી ચાલીને ઘરમાં દાખલ થયો. હું પણ દ્વાર બંધ કરીને ઉપર ગઇ. હું આટલા દિવસ થયાં તેના મકાન પર રહું છું, પણ મેં આ પહેલાં કદાપિ તેને મદિરા પીને ઘેર આવતો જોયો નથી. આજે જ હું એ મદિરાનો ઉપાસક છે એમ જાણી શકીછું.

જગફોઇ, ત્યારે નસકોરાં ઘરડતી ઘોર ઊંઘમાં પડી હતી. તેણે રમણીકલાલના ભોજનનો થાળ પહેલેથી જ તેના ઓરડામાં યથા-સ્થાને ગોઠવી રાખ્યો હતો. મેં તેને હુક્કો તૈયાર કરી લાવી તેના હાથમાં આપીને કહ્યું કેઃ—“ રાત્રિ ઘણી જ વીતી જવા આવી છે, માટે હવે હું સૂઇશ નહિ. આપને તો મારૂં કાંઇ પણ કામકાજ નથી ને ? હું હવે બેઠી બેઠી બે ઘડી પ્રભુસ્મરણ કરવા ઇચ્છું છું.”

રમણીકલાલે કહ્યું:–"ના, તારૂં એવું કાંઇ ખાસ જરૂરનું કામ નથી, તો પણ તું જરાવાર મારી પાસે બેસીને વાતો ચીતો કર. તારા મુખની એ ભાંગી તૂટી ગુજરાતી ભાષા સાથે મળેલી હિન્દી ભાષા સાંભળીને મને કાંઇક ઑાર આનંદ થાય છે. હું ધારૂં છું કે, કોઇ ખાન્દાન કુંટુંબમાં તું જન્મેલી છે. કારણ કે, તારો ચહેરો ઘણો જ ખૂબસૂરત છે."

મારા રૂપની આવી પ્રશંસાથી, હું મનમાં ને મનમાં જ સહજ નારાજ થઇ. મેં વિચાર્યું કે, હું તેને સાફ કહી દઉં કે આવી ચર્ચા ચલાવવી એ તેને માટે કોઇ પણ પ્રકારે શિષ્ટતાજનક નથી. પરંતુ તરત જ પાછી મોહનપ્રસાદની વાત મને સાંભરી આવી. મોહને મને કહ્યું હતું કે:–"તારી ઇજ્જત અને ગંભીરતાને ધારી રાખવામાં તું કદાપિ તારી ધીરજ હારીશ નહિ. જો તેમ કરીશ તો અત્યાર સૂધીની કરી કારવેલી બધી મહેનતપર પાણી ફરી વળશે."

એટલા માટે મેં મૃદુ તિરસ્કાર પૂર્ણ સ્વરે કહ્યું:–"છટ્! શેઠ સાહેબ! આપ મારા માલિક છો અને હું તમારી મામૂલી ચાકરડી છું. અમે ગરીબ માણસો, આપ જેવા શેઠીઆઓની ચાકરી કરીને અમારૂં ગુજરાન ચલાવીએ છીએ. અમારી અને તમારી બન્નેની એકી સાથે તુલના જ થઇ શકે તેમ નથી. તેમ છતાં પણ આપ મારી સાથે આવી બધી વાતો કેમ કરી રહ્યા છો?"

નશાના ઘેનમાં હોવા છતાં પણ, રમણીકલાલના મુખની અવસ્થા જોઇને હું જાણી ગઇ કે, તે જાણે મારી વાતથી કાંઇક ઝંખવાણો પડી ગયો છે. કારણ કે, તેણે તરત જ પાછું મને કહ્યું કે:–

"હા, ખરૂં કહે છે. એ વાત અચાનક મારા મુખમાંથી બહાર

નીકળી પડી છે. પણ એને માટે તું કાંઇ પણ માઠું લગાડીશ નહિ, રતન ! આ લે ચાર આનાના પૈસા; કાલે એની મિઠાઇ ખરીદી લેજે."

આમ કહીને તેણે ખરેખરે એક પાવલી મને બક્ષિસ આપી. હું બીજું કાંઇ પણ ન બોલતાં તરત જ ત્યાંથી ચાલી ગઇ.

મેં મારા માટે મુકરર થયેલા ઓરડામાં આવીને પથારીનો આશ્રય ગ્રહણ કર્યો. થોડીવારમાં મારી આંખો ઘેરાવા માંડી; તો પણ હું પૂરી ઊંઘ મેળવી શકી નહિ. નિદ્રા અને જાગરણના સંધિસ્થળમાં હું આવી પડી. મધ્ય રાત્રે, હમેશાં નજીકના એક દેવાલયમાંથી નોબત વાગતી હતી. એ નોબત હવે વાગવા માંડી. નોબતના મીઠા અવાજથી એકાએક મારી ઊંઘ ઉડી ગઈ. તે નિઃસ્તબ્ધ ગંભીર રાત્રે, બિહાગનો તીવ્ર ગંભીર અવાજ, મારે કાને ઘણો જ મીઠો જણાવા લાગ્યો.

એ સમયે એકાએક એ મકાનની બહારના દરવાજાની સાંકળ ખખડવાનો અવાજ સંભળાયો. મેં મારા મનમાં જ વિચાર્યું કે, કદાચ મોહન પ્રસાદ આવ્યો હશે ! કારણ કે. તેણે મને તે દિવસે કહ્યું હતું કે;—"મોડી રાત્રે બહારના દરવાજાની સાંકળ ખખડે, કે તરતજ તું બહાર આવીને જોઇ જજે." મેં વિચાર્યું કે, કદાચ તેજ અત્યારે અહીં આવ્યા હશે. આમ ધારીને હું સાવચેતીથી પથારીપરથી ઊઠીને ઉભી થઇ. અને મારા ઘરમાં એક નાની બારી હતી, એ બારી પાસે જઇને જોવા લાગી તો મને બહારના દરવાજા પર ચાર માણસો ઉભેલાં જણાયાં.

આ અજબ મામલો જોઇને મારા મનમાં કાંઇક શક ઉત્પન્ન થયો ! મોહન તો આટલાં માણસોને સાથે લઇને આવે તેમ નથી. વળી જો તે પોલિસનાં માણસોને સાથે લઇને આવ્યા હોય, તો તેને આમ ચૂપકીથી દરવાજો ઠોકવાની કાંઇ જરૂર જ નથી. કારણ કે મેં

તેના મકાનનું ગુપ્ત દ્વાર એક દિવસ સુયોગ મેળવીને તેને બતાવી આપ્યું હતું.

એ દ્વારની સાંકળ બહારથી કેવી રીતે ખોલી શકાતી હતી, એ પણ મેં તેને કહી દીધું હતું. આથી મેં ધાર્યું કે, અત્યારે દરવાજા પર આવી ઉભેલાં માણસોમાં મોહનપ્રસાદ આવ્યા નથી, પણ રમણીકલાલના કોઇ મિત્રો અથવા સોબતીઓ જ આવ્યા છે. એ લોકો અવશ્ય કોઇ બદમાશો જ છે અને તેઓ આવી ઘોર અંધારી રાત્રે તેની સાથે કાંઇક સલાહ મસલત કરવા માટે જ આવ્યા જ છે."

હું પાછી ગુપચૂપ પથારી પર આવી બેઠી. થોડીવારમાં જ રમણીકલાલના ગળાનો અવાજ તથા તેની સાથે ઘરના સદર દરવાજો ખુલવાનો શબ્દ મારા કાને સંભળાયો. એ પરથી મેં ધાર્યું કે, રમણીકલાલ પોતે નીચે ઉતરી દરવાજો ખોલી ગયો છે. એથી મને એ બધો મામલો જોવાની તીવ્ર ઉત્કંઠા ઉત્પન્ન થઇ. મેં બારીના કાણાંમાંથી જોયું કે, રમણીકલાલ એ ચારે માણસોને પોતાની સાથે લઇને ઉપર ચઢી રહ્યો છે.

જગદ્દોઇની ઉંઘ ઘણી ભયાનક હતી. બિછાનામાં પડયા પછી સવાર થતાં સૂધી તેની આંખ બિલ્કુલ ઉઘડતી નહિ. તે ઉપરાંત તે સવારમાં વહેલી ઊઠીને ગંગા સ્નાન માટે ઘરમાંથી બહાર નીકળી પડતી હતી. ફોઇબા, મારી જોડેના ઘરમાં જ સૂતી હતી. મેં ધાર્યું કે, હું જો અત્યારે છુપી રીતે ધીમે પગલે,, રમણીકલાલની બાજુના એ ખાલી ઘરમાં જાઉં, તો મને તેની બધી લીલા સ્પષ્ટ રીતે જણાઇ આવશે તથા મારા સંબંધમાં કોઇ કશું પણ જાણી શકશે નહિ.

આ પ્રમાણે વિચાર કરી, સારી તક મેળવી, મેં એમજ કર્યું. દરવાજાની સાંકળને ચૂપચાપ ખોલીને, બિલાડીની પેઠે ઘણી

જ સાવચેતીથી ધીમે ધીમે રમણીકલાલના શયનગૃહની જોડેના એ ઉપયોગમાં ન આવતાં અથવા ખાલી પડી રહેલા ઘરમાં દાખલ થઇ. કહેવાની જરૂર નથી કે, મારા ઘરની સાંકળ પર એ વખતે હું એક તાળું પણ વાસતી આવી કે જેથી રમણીકલાલના મનમાં કશી શંકા જ ઉપજવા ન પામે.

મેં એ ઘરની બારીના કાણામાંથી જોયું કે, બાજૂના એ ઓરડામાં, ચાર માણસો એક બીજાના મ્હોં સ્હામું મ્હોં રાખીને બેઠાં હતાં. એમાંના બે માણસોને તો હું જોતાંની સાથે જ ઓળખી ગઇ; એક મારા માલિકને અને બીજા અફીણધારી ગંગાપ્રસાદને ઓળખવામાં મને બિલ્કુલ વાર ન લાગી પણ બાકીના બે માણસોને હું બરાબર ઓળખી શકી નહિ. એમાંનો એક માણસ મને ગુજરાતી–માણસ હોય એમ જણાવા લાગ્યું.

ગંગાપ્રસાદે મારા શેઠને કહ્યું:–" હુજૂર! હવે તો અમારાથી કાશીમાં રહી શકાય તેમ નથી. પોલિસ હવે અમને સખ્ત હેરાન કરવા માંડી છે અને આદૂ ખાઇને અમારી પાછળ પડી છે. તે દિવસે તે સાલો બદમાશ જાસૂસ કેવો ઝગડો જમાવી ગયો હતો, એ તો મેં આપને કહી દીધું છે! તેના આઘાતથી જખ્મી થઇને મારે પંદર દિવસ સૂધી પથારી વશ રહેવું પડયું હતું. તે ઉપરાંત ઘણી કોશિશ કરીને તે દિવસે રાત્રે તેને પાછો પકડવાની કોશિશ કરી હતી, પણ તેમાંથી પણ તે અમારો જીવ લઇને આબાદ છટકી ગયો છે. આવી હાલતમાં અમારાથી અહીં રહેવાનું સાહસ થઇ શકતું નથી. મેં સાંભળ્યું છે કે, જે જાસૂસે અમદાવાદના તમારા મિત્ર કલ્યાણદાસ બાવાનો અડ્ડો પકડીને બધું ભોપાળું બહાર પાડયું છે, તે જ જાસૂસ અહીં બનારસ પોલિસની સાહાયતા કરવા માટે આવ્યો છે. માટે મને તો હવે અહીં

રહેવાનું બિલકુલ મન પણ થતું નથી. હું ધારૂં છું કે, છેવટે અમારે જેલમાં પણ જવું પડશે. આપનું કામ તો અમોએ હાંસિલ કરી દીધું છે. માટે હવે આપ અમારૂં લેણું પતાવી દો."

રમણીકલાલે કેટલીકવાર સુધી કાંઇક વિચાર કર્યા પછી કહ્યું કે:—"ભાઇ ગંગા ! તેં મારા પર પૂરતો ઉપકાર કર્યો છે. હું નિમક-હરામ નથી. પણ આજકાલ મારી કોણ જાણે કેવી દશા બેઠી છે, કે પૈસાને માટે મારે સખ્ત તંગી વેઠવી પડે છે, મેં ધાર્યું હતું કે, મારી સ્ત્રીનાં ઘરેણાં ગાઠાં તથા રૂપિયા વગેરે બધું તેની પેટીમાં જ હશે. પરંતુ તે દિવસે આ ઘરમાં આવી જ્યારે તેની પેટી ખોલી, ત્યારે તો તું પણ હાજર જ હતો. તેમાંથી મને જે કાંઈ મળી આવ્યું હતું. તેમાંથી ત્રણુસો રૂપિયા મેં તમને આપ્યા છે. આ બધી પંચાત મટી જશે કે તરત જ હું તમને બીજા રૂપિઆ ગમે ત્યાંથી મેળવી આપીશ. હવે તો તમારા ફક્ત બસો રૂપિયા જ મારી પાસે બાકી લેણા નીકળે છે, એટલા માટે તમે આટલી બધી ઉતાવળ શા માટે કરો છો ? હું મારી જાત વેચીને પણ તમારૂં કરજ અવશ્ય પતાવી આપીશ."

ગંગાપ્રસાદે કાંઇક નાખુશ થઇને કહ્યું:—"તે ત્રણસો રૂપિયા તો મારે મારા ત્રણે સોબતીઓને આપી દેવા પડ્યા છે. પરંતુ હજી પણ બે જણા બાકી રહી ગયા છે. તે બિચારા ગરીબ માણસો છે. હું તો આ-પની ખાતર બે દિવસ સબૂર કરી શકું તેમ છું, પણ તેનાથી બિલકુલ સબૂર થાય તેમ નથી. એઓ બન્ને તો ખરા કામમાં ગુંથાયા હતા અને ખરૂં કહું તો એઓ જ આ કામના કર્તા કારવતા હતા, પણ હજી સુધી એમને એક પાઇ પણ મળી નથી. તેઓ રૂપિયાને માટે રાતદિવસ મને સંતાપ્યા કરે છે. જે કરારનામું આપે તેને લખી આપ્યું છે, તે

તેમણે ખોઇ નાંખ્યું છે, અને એથી એ બિચારા આજકાલ મરણતોલ થઈ પડયા છે. તેમણે જે કામ કરી આપ્યું છે, તે પણ કાંઇ ઓછું ભયાનક નથી! એ લાશની પેટીને તેઓ દોઢ ગાઉ સુધી માથા પર ઉપાડીને નૌકા પર મૂકી આવ્યા છે, તથા તે ઉપરાંત બીજા કોઇ પણ માણસના જાણવામાં ન આવે એવી ચાલાકીથી તેમણે તે લાશને ગંગાના વહેનમાં ફેંકી દીધી છે. વળી એક રાત જો એ લાશ પડી રહી હોત, તો તેના સડવાના ગંધથી આપણે સઘળા પકડાઈ જાત અને અત્યાર સૂધી આપણો જે ભેદ છુપો રહ્યો છે તે પણ પ્રકાશમાં આવી જાત. શેઠ સાહેબ! અમને એ લોકોના લેણા બસો રૂપિયા ગમે તે રીતે ચૂકવી દો. મારા રૂપિયા હાલ તરતજ આપી શકો ન હો, તો કાંઇ નહિ, બે દિવસ પછી આપશો તોપણ ચાલી શકશે. એ લોકોને ઠંડા કર્યા સિવાય, મારાથી હવે આ શહેરમાં પણ રહી શકાય તેમ નથી."

રમણીકલાલે કહ્યું:—"ગંગાપ્રસાદ! જો તારાથી આ શહેરમાં ન રહી શકાતું હોય અને તારા મનમાં પોલિસનો સખ્ત ભય લાગતો હોય, તો તું દસ પંદર દહાડા મારા અમદાવાદના મકાનમાં જઇને છુપાઇ રહે. ત્યાં જવાથી તને જરા મજા પણ પડશે. તારો જૂનો મિત્ર અડ્ડાધારી પણ આજકાલ પોતાનો અડ્ડો પકડાઇ જવાથી અને પાપ વ્યાપાર બંધ થવાથી નવરો થઇ બેઠો છે, એટલે તેની સાથે ગપ્પાં મારી વખત વીતાડવાનું તને સારૂં સાધન મળી શકશે. હું પણ થોડા દિવસ પછી ત્યાં તમારી પાસે આવી પહોંચીશ. મારા કાકાજી સસરાના દીકરા પાસેજ મારૂં એ વિલ તથા ઘરેણાંગાંઠા આદિ સર્વ રહી ગયું છે. મારી સ્ત્રી મારી નબળી હીલચાલ તથા ગેરવર્તણુક જોઇને પ્રથમથીજ એ બધું તેના હાથમાં સોંપતી ગઈ છે. મેં તેને એ બાબ-

તમાં ઘણીવાર ઘણું કહ્યું હતું અને હજી પણ કહું છું, પણ એ સાલો મારી વાતને કાનપરજ ધરતો નથી."

ગંગાપ્રસાદે કહ્યું:—"ત્યારે હવે તમે એ વિષયમાં શું કરવા માાગે છો ?"

રમણીકલાલ થોડીવાર સુધી વિચાર કર્યા પછી બોલ્યો:—"તું પંદરેક દિવસને માટે તારો અડ્ડો બંધ કરીને, મારા અમદાવાદના મકાનમાં જઇ છુપાઇ રહે. એ મકાન તો તેં જોયું છે. અત્યાર એ મકાન બિલ્કુલ ખાલી પડયું છે. એની ચાવી હું તને આપીશ. વાટખર્ચ આદિ સર્વ પણ હું તને આપવાને તૈયાર થયો છું. હું અહીં બીજા પણ ચાર પાંચ દિવસ રોકાઇને, એ સાલા બુઢ્ઢા બેટાને ફસાવવાની કોશિશ કરીશ. જો સહજમાંજ કામ પતી જશે, તો ઘરેણાંગાંઠાં લઇને હું પણ ત્રણ ચાર દિવસમાં અમદાવાદ આવી પહોંચીશ."

રમણીકલાલની એ વાત ગંગાપ્રસાદને રુચી ગઇ. તેણે કહ્યું કેઃ ગમે તે ઇલાજે અમારે અહીંથી ન્હાસી છૂટયા સિવાય ચાલે તેમ નથી. અમો આપની વાતને જ કબૂલ રાખીએ છીએ. પરંતુ બે સપ્તાહથી વિશેષ અમો અમદાવાદમાં રહી શકીશું નહિ."

રમણીકલાલે એક પેટી ખોલી તેમાંથી કેટલીક નોટો બહાર કાઢી, ગંગાપ્રસાદના હાથમાં આપીને કહ્યું કેઃ—"આ બે વાટ ખરચ. આ રૂપિયામાંથી તમારા રસ્તાના ખર્ચ બાદ કરતાં પણ પાંચ પંદર રુપિયા બાકી વધશે એ રૂપિયાને તમારા ખોરાકી ખર્ચમાં વાપરશો. પણ બીજું એક જરૂરી કામ તમારે કરવું પડશે, રાધાકિશોરની સાથે તો તારો સારો પરિચય છે. તે અમદાવાદ શહેરમાં એક નામજાદી સ્ત્રી છે અને કલ્યાણદાસ બાંવાના અડ્ડામાં તારી સાથે તેની ઘણીવાર મુલાકાત થઇ છે. તે તને ઘણી સારી રીતે ઓળખે છે,

તેના નામ પર હું તને એક પત્ર લખી આપું છું. પહેલાં અમદાવાદના જે મકાનમાં તે રહેતી હતી, તે મકાનમાં અત્યારે તે રહેતી નથી. અત્યારે તે સારંગપુર સરકીવાડ નં. ૧——"ના ઘરમાં રહે છે. મકાનના બીજા માળ પર તે રહે છે અને તેની નીચે એક તેની સંગિની કૂલટા પણ રહેછે. તું એક દિવસ ફુરસદ લઇને એ રાધાકિશોરી પાસે જઈ મારો આ પત્ર પહોંચાડી દેજે. મારો પત્ર વાંચીને તે તને કેટલાંક જરૂરનાં કાગળીયાં આપશે. એ કાગળીયાંને ખૂબ સાવચેતીથી પૅક કરી રજીસ્ટર પાર્સલથી મારા નામ પર મોકલી આપજે અને એ પારસલ પર સિક્કા કરવાનું ભૂલીશ નહિ. રાધાકિશોરીના રક્ષક સ્વરૂપ જે માણુસ છે તે અંગ્રેજી ભાષા ઘણી સારી રીતે વાંચી લખી શકે છે. રાધાકિશોરી પોતે પણુ વાંચી શકે છે, પરંતુ તેને જોઇએ તેવું શુદ્ધ લખતાં આવડતું નથી. રાધાકિશોરીને કહીશ કે તરતજ તે તેના માણુસ પાસે મારા પાર્સલ પર એડ્રેસ—શીરનામું વગેરે બધું કરી આપશે. ટુંકામાં હું તને કહી દઉં છું કે, ચાર પાંચ દિવસમાં મને એ પરાસલ અવશ્ય મળી જવું જોઇએ. જો જે ભુકપોસ્ટ કરીશ નહિ. જો જે આ કામમાં જરાપણ ગફલત કરીશ નહિ. સાવધાન! આવાતની બીજા કોઇને કશી ખબર પણુ પડવા દઇશ નહિ, નહિ તો બધી બાજી બગડી જશે.

ગંગાપ્રસાદે પ્રસન્ન મુખે કહ્યું કે:—"શેઠજી! અત્યારે રાત્રિનો લગભગ એક વાગી જવા આવ્યો છે. આવતી કાલે અમો બરાબર વેળાસર અમદાવાદ ભણી રવાના થઇ જઇશું. આપે જે સર્વ કામો મને સોંપ્યાં છે, તે હું બરાબર કાળજીથી કરી આપીશ. પરંતુ મારા મહેનતાણા બદલ બીજા પણુ દોઢસો રૂપિયા માગું છું. આપના આ ભયંકર મામલાનો ભાર માથે લેવાથી હું ધારૂં છું કે, મારા અફાનું

સઘળું કામકાજ માટીમાં મળી જશે. પરંતુ જૂઓ, હવે રૂપિયા આપવામાં ઢીલ કરશો તો ચાલી શકશે નહિ."

આમ કહીને, ગંગાપ્રસાદ તથા તેના સોબતીઓ ચાલ્યા ગયા. પેલો ગુજરાતી માણુસ જ ફક્ત ત્યાં આગળ બેસી રહ્યો.

ગંગાપ્રસાદના ટોળાને ઘરમાંથી બહાર મૂકી આવીને રમણીકલાલ પાછો ઘરમાં દાખલ થયો. તેણે પેલા ગુજરાતી આદમીને કહ્યું કેઃ—"ડૉકટર! હવે જરા માલપાણી ઉડાવો. એ હરામખોર બદમાશો આવી ચઢશે એમ ધારીને મેં હજી સુધી કશું પણ ખાધું નથી. આજે હું એક દોસ્તને ત્યાંથી આમિષ ખોરાક લઇ આવ્યો છું અને મદિરાની બૉટ્લ પણ તૈયાર પડી છે, એથી ખાવા પીવાની ઓર ગમ્મત આવશે. મારી રસોઇઅણ તો ચૂસ્ત વૈષ્ણવ છે, એટલે તે માંસ રાંધવાની ચોકખી ના પાડે છે, એટલે મારે બહાર જઇને એ બધું ખાવું પીવું પડે છે. ચાલો, હવે જરા મદિરાપાન કરી માલપાણી ઉડાવી મગજને તર કરીએ તથા એક બીજાના દિલની વાતો ખોલીને પરસ્પર કહી સંભળાવીએ. જહન્નમમાં જાય ગંગાપ્રસાદ અને જહાન્નમમાં જાય પોલિસ! આપણુને શી દહેશત છે! બસ, માલપાણી ઉડાવી દુનિયામાં જે આનંદ ભોગવ્યો તે ખરો, મરી ગયા પછી શું સાથે આવવાનું છે."

એ ગુજરાતી પુરૂષ રમણીકની એવી વાત સાંભળીને ઘણો જ ખુશી થયો. રમણીકલાલે તરત જ એક પેટીમાંથી બ્રાન્ડીની બૉટ્લ તથા ગ્લાસ બહાર કાઢયા. તેના સોબતીને એક ડૉજ આપી તે પોતે પણ એક ડૉજ બ્રાન્ડી ઉદરસ્થ કરી ગયો. ત્યાર પછી રમણીકલાલે એક ટિફિન-બાસ્કેટ બહાર કાઢી તેમાંથી કેટલીક આમિષ વસ્તુઓ બહાર કાઢી. એ વસ્તુઓને તે બન્ને શયતાનો ક્ષણુવારમાં જ ઉડાવી ગયા.

ત્યાર પછી રમણીકલાલે તેના સોબતીને કહ્યું કેઃ—"જૂઓ ડૉકટર! એ ગંગાપ્રસાદને પૈસા આપ્યા વિના ચાલી શકશે નહિ. તે જેટલા માગે તેટલા રૂપિયા અવશ્ય આપવા પડશે. પણ ખેર, થોડા દિવસને માટે એની ઉઘરાણીની સતામણીમાંથી બચી ગયાને! ડૉકટર મને ઘણીજ દિલગીરી ફક્ત એજ થાય છે કે, જેને માટે આ બધાં કારસ્થાનો કર્યાં છે, તેમાં તો આપણને કશું પણ ફળજ મળ્યું નથી. બધા રૂપિયા, ઘરેણાં–ગાઠાં અને એ વિલ સુદ્ધાં પેલા બુઢ્ઢા બણુચક સબજજ્જ પાસે રહી ગયું! હવે એ બધું એની પાસેથી આપણને શી રીતે મળી શકશે? એ સાલો એક પાકો ખેલાડી માણસ છે. મને તેની બહુજ દહેશત રહ્યા કરે છે કે, એ કદાચ મારા સંબંધીને કેદ કરાવી ન દે. મેં સાંભળ્યું છે કે તે મારા સસરાની સંપત્તિનું સર્વ વિલ કરવા માટે થોડા વખતમાંજ અમદાવાદ જવાનો છે. ઠીક છે, જોયું જાશે, કે એ શું કરામત કરવા માગે છે. જો મારા હાથમાં મારા સસરાની સંપત્તિ આવી જશે, તો હું તરતજ ગંગાપ્રસાદના સઘળા રૂપિયા ચૂકવી આપી તેને બે જૂતા મારી મારાથી જૂદો કરી દઇશ. પણ એકવાર રાધાકિશોરી પાસેથી મારાં એ સર્વ જરૂરી કાગળિયાં આવો જાય, એટલી જ વાર છે."

ડૉકટરે પુનઃ એક ડૉાજ ભરીને રમણીકલાલને આપ્યો અને પોતે પણ એક ડૅાજ ઉડાવી ગયો. ત્યાર પછી તે બોલ્યો કેઃ—"હા, તે દિવસે તમે મને જે વાત કહી હતી, એ તો ઘણીજ મજાની વાત છે! પણ ત્યાર પછી તેનું શું થયું વારૂ?"

રમણીકલાલે હસતા મુખે જવાબ આપ્યોઃ—"એમાં કાંઈ વિશેષ જાણવા જેવું બન્યું નથી. એ તો તમે જાણોજ છો કે, અમદાવાદથી મારી ઘણી જ દૂરની સગી એક સાસૂ અહીં આવી હતી. મેં મારા

એ સંબંધીની તબિયત ખરાબ હોવાથી તેની ચાકરી માટે જ એને અહીં બોલાવી હતી, તેને એક વિધવા યુવતી કન્યા છે. દેખાવમાં તે ઘણી ખૂબસૂરત છે! એક દિવસ રાત્રે નશાના ઘેનમાં હું તેના ઘરમાં જઇ ચઢયો! પણ તરતજ તેણે 'હો હો' કરી મોટી ગડબડ મચાવી મૂકી. છોકરી બીજો કોઇ માણુસ આવી ચઢયો હશે એમ ધારી બૂમ પાડી ઉઠી એથી એની મા પણુ જાગી ઉઠી. હું પણુ તરત જ કાંઇ પણુ બોલ્યા ચાલ્યા વિના તરત જ ચોરની માફક ત્યાંથી ન્હાસી છૂટયો, તેને બીજે દિવસે જ તેઓ રીસાઇને અમદાવાદ ચાલ્યાં ગયાં. મારા સંબંધીએ પણ તેની સાથે જવાની હઠ પકડી. એથી એ બધાને રસ્તાનો ખર્ચ આપીને અમદાવાદ મોકલી દેવાં પડયાં છે!"

ડૉકટરે કહ્યું:—"બસ, એજ વાત! હું તો કાંઇક જૂદું જ ધારતો હતો. પણ હશે, હવે રાત ઘણી જ વીતી જવા આવી છે. હવે એક એક પૅગ ખેંચી લઇએ અને થોડી વાર આરામ કરીએ."

ત્યાર પછી બીજું એક એક પાત્ર ભરીને, બન્ને જણાએ પાન કર્યું. મદિરાપાન કરી મસ્ત થયા પછી રમણીકલાલે કહ્યું:—"ભાઇ! હવે મને વધારે મદ્ય આપશો નહિ. સાંઝ પહેલાં એકાદવાર પી લીધો છે. તમારા જેવા ઉપકારી મિત્રની મિત્રતાનો બદલો મારાથી કયારે વાળી શકાશે, એ પણ મારાથી કહી શકાતું નથી. તેમ મારે માટે શું શું નથી કર્યું, કહો જોઇએ! જો આ બધો મામલો સહજમાં જ નહિ મટે, તો મારા એ સંબંધીને પરમાત્માના દરબારમાં મોકલી આપવો પડશે. હું અમદાવાદથી તેને અહીં ગમે તે ઉપાયે લઇ આવીશ અને તમે તમારા કાતિલઝેરનો ઉપાય ચલાવજો, એટલે બધો મામલો ખતમ થઇ જશે, અહા! તમે મારા પર કેટલા બધાં ઉપકારો કર્યા છે, પ્રથમ તો મારા સસરાનું કાસળ કાઢી નાખ્યું—પણુ—ના, ના—એ બધી

વાતો કહેવાની કશી પણ જરૂર જ નથી. હવે તમારે છેવટની મદદ મને ફક્ત મારા એ સંબંધીનો સંહાર કરવામાં જ કરવાની છે, ત્યાર પછી જે કાંઇ કરવું જોઇશે, તે હું પોતે જ કરી લઇશ."

ડૉકટરે એ વાતથી કાંઇક નાખુશ થઇને કહ્યું કેઃ—"ના—ના, રમણીક! એ બધી વાતોને હવે યાદ ન કર. જે કાંઇ કરી નાખ્યું છે, એવું સ્મરણ થતાં મારૂં દિલ દાઝી ઉઠે છે, મનુષ્ય જે કરી શકતું નથી, તે પણ આપણા દ્વારા થયું છે, પણ હવે હું જોઉં છું કે આટલું આટલું પાપ કરવા છતાં પણ આપણને તેનું ફળ કાંઇ જ મળ્યું નથી,"

રમણીકલાલે કહ્યુંઃ—"ભાઇ! એ બાબતમાં તમે બિલકુલ ગભરાશો નહિ. હું જે મુખથી બોલું છું, તે કાર્યમાં પણ કરી બતાવું છું. એકવાર કંપનીના કાગળો તથા રૂપિયા મારા હાથમાં આવવા દો. ત્યાર પછી તમે જોઇ શકશો કે, રમણીકનું દિલ કેવું ઉદાર છે. એની સાથે એક હજાર ચકચકતા રૂપિયા તમારા ખીસામાં પધરાવી દઇશ, હું સારી રીતે જાણું છું કે, આજકાલ તમને પણ ઘરનો ખર્ચ ચલાવવામાં સખ્ત મુસ્કેલી વેઠવી પડે છે, માટે હું એકાદ બે દિવસમાં અવશ્ય તમને થોડું ઘણું પેમેન્ટ કરીશ."

ડૉકટરને ત્યારે પૂરો નશો ચઢયો હતો. એથી તે અચકાતા સ્વરે અને ઉત્તેજિત ભાવે બોલ્યો કેઃ—"ભાઇ! હું પાકો બિજનેસમેન છું? હું નકામી વાતોને બિલકુલ પસંદ કરતો નથી. મેં તને જે એ મહાભયાનક મામલામાં મદદ કરી છે, એથી હું એક ખૂનમાં ભાગ લેનાર આસામી કરી ચૂકયો છું. જો ભોગજોગ તારા દોષથી કોઇપણ વાત ખુલ્લી થઇ જાય, તો તારે નામે Aiding અને Abetting નો ચાર્જ આવી શકે તેમ છે. હું હમણાં રાત્રિ દિવસ

મારા પોતાના ભાગ્યનોજ વિચાર કર્યો કરૂં છું. રાત્રિ દિવસ મને એ જ ભય રહ્યા કરે છે કે, દારુના નશામાં જો તું આ વાત બકી જશે, તો મારે પણ તારી સાથે ચતુર્ભુજ થઇને કારાગૃહનો નિવાસી થવું પડશે. તારે આ બધી બાબતોનો બરાબર વિચાર કરવાની ખાસ જરૂર છે. આવો દિલોજાન દોસ્ત તને બીજો કોણ મળશે કહે જોઇએ વારૂ? મને બચાવવા માગતો હો તો તું કાંઈક વિશેષ ત્યાગનો સ્વીકાર કરી લે. આજકાલ મને પૈસાની સખ્ત મારામારી છે. અમદાવાદમાં ડિસ્પેન્સરી ખોલી દીવાળું કાઢી અહીં આવ્યો તો અહીં પણ મારી એજ દશા થવા બેઠી છે. દીવાળીના તહેવારો છેક નજીકમાં આવી લાગ્યા છે અને પાસે એક પૈસો પણ રહ્યો નથી. ઘરમાં પૈસા વિના બૈરી પણ પેસવા દેતી નથી વળી આ બધો ગજબ કરી બેસવાથી મારા મનમાં એક પ્રકારના દારુણ ભયે મહા ભયાનક વ્યાધિનો અગ્નિ સળગાવી દીધો છે. ભાઇ! હવે તો હું છેક દીવાનો બની જવા આવ્યો છું. “ મારે કરવું શું ? ”

રમણીકલાલે તેના એ શયતાન દોસ્તના હૃદયની એ સર્વે વાતો સાંભળીને એક ઉંડો નિઃસાસો મૂકયો. તેના મુખની સ્ફુર્તિએ પણ એથી મલિન ભાવ ધારણ કરી લીધો. તે જાણે આકાશ પાતાળના વિચારો કરીને તેના મનને ડોલાવવા લાગ્યો.

અવસન્ન ચિત્તને પ્રસન્ન કરવા માટે, બૅાટલમાં જે કાંઈ બ્રાન્ડી વધી હતી તે પૂરી કરીને, રમણીકલાલે જાણે પહેલાના કરતાં પણ વિશેષ પ્રફુલ્લ ભાવ ધારણ કરી લીધો. ત્યાર પછી તે ડૅાકટરનું શરીર હચમચાવીને બોલ્યો કેઃ—ભાઈ ! તું તથા હું બન્ને આ નાટકના સૂત્રધારો છીએ. જે કાંઈ ભયાનક પાપ થઇ ગયું છે તેને માટે આપણે બન્ને જણા સમાનભાવે જવાબદાર છીએ. ભગવાનના દરબારમાં અથવા અંગ્રેજની અદાલતમાં ગમે ત્યાં જઈશું,

ત્યાં આપણે બન્ને સરખાજ ગુન્હેગારો ઠરીશું. પહેલેથી છેલ્લે સુધી હું તારી સલાહ મૂજબજ ચાલ્યો છું. હવે અત્યારે આવી વાતો સંભળાવવાથી શી રીતે ચાલી શકશે? હું જે મામલામાં સપડાયો છું, તેનો નિકાલ શી રીતે આવશે, એ બાબતમાં મારાથી કશું પણ સમજી શકાતું નથી. રાધાકિશોરી અમદાવાદમાં બેઠી બેઠી તેથા લેણા પગારને માટે સખ્ત તાકિદ કરવા માંડી છે. આ તરફ આ ગંગાપ્રસાદ બેટો પૂરો જુલ્મ ગુજારવા માંડયો છે. તે ઉપરાંત તું પણ સખ્ત સતાવવા માંડયો છે. પરંતુ ગંગાપ્રસાદને સાલાને સહુથી પહેલો ઠંડો કરવો પડશે. રૂપિયા ન મળવાથી તે મરણીયો થઇ ઉઠશે અને કદાચ મારૂંજ ખૂન કરી બેસશે અથવા મારાજ હાથમાં હાથકડી નંખાવીને મને પોલિસને સ્વાધીન કરાવી દેશે. ગંગાપ્રસાદ જો વિફરશે, તો અવશ્ય યાદ રાખજે કે તારે તથા મારે બન્નેને જેલદેવીમાં જઇ ચક્કીબાઇની મુલાકાત લેવી પડશે. હવે હું સમજી શક્યો છું કે, તારી સલાહ માનવામાં મેં પહેલેથીજ મોટી ભૂલ કરી છે. આજે મારી સ્ત્રી જો જીવતી હોત, તો તે કદાચ મારી આ દેવાદાર હાલતમાં મને અવશ્ય કાંઇકને કાંઇક મદદ કરત, તેનાં ઘરેણાગાંઠાં, રૂપિયા અને મિલ્કતના લોભથી મેં એક સ્વામી થઇને સતી સાધ્વી સ્ત્રીના જીવનનો નાશ કરી નાંખ્યો છે. એ વાત જ્યારે જ્યારે મને યાદ આવે છે, ત્યારે મારૂં હૈયુ સળગી ઉઠે છે."

ડોકટર આ બધી વાતો સાંભળીને સખ્ત ચીડાઇ ગયો. તેણે અત્યંત સાહસનો સંચય કરીને કહ્યું કેઃ—"નાદાન! આવી મૂર્ખતા ભરેલી વાતો કહેતાં તને જરા શરમ પણ નથી આવતી? કદાચ આ વાત કોઇના સાંભળવામાં આવી જશે, તો તેનું પરિણામ કેવું ભયંકર આવશે, એનો વિચાર પણ તને નથી આવતો? હશે, જે થવાનું

હતું તે થઇ ગયું છે, તેને પાછું ફેરવવાનો કાંઇ ઇલાજ જ રહ્યો નથી. હજી પણ જો માથું ઠેકાણે રાખી બાકીનાં બીજાં બે કામો પતાવી દઇશ, તો કોઇ પણ રીતે અવશ્ય બચી શકીશ."

રમણીક આ વાત સાંભરીને જાણે ઘણો જ ઉત્સાહિત થયો. તેણે આગ્રહ સહિત કહ્યું કેઃ—"ભાઇ ડૉક્ટર! મેં તારી વાતને અમાન્ય રાખીને ક્યારે કોઈપણ કાર્ય કર્યું છે? હવે કહે જોઈએ કે શો ઇલાજ યોજવાથી આપણે બન્ને જણા બચી શકીએ તેમ છીએ વારૂ?"

ડૉક્ટર થોડીવાર સુધી કાંઈક વિચાર કરીને બોલ્યો કેઃ—"પહેલો ઉપાય એ છે કે, ગમે તે ઇલાજે ઝેર ખવડાવીને તારા તે સબ-જજ્જ સસરાનું ખૂન કરી આપણા માર્ગમાંથી સદાને માટે દૂર કરવો પડશે અને ત્યારપછી એજ ઉપાયથી તારા સંબંધીને દૂર કરવો પડશે. એમ કરવાથી બધો રસ્તો સાફ થઇ જશે."

રમણીકલાલ એ વાત સાંભળીને ચમકી ઉઠયો અને ત્યારપછી બોલ્યો કેઃ—"ના—ના, એ બન્ને ઉપાયો કાંઈ સહેલા પડયા નથી! વળી નરહત્યાનું નવીન પાપ કરવાની પણ મારી ઇચ્છા નથી. બીજો કાંઈપણ ઇલાજ હોય, તો કહી દે."

ડૉક્ટરે કહ્યુંઃ—"ત્યારે બીજું એક કામ કર. ગંગાપ્રસાદના અડ્ડાની એ સ્ત્રીને રૂપિયા આપીને તારે કબ્જે કર. અને ત્યાર પછી તેને પોલિસની પાસે હાજર કરીને કહી દે કે, એ જ મારી સ્ત્રી મેના છે અને ગંગાપ્રસાદે તેની ચોરી કરી અડ્ડામાં છુપાવી રાખી હતી. ગંગાપ્રસાદની પાસે એવું કોઇપણ પ્રમાણ નથી કે, જેથી તે પોલિસમાં એમ સાબીત કરી શકે એ સ્ત્રી મેના નથી. આમ કરવાથી ગંગાપ્રસાદ બેટો ફસાઇ જશે. અને એક પૈસો પણ નહિં આપવો પડે."

રમણીકલાલે સ્થિરતાથી ડૉકટરની વાતો સાંભળી અને ત્યાર પછી કહ્યું કેઃ—"ના! તારી આ મતલબ મારા મનને બિલ્કુલ ગોઠતી નથી. એથી તો ઉલટી આફત આવી પડે તેમ છે તથા આ સાધારણ મામલો પણ સંગીન સ્વરૂપ ધારી લે એવી દહેશત રહે છે.

ડૉકટરે આ વખતે ચીડાઇને કહ્યુંઃ—"આ નહિ કરી શકે, એ નહિ કરી શકે. ત્યારે તું શુ કરી શકીશ? એ સિવાય બીજો કાંઇ ઉપાય જ નથી. જો તારાથી એ બધું ન બની શકે, તો પછી તારા સસરા પાસેથી બળાત્કારે તારી બધી વસ્તુઓ છીનવી લે. બુઢ્ઢાની પાસે તારી સ્ત્રીની જે જંગમ મિલ્કત હોય, તેની ચોરી કર."

રમણીક આ વાત સાંભળી ભવ્વાં ચઢાવી ગુસ્સાથી બોલ્યોઃ— "ખૂન, ચોરી, જૂઠી વાત! જબરદસ્તી, દગાબાજી અને ગજબની પાપકીડા! ત્યારે હવે બાકી શું રાખ્યું ડૉકટર! આપનો ઘડો ભરાઇ ચૂકયો છે. છતાં હજી તૃપ્તિ થઇ નથી?"

ડૉકટરે કહ્યુંઃ—"જ્યારે ખૂન કરવાને રાજી નથી. ત્યારે એ બધી દૌલત હાથ કરવા માટે ચોરી કર્યા સિવાય બીજો કશો ઈલાજ જણાતો નથી. તું જો એ કામ કરતાં ડરતો હોઇશ, તો હું તને બીજાં અનેક માણુસો મેળવી આપીશ."

રમણીકલાલે કેટલીક વાર સૂધી પથારીપર પડયા પડયા કાંઇક વિચાર કર્યા પછી કહ્યું કેઃ—"ત્યારે જા, તારી છેવટની વાત માનવાને કબૂલ થાઉં છું. હું બીજો કોઇપણ ઇલાજ ન કરતાં ચોરી જ કરીશ. જ્યારે ડૂબવા બેઠો છું, ત્યારે ફરીવાર તણાઇને બહાર નીકળવાની કોશિશ કરીશ મારા મનની મુરાદને ગમે તે પ્રયત્ને પાર પાડીશ."

આ પ્રમાણે વાતચીત કર્યા પછી તેઓ બન્ને જમવા બેઠા હું

પણ ચૂપચાપ એ ઓરડામાંથી બહાર નીકળીને મારા પોતાના ઓરડામાં ચાલી ગઈ.

એ રાત્રે મને પાછી ઉંઘ આવી નહિ. હું જાણે રમણિકને મારી નજર આગળ સાક્ષાત્ પિશાચ સ્વરૂપ દેખાવા લાગી. મેં મનમાંને મનમાં જ વિચાર્યું કેઃ—" મારી બાંદીગીરીનું ધારેલું ફળ મને આજે મળી ચૂકયું છે. કાલે સવારમાં વહેલી ઉઠી મોહનપ્રસાદ પાસે જઈ તેને આ બધી બીના જણાવી દઇશ.

રાત્રિ વીતી સવાર થયું. જગફોઈ પાર્વતીબાઈ ગંગા સ્નાન માટે ચાલી ગઈ. હું પણ મકાનના દરવાજાપર તાળું વાસી, એ સવારમાં જ મોહનપ્રસાદને મળવા માટે ચાલી નીકળી.

---

## પ્રકરણ ૧૭ મું

### શયતાનની સાધના

( મિ. ઠાકોરની આત્મકથા. )

જાસૂસગીરીનુ કામ ઘણું જ મુશ્કેલી ભરેલું છે, એ કાંમ કરવા જતાં અનેકવાર ભલભલા નામજાદા જાસૂસોને પણ બેવકૂફ બનવું પડે છે, એ સર્વ વાર્તાઓને હું મારા આટલા દિવસના અનુભવ પરથી યથાર્થ રીતે જાણી શકયો. એ મેનાના ખૂનની તપાસ માટે અમદાવાદથી કાશી આવીને આખું શહેર ખોળી વળ્યા છીએ, શહેરની ગલીએ ગલીની મુલાકાત લઈ ચૂકયા છીએ અને એવું શક પડતું એક

પણ ઘર જોયા વિના બાકી રહેવા દીધું નથી, તેમ છતાં પણ હજી સુધી અમારાથી કશું પણ કામ કરી શકાયું નથી. દિવસે દિવસે અવનવા બનાવો બનતા જાય છે અને એ બનાવો ડગલે ને પગલે અમારાં કામમાં વિઘ્ન નાખવા માંડયા છે! ઘણી મહેનતે અમો જે કાંઇ સિદ્ધાંત ઘડી કાઢીએ છીએ, તે પાછો તરત જ પ્રમાણ અથવા સાબીતીના અભાવે ભાંગી પડે છે.

પરંતુ આવી રીતે કેટલાક દિવસ ચાલી શકશે? હું આ દેશની પોલિસનો નોકર નથી, મારી નોકરી અમદાવાદમાં છે અને મારૂં પણ અમદાવાદ જ છે. ત્યાં મારા તાબામાં એક સ્વતંત્ર જાસૂસ વિભાગ છે. લાંબી મુદ્દત ગેરહાજર રહેવાથી ત્યાંના કામમાં ઘણી જ ખલલ આવે તેમ છે. આ તરફ અમારા કમીશનર બહાદુર પણ મને અહીંનું કામ સત્વર પતાવી દઇને અમદાવાદ આવવા માટે તાકીદ કરે છે. મોહનપ્રસાદના આણેલા પ્રમાણોપરથી તથા એ બાબતમાં મળેલી બીજી કેટલીક ખબરોપરથી એ રમણીકલાલના ઉપર મને શક આવે છે ખરો, પરંતુ પ્રત્યક્ષ પ્રમાણના અભાવે મારાથી તેને પકડી શકાતો નથી. એટલા માટે ચિંતાતુર ચિત્તે કર્ત્તવ્યને સ્થિર કરવા માટે તે દિવસે સવારમાં હું નાસિર સાહેબની મુલાકાત કરવા ગયો. તેઓ મને જોઇ કાંઇક મૃદુ હાસ્ય કરીને બોલ્યો કેઃ—"આપ આવ્યા છો એ ઠીકજ થયું છે, હું હમણાં જ આપની પાસે માણસ મોકલવાનો વિચાર કરતો હતો."

હું કુરસીપર બેસી અજાયબી ભરેલા ચિત્તે બોલ્યોઃ—"બનાવ શો બન્યો છે કહો જોઇએ?"

નાસિર સાહેબે ગંભીર મુખે જવાબ આપ્યોઃ—"મામલો કાંઇ જેવો તેવો નથી. મેનાનું શબ મળી આવ્યું છે."

"શું કહો છો?"

"ખરૂંજ કહું છું. અને એ લાશ મેનાનીજ છે, એમ પણ મેં સાબીત કર્યું છે."

"શી રીતે સાબીત કર્યું છે?"

"તે લાશનો ડાબો હાથ કપાયલો છે. અને તેની પહેરેલી સાડીના એક ખૂણાપર લાલ દોરાથી 'મેના' એવું નામ લખેલું છે." નાસિર સાહેબે જવાબ આપ્યો.

"એ લાશને હું એકવાર જોઇ શકીશ? લાશ ક્યાંથી મળી આવી છે વારૂ?" મેં પૂછ્યું.

નાસિર સાહેબે જવાબ આપ્યો:—"ઘણે દૂરથી અહીંથી દશબાર ગાઉપર દૂર આવેલા એક નાના ગામમાં ગંગા નદીને કિનારે ગૌઘાટ નામનો એક નાનો ઘાટ છે. એ ઘાટના એક ભાંગેલા પાટિયાંની સાથે એ લાશની પેટી અટકી પડી હતી. ત્યાંની પોલિસને શક પડવાથી એ પેટીને ખોલીને તેમાંથી લાશ બહાર કાઢી હતી. આપ એ તો જાણો જ છો કે કાશી શહેરની આસપાસ તમામ ગામોમાં આ ખૂની મામલાની ખબર આપણા તરફથી પ્રથમથી જ અપાઇ ચૂકી હતી, એથી તે ગામની પોલિસે એ લાશને તપાસ માટે અહીં મોકલી આપી છે."

મેં કહ્યું;—"એ લાશને એકવાર જોવાનો કાંઇ પણ ઉપાય જ નથી!"

નાસિર સાહેબે કહ્યું:—"ના, લાશ ઘણી જ ખરાબ હાલતમાં મળી આવી છે, તેનો ઘણો ભાગ બિલ્કુલ સડી જવા આવ્યો છે. કાલે સાંઝે જ અમને એક ટેલિગ્રામ મળ્યો છે. તે ટેલિગ્રામમાં લખ્યું છે કે:—"લાશની સ્થિતિ ઘણી જ શોચનીય છે. અમો એ સડેલી ગંધાતી લાશને સળગાવી નાખીએ કે નહિ વારૂ?" તેના જવાબમાં અમારા

વડા સાહેબે લખ્યું કેઃ–"લાશને સળગાવી નાખવાની જરૂર જણાતી હોય, તો સળગાવી નાખો, પણ તેનાં લૂગડાંને તથા જે પેટીમાં એ લાશ તણાઈ આવી છે તે પેટીને બરાબર સાચવી રાખજો."

જે ગામમાંથી એ લાશ મળી આવી છે, તે ગામનું નામ બક્ષા છે અને એ બક્ષાની પોલિસે એ સડેલી લાશને સળગાવી પણ દીધી હશે! પરંતુ લાશને સળગાવતી વેળાયે તે લોકોએ તેનો ફોટો લઈ લીધો છે. એ ફોટા પરથી જણાઇ આવે છે કે, તેના મુખની હાલત એટલી બધી બગડી ગઇ નથી. એ ફોટો તેમણે કાલે રાતની ટ્રેનમાં એક કૉન્સ્ટેબલ મારફત અમારી પાસે મોકલાવી આપ્યો છે અને અત્યારે એ અહીં અમારી પાસેજ છે."

આમ કહીને નાસિર સાહેબ તેમની ઑફિસના ઓરડામાં દાખલ થયા. ત્યાર પછી તે ઓરડામાંથી એક ફોટો લાવી મારી પાસે આવી મારા હાથમાં એ ફોટો આપીને બોલ્યા કેઃ–"જૂઓ જોઇએ! આ ફોટામાં ચિતરેલી સ્ત્રીનો ડાબો હાથ કપાયલો છે કે નહિ?"

મેં અજાયબીની સાથે જોયું કે, ખરેખર એમજ હતું! વળી એ ફોટામાં, બીજા બધા અંગો ખરાબ હાલતમાં ઉડવા છતાં પણ, મુખની છબિ એવી રીતે ઉડી આવી હતી કે, તેને સાબીત કરવામાં લેશ માત્ર પણ વિલંબ લાગે તેમ નહોતો! નાસિર સાહેબ એ સાથે રમણિકલાલનો આપેલો મેનાનો જીવિતાવસ્થાનો ફોટો મારા હાથમાં આપીને બોલ્યા કેઃ–"જૂઓ જોઇએ! આ ફોટાની outline અને બીજી કાંઈ પણ સરખામણી છે ખરી કે?"

હું બરાબર ધ્યાનપૂર્વક, બન્ને મુખની તુલનામાં સમાલોચના દ્વારા સમજી શક્યો કે, તેમાં લેશ માત્ર પણ જૂદાઈજ નથી. એ બન્ને મુખ બરાબર મળતાંજ આવે છે."

ત્યાર પછી નાસિર સાહેબે, એક નોકરને બોલાવી તે પેટી તથા કપડાં લાવી મંગાવ્યાં. નોકરે ઑફિસ અંદર એ પેટી ખોલીને તેમાંથી કેટલાંક કપડાં બહાર કાઢયાં. એ કપડાંમાંની એક સાડી પર જ્યાં લાલ દોરાથી "મેના" એવા બે અક્ષરો ગુંથેલા હતા, તે સ્થાન મને પેલા નોકરે ખોલી બતાવ્યું. આજકાલ અનેક ગુજરાતીઓની કન્યાઓ સીવવા–ગુંથવાનું કામ ઘણી સારી રીતે જાણે છે. ધોબીને ત્યાં કપડાંની અદલબદલ ન થાય, એટલા માટે એવાં નામ ગુંથવાની આજકાલ ગુજરાતનાં ઘણાં ખરાં મોટાં શહેરોનાં માણસોમાં એક પ્રથાજ પડી ગઇ છે.

આ બધું જોયા પછી મેં કહ્યું કે:—"લાશની સાબીતીની બાબતમાં હવે કશો શકજ નથી. આ લાશને અવસ્ય એ પેટીમાં પૂરીને, તેમણે ગંગામાં ડુબાડી દીધી હશે અથવા તરતી મૂકી દીધી હશે. ગંગાના પ્રબળ પ્રવાહમાં તણાતી તણાતી તે પેટી બક્સાના ભાંગ્યા તૂટયા ઘાટ પર જઇને અટકી પડી હશે અને કોઈ કટના થાંભલા અથવા પાટિયાં સાથે ભરાઇ રહેવાથી તે આગળ જઈ શકી નહિ હોય. પેટીમાં લાશને પૂરતી વેળાયે, જે ભયંકર શયતાને આ કામ કર્યું હશે, તેને એટલી પણ અક્કલ નહિ સૂઝી હોય, કે તે તેનાં આ કપડાંને બદલાવી નાખે! અથવા એ પાપાત્માઓના જાણવામાંજ નહિ આવ્યું હોય કે, એ સાડીના ખૂણાપર 'મેના'નું નામ ગુંથવામાં આવ્યું છે.

નાસિર સાહેબે કહ્યું:—"આપનું અનુમાન યથાર્થ છે."

મેં કહ્યું:—"લાશ તો મળી આવી! હવે મને અવસ્ય જણાઈ આવે છે કે, આ વખતે ગુન્હેગાર પણ ગમે ત્યાંથી મળી આવશે અથવા આપણા સપાટામાં સપડાઇ જશે."

નાસિર સાહેબે કહ્યું:—"મારી ધારણા મૂજબ એજ ઘણું મુશ્કેલ કામ છે ! આ લાશ તે મેનાનું સડેલું શરીર છે, એ સાબીત થઇ ચૂક્યું છે ખરૂં; પરંતુ કોણે અથવા કયા લોકોએ તેનું ખૂન કર્યું છે, તેનું પ્રમાણ તો હજી સૂધી ઘોર અંધારામાંજ છુપાયલું છે."

રતન ગઇ રાતની પહેલાંની રાત્રે ડૉકટર તથા રમણીકલાલની વચ્ચે જે કાંઈ વાતચીત થઇ હતી, તે બધી મોહનપ્રસાદને કહી ગઇ હતી. મોહન પણ વખતસર આવીને મને એ બધી બીના જણાવી ગયો હતો. એ વાત મને અત્યારે યાદ આવવાથી, મેં પહેલેથી છેલ્લે સૂધીની બધી હકીકત નાસિર સાહેબને કહી સંભળાવી.

ડૉકટરનું નામ સાંભળીને નાસિર સાહેબ કાંઇક ચમકી ઉઠ્યા અને તે સાથે કહેવા લાગ્યા કે:—"કયો ડૉકટર ! હીરાલાલ ડૉકટર કે ? જો તે હીરાલાલ ડૉકટર હશે, તો બધી વાતે આ મામલાનો પત્તો મેળવવાનું આપણે માટે અનુકૂળ થઈ પડશે. એ સાલો આ બનારસ શહેરનો એક નામજાદો બદમાશ છે. ગુજરાત દેશના નડિયાદ શહેરમાંથી એક વૃદ્ધ વણિકની કન્યાને એ શયતાને આ કાશી શહેરમાં લાવીને કોણ જાણે ક્યાં છૂપાવી રાખી છે કે, જેનો હજી સુધી અમો કોઇને કશો પત્તોજ મળ્યો નથી. એ કામ એ નરાધમે એવી ચાલાકીથી કર્યું છે કે, એને ગુન્હેગાર તરીકે પકડવાનો કાંઇ ઈલાજ જ નથી. નડિયાદના તે વૃદ્ધ વણિકે મારી પાસે આવી ઘણી રોકકળ કરી મૂકી હતી. પરંતુ સાબીતીના અભાવે હું એ શયતાનના શરીરનો સ્પર્શ કરવાનું પણ સાહસ કરી શક્યો નથી. એ માણુસ પાકો શયતાન છે ! તે એવી રીતે આ બધાં ભયાનક કામો કરે છે કે, કોઇ પણ રીતે અમારા સકંજામાં આવી શકતો નથી. અમદાવાદના એક મોટા શેઠને ત્યાંથી પણ તેણે ચોરી કરી હતી, પરંતુ એ

શેઠની પુત્રી સાથે તે પાપાત્માનો કુસંબંધ હોવાથી, કદાચ પુત્રીનું પાપ પ્રકાશમાં આવી જશે એમ ધારીને તેણે તેને જતો કર્યો હતો. એમ મને પેલા નડિયાદથી આવેલા વૃદ્ધ વણિકે કહ્યું હતું. વડોદરામાં પણ એ શયતાને કાંઈ ઓછા ખેલો ખેલ્યા નથી. ત્યાંના એક આબરૂદાર કુટુંબમાં ઘુસીને એક માણસનું ખૂન કર્યું હતું. પરંતુ એ સાલો એવો ચાલાક છે કે એ જે કાંઇ ગુન્હો કરે છે, તેને સાબીત થવાનો કાંઈ રસ્તોજ રહેવા દેતો નથી. એ જે કપાયલો હાથ અવિકૃત અવસ્થામાં. રમણીકલાલે આપણને લાવી આપ્યો હતો, એમાં પણ એ ડૉકટરેજ અવશ્ય પોતાની ડૉકટરી–વિદ્યા ચલાવી હશે. સરકારી ડૉક્ટર સાહેબે કહ્યું છે કેઃ કોઈ એક વિશિષ્ટ અર્કમાં ડૂબાડી રાખવાથી મુડદાના શરીરમાં એક અઠવાડિયા સૂધી કશું પણ પરિવર્ત્તન થતું નથી. વળી ડૉકટર સિવાય એ અર્કનું નામ ઘણાં થોડાં માણસોજ જાણી શકે છે. એથી હું ધારૂં છું કે, શયતાનના બચ્ચો હીરાલાલજ આ મામલામાં મુખ્ય મદદગાર હોવો જોઇએ.”

મેં નાસિર સાહેબને કહ્યું:—“આપ જે કાંઈ કહો છો, તે મને ઘણીજ યુક્તિ ભરેલી વાત લાગે છે. પણ હું એક વાત આપને કહેતાં ભૂલી ગયો છું. તે દિવસે સાંઝે ગંગાના ઘાટપરથી એક ટીનની ડબ્બીમાં હું એક રસીદ મેળવી શક્યો છું. એ રસીદ હિન્દીમાં લખેલી છે અને એના અક્ષર પણ ઘણાજ ખરાબ લખવામાં આવ્યા છે. મોહનપ્રસાદની પાસે મેં એ પત્ર વંચાવી લીધો છે. તે માત્ર એક કબૂલાતનામાનોજ કાગળ છે. અત્યાર સૂધી આપને એ પત્ર આપવાનો મને અવકાશજ મળ્યો નથી. આમ જૂઓ, એ રસીદને બરાબર ધ્યાનપૂર્વક તપાસી જૂઓ.”

નાસિર સાહેબે એ રસીદ વાંચીને કહ્યું કેઃ—“આજે ઘણા

દિવસ પછી અત્યારે હું આ ભેદી મામલાને ઘણીજ સરળતાથી સમજી શક્યો છું. આ રસીદ ૧૭ મી તારીખની છે. અને બકસારના ઘાટપરથી ૧૮ મી તારીખે લાશ મળી આવી છે, એ પરથી સહજમાંજ અનુમાન કરી શકાય છે કે; ગંગાના પ્રવાહમાં એ લાશને તણાઇને બકસારના ઘાટપર જઈ પહોંચતા એક દિવસની મુદ્દત થઈ છે. પ્રથમ આખા મુડદાંના હાથપગના ટુકડેટુકડા કરી, એ પેટીમાં રાખવામાં આવ્યા હશે અને ત્યાર પછી તેને જરા વધારે વજનદાર કરવા માટે, તે પેટીની અંદરના ખાલી ભાગમાં પથ્થરા ભરી દેવામાં આવ્યા હશે. કાશીની ગંગાનો પ્રવાહ હમેશાં એક મુખગામી રહે છે અથવા એકજ દિશામાં સર્વદા વહ્યા કરે છે. એથી કદાચ પેટી તણાઈ જશે; એમ ધારીનેજ શયતાનોએ આ બધું કાળું કામ કર્યું હશે. આ રસીદની અંદર જે સર્વ કાર્યની વાતોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે કાર્ય બીજું કશું પણ નથી કેવળ આ નારીનું ખૂન કરી તેના દેહને પેટીમાં પૂરી ગંગાના પ્રવાહમાં ફેંકી દેવાનુંજ એ કાર્ય હોય, એમ મને હવે સંપૂર્ણ જણાઇ આવે છે. એ કરારનામું હિન્દી ભાષામાં લખેલું છે. પરંતુ એ કરારનામું લખી આપનાર માણસનું નામ ગુજરાતી ભાષામાં લખેલું છે. રસીદમાં લખેલા લખાણનો મર્મ મારાથી સાફ સમજી શકાય છે પરંતુ એની નીચે જે સહી કરવામાં આવી છે. તે સહીવાળા નામનો ભેદ કોઈ પણ રીતે ખોલી શકાતો નથી. હું અવશ્ય ગુજરાતી ભાષાને થોડી ઘણી જાણું છું. પરંતુ આ નામ તેમ છતાં પણ મારાથી સમજી શકાતું નથી. હું ધારૂં છું કે, તમે અવશ્ય એ નામનો મર્મ જાણી ગયા હશો !"

મેં જવાબ આપ્યો:—"હા. મારાથી જો કે, બરાબર એ નામને જાણી શકાયું નથી. તેમ છતાં પણ વચ્ચેનો એક એક અક્ષર

બાદ કરીને જો; એ નામ વાંચવામાં આવે છે, તો 'રમણીકલાલ' એવું સ્પષ્ટ નામ બહાર નીકળી આવે છે."

નાસિર સાહેબે કહ્યું:—"જોઇ લો, એકવાર તમારા એ રમણીક-લાલની ચાલાકીની બહાર! બેટો બડો બદમાશ હોય જણાય છે. એના જેવા શયતાન મેં ઘણાજ થોડા જોયા છે. પણ એ બધી વાતોમાં હવે વ્યર્થ સમય ગાળવાથી આપણું કાંઇ પણ કાર્ય થઇ શકે તેમ નથી—આપણે હવે, જે માણસ ગંગાના ઘાટપર આ રસીદને ભૂલી ગયો હતો, તેને પકડી પાડવો પડશે—હું ધારૂં છું કે; એની પાસેથી અવશ્ય આ બાબતમાં આપણને કાંઇક ને કાંઇક બાતમી મળ્યા વિના રહેશે નહિ."

મેં ઉત્સાહ સહિત કહ્યું કે:—"જો એમજ હોય, નાસિર સાહેબ! તો આપ હમણાંને હમણાંજ મારી સાથે ચાલો. હું તેમનું ઠેકાણું બરાબર જોઇ આવ્યો છું."

નાસિર સાહેબે કહ્યું:—"તેમનો અડ્ડો કયા વિભાગમાં આવ્યો છે, વારૂ કહો જોઇએ?"

મેં જવાબ આપ્યો:—"હમણાં બનારસમાં જે હિન્દુ યુનિવર્સિટિનું મકાન સ્થાપવામાં આવ્યું છે, તે મકાનની બાજૂમાંથી શિગરાના મહોલ્લા તરફ જે રસ્તો સીધે સીધો ચાલ્યો છે, તે રસ્તાપરની એક નીચેની ગલીમાં એ શયતાનોનું સદન આવેલું છે."

નાસિર સાહેબે કહ્યું:—"ઓહ! સમજી ગયો! ત્યાં નિકારી-ગલી નામની એક જગા છે. તે જગાએ જેટલા જેટલા નામજાદા બદમાશો અને ધાડપાડુઓ છે, તેમના અડ્ડા આવેલા છે. ચોરી, ખૂન, ધાડ આદિ ભયાનક કર્મોપરજ તે લોકોના ગુજરાનનો આધાર રહેલો છે. પણ તમે એ લોકોનું ઠેકાણું જોઇ આવ્યા છો, એ ઘણુંજ

ઉમદા કામ કર્યું છે. જો આપણે અહીંથી આપણા સિપાહીઓના ટોળાં સહિત ત્યાં જઈ ચઢીશું, તો તે લોકો ક્યાંક છૂપાઇ જશે અને આપણી બધી મહેનત માટીમાં મળી જશે. નજીકમાંજ એક સિગરા નામનો મહોલ્લો આવેલો છે એ મહોલ્લામાં જઇને આપણે ત્યાંના કેટલાક ભોમિયા માણસોની મદદ લઈશું. તોજ મારા ધારવા મૂજબ આપ-ણને આપણા કામમાં ફતેહ મળી શકશે. અહીંથી હાલ તરત તો બે ચાર માણસોને જ સાથે લેવાં પડશે. અને એ સાથે આપણે સહુને છુપો વેશ ધારણ કરી લેવો પડશે. ત્યાર પછી જો જરૂર પડશે. તો સિગરાના મહોલ્લાના થાણામાંથી પોલિસની સહાતા લઇશું અને એ બદમાશોને સરકારી જેલમાં ધકેલી દઇશું."

મેં સાનંદ ચિત્તે કહ્યું:—"ત્યારે હવે વિલંબ કરવાનું કાંઇ પણ પ્રયોજન જ નથી. દિવસના ભાગમાં જ એ કામને બતાવી દેવાની ખાસ જરૂર છે. આપ તૈયાર થઈ જાઓ."

થોડી વારમાંજ, નાસિર સાહેબ પોશાક બદલી આવ્યા. તેમણે સાધારણ હિન્દુસ્તાની આબરૂદાર માણસના જેવો સીધો સાદો પોશાક પહેરી લીધો. મારે પણ એવો જ સાદો પોશાક પહેરવો પડયો. સાથે એ બળવાન ગુપ્તવેશી સિપાહીઓને પણ લઈ લીધા. પોતપોતાનો બચાવ કરવા માટે અમો સહુએ સાથે એક એક પિસ્તોલ પણ લઈ લીધી. સિપાહીઓને ઘટતો ઉપદેશ આપી તેમને અમુક એક મુકરર જગાએ ઉભા રહેવાનું કહી દીધું. અને નાસિર સાહેબ તથા હું એક ગાડી ભાડે કરીને શયતાનોના અડ્ડા તરફ રવાના થયા. આ સ્થળે એમ કહેવાની કાંઈ અગત્ય નથી કે, પ્રથમ મને જે ગાડીવાન એ અડ્ડા પાસે લઇ ગયો હતો અને જેણે મને ગંગાના ઘાટપરના વડ પાસે આવેલા ગાડીના અડ્ડા પાસેથી કામ પડયે બોલાવી જવાની

ભલામણ કરી હતી, તેજ ગાડીવાનને અમોએ શોધી લીધો અને એની ગાડીમાં બેસીનેજ અમો એ રાક્ષસોના ભવન ભણી રવાના થયા.

નાસિર સાહેબને આખા શહેરમાં ન ઓળખે, એવો કોઈ માણસ જ નહિ હોય! નાસિર સાહેબે અત્યારે વેશ બદલેલો હોવા છતાં પણ ગાડીવાળાએ બે ત્રણ વાર તેમના મ્હોં સ્હામું જોયું. એથી હું જાણી ગયો કે, ગાડીવાન નાસિર સાહેબને ઓળખી ગયો છે.

મે ગાડીવાનને કહ્યું કેઃ—"જો! તારી પાસે હવે કાંઇપણ છુપાવવાની જરૂર જ નથી! હું પોલિસનો માણસ છું અને આ બનારસ શહેરના થાણાંના ઇન્સ્પેકટર સાહેબ છે. તારે આજે એક ખાસ જરૂરનું અને જોખમભરેલું કામ કરવું પડશે, તોપણ તું ડરતો નહિ, અમો તને કશી ઇજા આવવા દઇશું નહિ. અમો જ્યારે તારી મદદમાં છીએ, ત્યારે કોઇનાથી તારો વાળ પણ વાંકો કરી શકાય તેમ નથી! તે દિવસે તું જે બન્ને બદમાશોનું મકાન જોઈ આવ્યો હતો, તે મકાન તારા સ્મરણમાં છે કે? જો તું ગમે તે ઉપાયે અમોને એ મકાનપર પહોંચાડી દઇશ, તો તારા ગાડીના ભાડા ઉપરાંત પણ પૂરતું ઇનામ હું તને આપીશ."

ગાડીવાળાએ આ પહેલાં મારો હુકમ તામિલ કરી. મારા મિજાજનો પરિચય મેળવ્યો હતો એથી મારી આ વાતથી તે ઘણો જ ખુશી થઇને બોલ્યો કેઃ—"હુજૂર! આપના હુકમથી હું બધું કામ કરી આપીશ."

યથા સમયે અમો એ ગલિના મ્હોં આગળ જઇ પહોંચ્યા. ગાડીવાળાએ કહ્યું કેઃ—"જનાબ! આપ બન્ને જણ આ નાકાપર ગાડીમાંજ બેસી રહો હું હમણાં જ તેમની તપાસ કરીને પાછો આવી પહોંચ્યું છું."

નાસિર સાહેબે તેમના સોબતીઓને આ રસ્તાપરના એક મકાઈના વાડીમાં છૂપી રીતે પોતાની વાટ જોવાની સૂચના આપી દીધી હતી. એ વાડો આ રસ્તાપરથી લગભગ પાંચેક મિનિટના રસ્તા જેટલો દૂર આવેલો હતો. નાસિર સાહેબ ગાડીમાંથી ઉતરીને તે લોકોને મળવા ગયા. જતી વેળાયે મને કહેતા ગયાં કે, "તમે જાણતા નથી કે, બદમાશોનું ટોળું એકદમ મોટા પ્રમાણમાં આવી પડશે? એ સર્વ શયતાનો બડા ચાલાક છે, જો તેમને પોતાના સોબતીપર કાંઇ પણ આફત આવવાની ખબર પડે છે, તો તેઓ એકદમ ધસી આવે છે અને જીવ જતાં સુધી પણું પાછા હડતા નથી. માટે એવો કોઇ ઝગડો જામતાં પહેલાંજ બધી તૈયારી કરી રાખવાની જરૂર છે. હું સિગરા મહોલ્લાના થાણામાંથી ચાર બળવાન સિપાહીઓ લાવવાનો બંદોબસ્ત કરીને હમણાં જ પાછો આવું છું. મારાં આવતાં સૂધી તમે અહીં જ બેસી રહેજો."

હું એકલો બેસીને તરેહ તરેહના વિચારો કરી રહ્યો હતો. એવામાં નાસિર સાહેબે હસતા મુખે પાછા આવીને કહ્યું કે:—"ચાર ગુપ્ત વેશધારક બળવાન સિપાહીઓ નજીકમાંજ ઉભા છે અને તેઓ આપણો અવાજ સાંભળવાની સાથેજ આપણી પાસે આવી પહોંચે, એવો બંદોબસ્ત પણ હું કરતો આવ્યો છું. વળી આપણી સાથે આવેલા બે સિપાહીઓ પણ તૈયાર થઇ ઉભા છે. હવે કાંઈ હરકત જેવું નથી. એટલા માણસોથી આપણું કામ અવસ્ય ફત્તેહ થઇ શકશે. કહો, તમે શું ધારો છો?"

મેં જોયું કે દૈવયોગે એ બન્ને બદમાશો પણ કોણ જાણે શી રીતે અમારી ગાડીની પાસે આવીને ઉભા રહ્યા છે. તેઓ ગાડીની પાસે આવી ગુપ્તવેશી નાસિર સાહેબને જોઇને જાણે કાંઈક ચમકી ઊઠયા; પરંતુ ત્યાંથી પાછા હઠયા નહિ.

ગાડીવાળો ખૂબ ચાલાક હતો. તેણે કહ્યું:—" શેઠ સાહેબ ! આપ આ લોકોની પાસે શું કામ કરાવવા માગો છો, જલ્દી કહી નાખો. વળી એમની સાથે જે કાંઇ ઠર-ઠરાવ કરવો હોય, તે પણ કરી લો. "

તે બન્ને બદમાશો અમોને સલામ કરીને બોલ્યા કે:–" જનાબ ! આ ગાડીવાળાએ અમોને કહ્યું છે કે, આપ અમોને કોઇ એક સંગીન કામનો ભાર સોંપવા માગો છો. એટલા માટે અમો અત્યારે અહિ આપની પાસે આવ્યા છીએ, પણ જો આપ કોઇ એવું ખાસ જરૂરનું કામ કરાવવા માગતા હો, તો અમારે મકાનેજ ચાલો, ત્યાં આગળ વાતચીત કરવામાં ઠીક પડશે. "

નાસિર સાહેબે કહ્યું:—" ના, ના, એમ કરવાની કાંઇ જરૂર નથી ! અમો તમોને જે કામ સોંપવા માગીએ છીએ, તે ઘણુંજ ખાનગી છે, માટે બીજા કોઇને પણ એની કશી ખબર ન પડવા દેતાં, અહીંને અહીંજ એ બાબતનો નિકાલ લાવવા માગીએ છીએ. તમો બન્ને જણાજ અમારા કામને માટે પૂરતા છો. તમારા તમારા હાથથી જ ત્રણ માણસ એકી સાથે ઘાયલ થઇ શકે તેમ છે. બસ, એ સિવાય અમારે તમારૂં બીજું કાંઇ કામજ નથી. સ્હામે આજે મકાઇનો વાડો છે ત્યાં જઇને ચાલો આપણે ઠર–ઠરાવની વાત નક્કી કરી નાખીએ. એ જગા ઘણીજ એકાંતવાળી છે. જો તમે ચૂપચાપ અમારૂં કામ ફતે કરી આપશો, તો અમો તમોને તમારા ધારવા કરતાં પણ વધારે ઇનામ આપી રાજી કરીશું. "

નાસિર સાહેબની આવી વાત સાંભળીને તેઓ બન્ને ઘણાજ ખુશી થયા. ત્યારપછી બોલ્યા કે:—" હજુર ! આજકાલ કામધંધાનો બજાર ઘણોજ મંદ પડી ગયો છે. આપ જોઇ શકશો કે, જે કામને

ભાર અમો અમારાપર વહોરી લઇશું, તેમાં આપને પૂરતો સંતોષ જ મળશે. ચાલો. આપ શો ઠરાવ કરવા માગો છો, તે કહી સંભળાવો જોઇએ."

મેં કહ્યું કે;—"તમારો પત્તો અમારા અફીણધારી ગંગાપ્રસાદ અને તમારા મુખ્ય મુરબ્બી રમણીકલાલની પાસેથીજ પ્રથમ અમોને મળ્યો છે. તેમણેજ તમારી સિફારશ કરી દીધી છે. એથી અમો બીજા કોઈની પાસે ન જતાં બારોબાર તમારી પાસે જ ચાલ્યા આવ્યા છીએ. તમોને જે કામ સોંપવાની અમારી ઇચ્છા, તે કામ જરા જવાબદારી ભરેલું હોવાથી હાલ તરત અમો બહાના દાખલ પચાસ રૂપિયા પણ આપતા જઇશું, પણ જો એ મામલામાં કાંઇપણ ગરબડ થશે, તો પછી અમો તમોને એક પૈસો પણ પરખાવીશું નહિ."

આમ કહીને હું તથા નાસિર સાહેબ એ ગાડીમાંથી ઊતરી પડયા. ગાડીવાળો તેની ગાડી પાસે જ ઉભો રહ્યો. એ બન્ને બદમાશો અમારી પાછળ ચાલ્યા. રસ્તામાં હું ખીસામાંથી દશ દશ રૂપિયાની પાંચ નોટો બહાર કાઢી, તેમાંના એક જણના હાથમાં આપીને બોલ્યો કે:—"જો કે, રમણીકલાલની પાસેથી મેં તમારાં નામ જાણી લીધાં હતાં, પરંતુ તેમાંનું એક જણનું નામ હું ભૂલી ગયો છું; એક જણનું નામ ગંગાદીન કે એવું જ કાંઇક હતું. ત્યારે તમારામાંનો ગંગાદીન કોણ છે? તેના હાથમાંજ હું આ રૂપિયા બહાના દાખલ આપવા માગું છું."

એ બન્ને શયતાનોની નજરે એ નોટોનું બંડલ પડતાંની સાથે જ, તેઓ ખૂબ ખુશી થયા. તેઓ ત્યારે અમારાપર કાંઇપણ શક લાવી શક્યા નહિ. એમાંનો એક જણ હાથ લંબાવી એ નોટો લઇને બોલ્યો:—"હજુર! મારૂં નામજ ગંગાદીન છે! અને આનું નામ રામદીન છે."

મેં પૂછ્યું:—"શું તમે બન્ને જણા રમણીકલાલના કામમાં ગુંથાયા હતા?"

ગંગાદીને જવાબ આપ્યો—"ના, અમો બન્ને જણ તો ગુંથાયાજ હતા; પણ એ ઉપરાંત બીજા બે ચાર માણસો પણ એ ભેદી મામલામાં સામેલ થયા હતા. આપ જ્યારે એ બધી બીના જાણો છો, ત્યારે અમોને નકામી પૂછગાછ શા માટે કરો છો? શું આપ ગંગાપ્રસાદને ખરેખર ઘણી સારી રીતે ઓળખો છો? આ મામલામાં એ ગંગાપ્રસાદ તથા બીજો એક ગુજરાતી ડૉકટર પણ સામેલ હતો."

મેં કહ્યું:—"જૂઓ! અમારૂં આ કામ પણ એ ખૂનના જેવું જ કામ છે! તો પણ અમારા કામમાં તમારે ઝાઝી મહેનત ઉઠાવવી પડે તેમ નથી. મુડદાંને પેટીમાં પૂરીને ગંગાના વહેનમાં નાખવા જવાની તકલીફ પણ વેઠવી પડશે નહિ. રમણીકલાલે પોતાનું કામ હાંસલ થતાં તમોને જે ઇનામ આપ્યું છે, તેનાથી પણ અમો પાંચ પૈસા વધારે આપીને તમારૂં મન રાજી કરીશું. પૈસાની અમોને કાંઇ દરકાર જ નથી, અમો તો ગમે તે રીતે અમારૂં કામ ફતે કરાવવા માગીએ છીએ."

આ પ્રમાણે વાતોમાંને વાતોમાં અમો છેક પેલા મકાનના વાડા પાસે આવી પહોંચ્યા. વાડાની પાસે આવતાંની સાથેજ નાસિર સાહેબે કોઇક એક ઇશારો કર્યો, ઇશારો થયો કે તરતજ છ સિપાહીઓ વાડાના ઓથમાંથી બહાર નીકળી આવ્યા અને એ ગંગાદીન તથા રામદીનને તેમણે મજબૂત રીતે પકડી લીધા બે જણાએ તરત જ તેમના હાથમાં હાથકડી પહેરાવી દીધી.

મેં ધાર્યું હતું કે, એ લોકોને પકડવા જતાં, કદાચ એક મોટી તકરાર થઇ બેસશે. પરંતુ નાસિર સાહેબે એટલી બધી સ્ફૂર્તિ અને ચાલાકીની સાથે એ કામને ખતમ કરી નાખ્યું કે જેથી હું તેમની બુદ્ધિ અને બાહોશીની અંતઃકરણપૂર્વક પ્રશંસા કર્યા વિના રહી શકયો નહિ."

---

# પ્રકરણ ૧૮ મું.

## લુંટારાઓની લાલસા.

( ડિટેક્ટિવ મિ. ઠાકોરની આત્મકથા )

મેં અને નાસિર સાહેબે, ગુન્હેગારોને હાથકડી લગાવી, પહેરેગીરોના જુમ્માપર સોંપી, સિગરામ મહેલ્લાની પોલિસમાં મોકલાવી આવ્યા અને ત્યારપછી ગાડીમાં બેસી સહુથી પ્રથમ અમો બન્ને જણા સિગરા-પોલિસ સ્ટેશનપર જઇ પહોંચ્યા.

એક સેકન્ડક્લાસ ગાડી ભાડે કરી, પ્રહરીઓ રામદીન અને ગંગાદીને લઇને સદર કોટવાળીમાં આવ્યા. અમોએ સદર થાણામાં જતાં વેંત જ જોયું કે, મોહનપ્રસાદ પણ ત્યાં આગળ અમારી વાટ જોઇ રહ્યો છે.

મેં મોહનપ્રસાદને એ ચાર વાતોમાં સઘળી હકીકત જણાવીને પ્રશ્ન પૂછયો કેઃ—"બનાવ શો બન્યો છે, મોહનપ્રસાદ? તને કાંઇ નવી ખબર મળી છે કે?"

મોહનપ્રસાદે જવાબ આપ્યોઃ—"આપ તો બન્ને હાફ—આસામીને બંદીવાન બનાવી આવ્યા છો, પરંતુ હું તો ખરા ગુન્હેગારને બંદીવાન બનાવવાની મતલબથી અત્યારે અહીં આવ્યો છું."

મેં કહ્યુંઃ—"ત્યારે શું રમણીકલાલને તારી જાળમાં ફસાવી દીધો છે કે? શું એજ ખરો ખૂની છે?"

મોહનપ્રસાદે જવાબ આપ્યોઃ—"રમણીક, ફક્ત ખૂની જ નથી પણ તે સાથે તે એક બડો બદમાશ લૂટારો અને ધાડપાડુ પણ છે. એ દુરાત્માની ભયંકરતાની કાંઇ અવધિ જ નથી."

મેં ઘણી જ અજાયબીની સાથે પૂછ્યું કે:–"તેં એ બધું શી રીતે જાણ્યું વારૂ ?"

મોહનપ્રસાદે ઉત્તર આપ્યો:–"તે આજે રાત્રે, તેના સસરાના વીલ તથા કંપનીના કાગળ અથવા શૅરોની ચોરી કરવા માટે ગંગાપ્રસાદને સાથે લઇને ધાડ પાડશે અથવા તો પેલા સબજજ્જનું ખૂન કરીને તે બધું પોતાને હાથ કરવાની એ નરાધમે એક પાકી મતલબ ઘડી રાખી છે."

મેં કહ્યું:–"તે દિવસે તો તેં મને એમ કહ્યું હતું ને કે, ગંગાપ્રસાદ અમદાવાદ ચાલ્યો ગયો છે?"

મોહનપ્રસાદે જવાબ આપ્યો:–"તે દિવસના સમાચાર તેવા જ હતા. પરંતુ કાલે રાત્રે એ મતલબ બદલાવીને તેમણે આ એક નવી મતલબ ઘડી કાઢી છે. આજે રાત્રિના બીજા પહોરે તેમણે ધાડપાડવાનો પાકો ઠરાવ કર્યો છે. એટલા માટે આપણે એ બાબતમાં પહેલેથી જ પૂરતો બંદોબસ્ત કરી રાખવાની ખાસ જરૂર છે, નહિ તો બિચારો સબજજ્જ વિના મોતે માર્યો જશે."

"તું શો બંદોબસ્ત કરવાનું કહે છે?" મેં અજાયબીથી મોહનપ્રસાદને પૂછ્યું.

મોહનપ્રસાદે જવાબ આપ્યો:–"મારી ધારણા પ્રમાણે પોલિસના કેટલાક જંગી જુવાન માણસોને, સાંઝ પડતાં પહેલાં તેની નજીકના ઘરમાં છૂપાવી રાખવા પડશે. નજીકનું મકાન ભાડુતી મકાન છે, અને અત્યારે એ ખાલી પડયું છે, કોઈ એક નવા ભાડુતને મકાન બતાવવાનું બ્હાનું બતાવીને મેં મકાનવાળા પાસેથી મેં એ મકાનની ચાવી હાથ કરી લીધી છે. એ મકાનમાં પેસી ઉપરના બીજા માળ પર છુપાઇ રહેવાથી રમણીકલાલના સસરા એ સબજજ્જ સસરાના

બીજા મજલાવાળા મકાનમાં જવાની ઘણી જ સરળતા થઇ પડશે. એ બુઢ્ઢો જજ્જ બીજા માળપર જ રહે છે."

મેં કહ્યું કેઃ—"હું ધારૂં છું કે, આ સંવાદ અવશ્ય તને તારી રતને જ આપ્યા હશે?"

મોહનપ્રસાદે કહ્યું કેઃ—"હા, એમ જ છે. એ ઉપરાંત બીજા નવા સમાચાર પણ મેળવ્યા છે. સઆજજ્જની એક હિન્દુસ્તાની દાસી રમણીકલાલના રૂપિયા ખાઇને, મધ્યરાત્રે તેના મકાનનું દ્વાર ખોલી દેશે અને ત્યાર પછી એ શયતાનો સરળતાથી એમાં પ્રવેશ કરશે."

મેં કહ્યું કેઃ—"અવશ્ય, હવે એવો બંદોબસ્ત કરવાની ખાસ જરૂર છે."

મેં ત્યારે, કેવા ઇલાજે રામદીન અને ગંગાદીનને પકડી લીધા હતા, તેનો વિસ્તારિત વૃત્તાંત મોહનપ્રસાદને કહી સંભળાવ્યો. ત્યાર પછી તેને સાથે લઇને હું નાસિર સાહેબના ઓરડામાં ગયો.

મોહનના મુખેથી લૂટ થવાની સઘળી વાત સાંભળીને નાસિર સાહેબ ઘણા જ ખુશી થયા તરત જ અમો ત્રણે જણાએ બેસીને ઘણીવાર સુધી એ વિષયની સલાહ મસલત ચલાવીને તે દિવસની રાત્રિનું કર્ત્તવ્ય સ્થિર કરી લીધું. કહેવાની જરૂર નથી કે, રમણીક તથા ગંગાપ્રસાદના નામપર તરતજ માજીસ્ટ્રેટ સાહેબ પાસેથી દરખાસ્ત લઇને એ જરૂરી ગિરફ્તારી વૅારન્ટ કઢાવી લીધા.

જબરદસ્ત દારોગા નાસિર સાહેબે, રામદીન અને ગંગાદીનને કારાગૃહમાં પૂરીને દસ્તુર મૂજબ કાયદાની સાથે સર્વ હકીકત જાહેર કરવાને લાચાર કરી દીધા હતા. તેમના કબૂલેલા જવાબો કાગળપર લખી, તેમની સહીઓ કરાવી લેવામાં આવી હતી. વળી એ જવાબના બળે જ અમો રમણીક તથા ગંગાપ્રસાદના નામપર સામાન્ય યત્નથી

જ માજીસ્ટ્રેટ બહાદુરની પાસેથી ગિરફ્તારી પરવાનો બહાર કઢાવી શક્યા હતા.

## પ્રકરણ ૧૯ મું

### પાપનો ઘડો ફૂટ્યો !

( મોહનપ્રસાદની અંતિમ આત્મકથા. )

અમોએ આ પહેલાં જે પ્રકારનો બંદોબસ્ત કર્યો હતો, તેને અનુસરીને કેટલાક બળવાન કૉન્સ્ટેબલો લઇને સંધ્યા પછી અંધારામાં છુપાતા છુપાતા, નજીકના ખાલી મકાનમાં પ્રવેશ કર્યો. તે સ્થળે એ વખતે હું, નાસિર સાહેબ, ઠાકોર સાહેબ, અને ગિરિધારીલાલ તથા બંસીલાલ નામના બે મહા સાહસી અને બળવાન સિપાહીઓ હાજર રહ્યા.

અમો જે મકાનમાં છૂપાયા હતા, તેનું બહારનું તાળું બરાબર પાછું પહેલાંની પેઠે જ વાસી દેવામાં આવ્યું હતું. એક સિપાહી બહારથી તાળું વાસી એક છૂપી જગાએ છૂપાઇ રહ્યો. અમો એ ખાલી મકાનના ઉપરના માળપર ગયા. ઉપરના એક ઓરડામાંથી જોવાથી નજીકના મકાનની અંદરની બધી બીના બરાબર જોઇ શકાતી હતી.

રાત્રિનો લગભગ એક વાગ્યો, એ વખતે અમોએ ગલિમાં કેટલાંક માણસોના પગલાંનો અવાજ સાંભળી શકયા. અમોએ બારીના કાણામાંથી જોયું કે, કેટલાંક માણસો એ ગલીમાં આવી પહોંચ્યા છે. અનુમાનપરથી અમો જાણી ગયા કે, તેમાંના બે જણા ગુજરાતીઓ

અને એક જણુ હિન્દુસ્તાની છે. ગુજરાતીઓ બીજા કોઈ નહિ, પણ એ કીર્ત્તિવંત રમણીકલાલ તથા તેનો દિલોજાન દોસ્ત પેલો ડૉકટર હતો. પ્રથમ જ જણાવી દેવામાં આવ્યું છે કે, સબજજ્જ સાહેબની દાસી હિન્દુસ્તાની હતી. એ ગલિમાં આવેલાં માણસોએ બહારથી દરવાજાની સાંકળ ધીમેથી ખખડાવીને કહ્યું કેઃ—"બિલિયામાજ"ના.

તરતજ એ મકાનનો દરવાજો ખુલી ગયો. આવનાર માણસો એ ચૂપચાપ અંદર પ્રવેશ કર્યો કે તરતજ પાછો દરવાજો પહેલાંની માફક બંધ થઈ ગયો.

એ મકાનનાં બધાં માણસો ત્યારે ઊંઘતાં હતાં. રાત્રિના લગભગ બેએક વાગવા આવ્યા હતા. સબજજ્જ સાહેબ એક અલાયદા ઓરડામાં રહેતા. તેમની નજીકના બીજા ઓરડામાં તેમની સ્ત્રી તથા એક વિધવા કન્યા રહેતી હતી.

મેં જ્યારે જોયું કે, એ ત્રણે બદમાશો નીચે અંધારામાં ઉભા ઉભા કાંઇક સલાહ કરી રહ્યા છે, ત્યારે અમો એક નાની દીવાલ ઓળંગીને ચૂપચાપ સબજજ્જ સાહેબના મકાનની અગાસી પાસે પહેલેથીજ અમે લોકોએ એક નિસરણી મૂકી રાખી હતી. ઠાકોર સાહેબ તથા નાસિર સાહેબ જરૂર પડે તો તરતજ તે મકાનમાં ઉતરી શકે, એટલા માટે અમોએ એક નાની દીવાલની સાથે અડકાડીને એક નિસરણી મૂકાવી રાખી હતી.

એકાએક ઉપરના ઓરડામાંથી કોઈના કૂદી પડવાનો અવાજ સાંભળીને, મેં ધાર્યું કે, હવે શયતાનોએ પોતાનું કામ શરૂ કરી દીધું છે. આથી હું તરતજ તે સીડી પરથી પેલી અગાસી પરથી ઉતરી પડીને નાસિર સાહેબ તથા ઠાકોર સાહેબની સાથે જઇ મળ્યો.

અમો સર્વેએ એકી સાથે એ ઓરડામાં પ્રવેશ કર્યો. પ્રવેશ

કરીને જોયું કે, સબજજજ સાહેબનું મુખ કપડાથી બંધાયલું છે. તેમનો દમ બંધ થઇ જવા આવ્યો છે. તેની કન્યા તથા સ્ત્રીની પણ તેવીજ દશા થવા પામી છે. એથી તરતજ હું તેમના મુખનું બંધન છોડીને બોલ્યો કે:–“ અમો પોલિસના માણસો છીએ, અમારો કશો પણ ભય રાખશો નહિ. ”

તેમના મુખનું બંધન છોડી દેવાથી, તેમનો જીવ જાણે પાછો ચાલ્યો આવ્યો. જોડેના ઘરમાં પ્રવેશ કરીને અમોએ જોયું કે, એક માણસ જોરથી એક તીજોરીનું તાળું તોડવાની કોશિશ કરી રહ્યો છે.

મેં એ માણસની ગરદન પકડીને એકદમ તેને જમીન પર પટકી દીધો. જે તાળું ભાંગતો હતો, તે ખુદ ગંગાપ્રસાદ હતો. કૉન્સ્ટેબલ ગિરિધારીલાલ તથા તેના બંને સોબતીઓએ ગંગાપ્રસાદને સહજમાંજ કબ્જે કરી લીધો. ડૉકટર અને રમણીક આ બધો મામલો જોઇને ભયના માર્યા થરથર કંપી ઉઠયા. તેઓ ન્હાસવાની કોશિશ કરતા હતા, એવામાં નાસિર સાહેબે તેમને બન્નેને પકડી લીધા.

એકાએક આવી રીતે પકડાઇ જવાથી, શયતાનો એકદમ બુદ્ધિહીન થઇ પડયા. તેથી તેઓ કાંઇપણ યત્ન કરી શકયા નહિ; ચૂપચાપ ઉભા રહ્યા.

પરંતુ એ ટોળાંનો ચોથો માણસ એકાએક એક તીક્ષ્ણ છૂરો બહાર કાઢીને હુમલો કરવાને તૈયાર થયો. નાસિર સાહેબે તરતજ પિસ્તોલનો એક અવાજ કર્યો એથી એ પુરૂષ માટીમાં પડી ગયો. પરંતુ અમોએ જોયું કે, તે વધારે ઘાયલ થયો નથી, ભયનો માર્યો જ મૂર્છિત થઇ પડયો છે.

નાસિર સાહેબ ગંભીર સ્વરે બોલ્યા:–“ રમણીકલાલ ! આજે તારી શયતાની લીલાના ખેલો પુરા થયા છે. તારા, તારા સોબતી આ

ડૉકટર અને ગંગાપ્રસાદના નામપર અમોએ માજીસ્ટ્રેટની પાસેથી ગિરફ્તારી પરવાનો મેળવ્યો છે. માટે જો હવે તું તારૂં ભલું ચાહતો હો, તો ચૂપચાપ અમારી સાથે ચાલ્યો આવ."

નાસિર સાહેબના ઇશારાથી તરતજ આસામીઓના હાથમાં હાથકડી પહેરાવી દેવામાં આવી. જે પુરુષ ઘાયલ થઇ પડ્યો હતો, તેને એ સિપાહીઓ ઉંચકીને હૉસ્પિટલમાં લઇ ગયા.

---

## પ્રકરણ ૨૦ મું.

---

## પાપીનું પરિણામ

---

પાપાત્મા શયતાન રમણીકલાલ અત્યારે કારાગૃહમાં હતો. ગંગાપ્રસાદ અને એ બદમાશ ડૉકટરને જૂદા જૂદા ઓરડામાં કેદ રાખવામાં આવ્યા હતા. પેલો ઘાયલ માણસ હજી સુધી હૉસ્પિટલમાં હતો. તે વધારે જખ્મી થયો નહોતો, તો પણ ડાબા હાથપર કાંઇક વિશેષ પ્રમાણમાં ચોટ લાગી હતી. મુકદ્દમાને દિવસે તે અદાલતમાં હાજર થઇ શકે, તેવો સંભવ હતો. ડૉક્ટરોએ પણ એવો જ અભિપ્રાય આપ્યો હતો.

એ બનાવને બીજે દિવસે સવારમાં, નાસિરખાં અને ઠાકોર સાહેબે, રમણીકલાલના કારાગૃહમાં પ્રવેશ કર્યો.

ત્યાં પ્રવેશ કરીને જોયું કે, એક રાતની અંદર નાના પ્રકારની ચિંતાઓથી, તેનું સુંદર મુખ અત્યંત મલિન બની ગયું હતું. તેની બન્ને આંખો ઉંડી ઉતરી ગઇ હતી. મારા માલિક ઇન્સ્પેકટર ઠાકોર સાહેબે, એ ઓરડામાં પ્રવેશ કરતાંની સાથે જ ગંભીર સ્વરે કહ્યું

કેઃ—"રમણીકલાલ ! મેં મારી આટલી ઉમ્મરમાં અનેક શયતાનો જોયા છે, પરંતુ તમારા જેવા ઘણાં જ થોડા જોયા છે. તમે જ, આંસુભરેલી આંખોએ, તમારી સ્રીના ખૂનીને પકડાવવા માટે, અમદાવાદ-પોલિસમાં મારી મદદ માગવા માટે આવ્યા હતા ખરું ને વારુ? ગમે તેમ હો, પણ તમારું સાહસ પારાવાર છે ! તમારા સંબંધમાં અનેક ગુપ્ત પત્રો અમોએ હસ્તગત કર્યા છે ! તમારી સાથે તમારી સ્રીનો જે સમસ્ત પત્ર-વિનિમય થયો હતો, તે સર્વ તપાસ કરતાં અમારા હાથમાં આવી પડયો છે. તમે રામદીન અને ગંગાદીનને જે કરારનામું લખી આપ્યું હતું, તે પણ અમોએ મેળવ્યું છે. જે સ્રીને તમોએ હેમલતા બનાવીને, ગંગાપ્રસાદના અડ્ડામાં રાખી હતી, તેને પણ અમોએ હાથ કરી છે. તેણે તમારી તથા તમારા પ્રિયમિત્ર ડૉકટરની સઘળી કીર્તિકથા અમારી પાસે જાહિર કરી દીધી છે. જે ગંગાદીન અને રામદીને, પેટીમાં પૂરીને તમારી સ્રીના મુડદાંને ગંગાના પ્રવાહમાં તણાતું મૂકી દીધું છે, તેમણે પણ તેમના અપરાધનો સ્વીકાર કરી લીધો છે. પરંતુ તમે જો મારી પાસે સઘળી વાતો ખુલ્લી રીતે કબૂલ કરશો, તો અમો તમને તમારી કબૂલાતને જુબાની તરીકે ગણી લઇશું અને તે સાથે સરકાર પક્ષના સાક્ષી ગણીને. તમારા અપરાધની માફી અપાવી છૂટા કરી દઇશું નહિતો તમારે ફાંસીના લાકડાંપર લટકવું પડશે અને તેમ નહિ થાય, તો ચૌદ વરસને માટે કાળેપાણીએ જવું પડશે. હવે તમે શું કરવા માગો છો, તે કહી નાખો ?"

રમણીક, એક હૃદયભેદી દીર્ઘ નિઃશ્વાસ મૂકીને બોલ્યો કેઃ— "આટલી લાંચ્છના થયા પછી હું હવે બચવા માગતો નથી. બચવાની આશા પણ મને રહેતી નથી. મૃત્યુ જ મારે માટે બહેતર

છે. જે નરાધમ, ગુણિકાના પ્રેમમાં મુગ્ધ થઇ સાધ્વી પત્નીનું નિષ્ઠુરતાથી ખૂન કરી શકે છે, જે જન સમાજના ભયંકર પાપનો પ્રચાર કરનારી પિશાચિકાઓ પ્રેમમાં પડી તેની સહાયતાથી અનેક અબળાઓનો સર્વ નાશ કરી શકે છે, તેને પરલોકમાં અનંતશિક્ષા ભોગવવી પડે છે. હું કબૂલ કરૂં છું કે, મારા સસરાની ત્યાગેલી સંપત્તિ મેળવવા માટે, મનુષ્ય ન કરી શકે, એવાં અનેક કામો મેં કર્યાં છે. રાધાકિશોરી નામની અમદાવાદની એક પાપિણીના અસાર સ્નેહના છળથી મેં મારા સુખના નંદનકાનનને નરકના દુર્ગંધથી પરિપૂર્ણ કરી દીધું છે. એ દુષ્ટાને માટે જ, હું મારાં ઘરબાર અને સઘળી મિલ્કત ફના કરીને રસ્તાનો ભીખારી બની ગયો છું. એ પાપિષ્ટ ડૉકટરની સહાયતાથી જ, મેં મારા સસરાનું વિષપ્રયોગથી મૃત્યુ કર્યું છે, મારા દોષનું નિવારણ કરવા માટે, પતિપ્રાણા પત્નીના કપાયલા હાથને મેં પોતે જ લાવીને મારા ઘરમાં રાખ્યો હતો. માટે હવે મારે માટે મોતની સજા જ મુનાસિબ છે ! આખી જિન્દગી સૂધી નરકનું દુઃખ ભોગવવાથી જ મારા એ મહાન પાપનું પ્રાયશ્ચિત થઇ શકે તેમ છે. આપ મને બચાવવાની હવે વૃથા ચેષ્ટા કરશો નહિ. આ શયતાન ડૉકટરના છળથી જ મારે આ સઘળાં ઘૃણિત કાર્યોનું અનુષ્ઠાન કરવું પડયું છે. મારા મનની વાત એજ છે કે, મારી સાથે જેથી કરીને એ શયતાન ગંગાપ્રસાદ અને ડૉકટરના પાપનું યોગ્ય પ્રાયશ્ચિત થાય, એની આપ વ્યવસ્થા કરજો. એથી જ મારા આત્માની તૃપ્તિ થશે, નારીહત્યાના પાપનું પ્રાયશ્ચિત થશે. "

રમણીક વિશેષ બોલી શકયો નહિ. તે બાળકની પેઠે રડવા લાગ્યો. તેની એવી શોચનીય અવસ્થા જોઇને, અમારી આંખોમાં આંસૂ આવ્યાં.

રમણીક જે બોલી ગયો, ડાક્ટર સાહેબે તે તેની કબૂલાત તરીકેની જુબાની રૂપે લખી લીધું. રમણીકલાલે વિના સંકોચે તેના ઉપર સહી કરી ખૂન કબૂલ કર્યું.

ત્યારપછી તેણે એકવાર મુખ બંધ કર્યું. અમો અનેક યત્નો કરવા છતાં પણ તેને બીજો એકપણ શબ્દ કહી શક્યા નહિ.

× × × ×

અજાયબી પર અજાયબી ! એ ઉપરાંત પાછું ભવિષ્યનું નવીન ચક્ર આવી ઉપસ્થિત થયું. બીજે દિવસે સોમવાર હતો- તે દિવસે માજીસ્ટ્રેટની પાસે મુકર્દ્દમો ચાલશે. અમો ત્રણે જણા પોલિસ ઑફિસમાં બેસીને, મુકર્દ્દમાના કાગળો ફેંદી રહ્યા હતા, એવામાં કારાગૃહના સિપાહીએ આવીને ખબર આપી કે, પહેલા દિવસનો ગુજરાતી આસામી રમણીકે તેના પોતાના ફેંટાથી ગળે ફાંસો ખાઇને, હાજત–ખાનામાં આત્મહત્યા કરી છે.

પાપનું યોગ્ય પ્રાયશ્ચિત થઇ ગયું વિધાતાની વ્યવસ્થાથી નરઘાતીનું અતિ શોચનીય પરિણામ આવ્યુ ! વિધાતાના અપૂર્વ વિધાનથી, આ લોકના પાપની સજા, આ લોકમાં જ થઈ ગઇ ! એ સંબંધમાં રીતસર તપાસ ચાલ્યા પછી, ઉપરી અધિકારીઓની આજ્ઞાથી, રમણીકના શરીરને બાળવાની વ્યવસ્થા કરવામાં આવી કેટલાક શબવાહકોની સહાયતાથી, રમણીકના મૃત શરીરને સ્મશાનઘાટપર લાવવામાં આવ્યું. પછી તે સળગતી ચિતાના શેષ સ્ફુલિંગની સાથે, પત્નીઘાતી શયતાન રમણીકનાં સઘળાં ચિન્હોનો લોપ થઇ ગયો.

આ મુકર્દ્દમાનું અંતિમ પરિણામ જણાવીને હું મારી આ

આ વાતને પૂરી કરીશ. માજીસ્ટ્રેટના ઇન્સાફમાં રામદીન, ગંગાદીન, ગંગાપ્રસાદ અને ડૉકટર સેશન્સમાં સુપ્રત થયા હતા અને સેશન્સના વિચારથી તેમને સર્વને દ્વીપાન્તરની સજાની વ્યવસ્થા થઇ.

ગવર્નમેન્ટના જાહિર કરેલા ઇનામના ત્રણ હજાર રૂપિયા અમો ત્રણે જણાંએ મેળવ્યા. ઠાકોર સાહેબે તેમને પોતાને મળેલા રૂપિયા-માંથી પાંચસો રૂપિયા રતનને આપ્યા. નાસિર સાહેબ સુપ્રિન્ટેન્ડેન્ટના પદપર સ્થાપિત થયા.

અમદાવાદ પાછા ચાલ્યા આવ્યા પછી, ઠાકોર સાહેબ તેમની દક્ષતાના પુરસ્કારરૂપે, કમિશનર સાહેબની સિફારશથી પ્રથમ શ્રેણીના ઇન્સ્પેક્ટરની પદવીપર ચઢી શક્યા અને તેમની સિફારશના જોર-થીજ. હું જાસૂસ વિભાગમાં એકસો રૂપિયાના પગારની એક ઉંચી પદવી પ્રાપ્ત કરી શકયો.

એ બનાવ બન્યા પછી બે માસ થયાં, હું રતનને કાશીથી લાવીને, અમદાવાદમાં કાળપૂર જિલ્લામાં એક મકાન ભાડે લઇને વસવાસ કરૂં છું અને અમદાવાદના જાસૂસ વિભાગમાં રહી ત્યાંના અનેક અવનવા બનાવો જાણી શકયો છું, પરંતુ હાલ તરત તે સર્વ વૃત્તાંત વાંચકને વિદિત ન કરતાં પ્રસંગ આવ્યે એક દિવસ વિસ્તારપૂર્વક સર્વ વૃત્તાંત જણાવીશ તથા વાતમાં મેં જે અફીણચારી અમદાવાદી આત્માની વાત કરી હતી, તેનું ભેદી જીવન તથા ભેદી કામો પણ જનસમાજ સમક્ષ જાહિર કરીશ. મેં આ અમદાવાદ શહેરમાં અનેક પ્રકારના બનાવો જોયા છે અનેક મુકર્દમાની તપાસ ચલાવી છે, પરંતુ આ શયતાન રમણીકનો મામલો જેવા ભયાનક ભેદોથી ભરેલો છે, તેવો એક પણ મામલો હજી સૂધી મારા જોવામાં

આવ્યો નથી. હમણાં હું અમદાવાદના એવાજ એક ભયંકર ભેદી મામલાની તપાસમાં રોકાયો છું, તેની તપાસનું પરિણામ ભવિષ્યમાં વાંચકને વિદિત કરવાનું વચન આપી હું હવે વિદાય માંગું છું. આશા છે કે, મારા એ અનેક પ્રકારના અવનવા બનાવોથી ભરેલો અદ્ભુત વૃતાંત સાંભળવા માટે વાંચકબંધુઓ અવશ્ય ધીરજ ધરી મારી વાટ જોશે જ. અસ્તુ.



રજપૂતાણી રમણીઓની રણપ્રિયતા, અદ્‌ભુત વીરતા અને એકાગ્ર ધર્મ-પરાયણતાથી ભરેલી, ભયાનક યુદ્ધ-વિગ્રહો અને પ્રચંડ પરાક્રમને પૂર્ણપણે દર્શાવનારી, આત્મભોગ અને સ્વદેશપ્રેમનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરાવનારી, ભીષણ ભેદભરમોથી ભરેલી આદર્શ, અનુપમ, ઉત્તમ અને અગ્રગણ્ય નવીન ઐતિહાસિક નવલકથા.

# રાજા દેવીદાસ

અથવા

# રમણીની રણભૂમિ.

લખનારઃ—ત્ર્યંબકલાલ જીવરાજ જોશી.

ક્ષણભંગુર સંસારની માયામાં લુબ્ધ થઇને મનુષ્ય કેવાં કેવાં કુકર્મો કરે છે. જાતિ, ધર્મ, નીતિ અને કુળનું સન્માન ગુમાવીને પરધર્મમાં પ્રવેશ કરી પોતાની જાતિનો વિધ્વંશ કરવામાં કેવી કારમી કુટિલતા દર્શાવે છે, જગત જે નારીજાતિને અબળા કહીને બોલાવે છે, તે અબળા રણમાં મદોન્મત્ત થઇ શત્રુઓનો સંહાર કરવામાં કેવી દક્ષતા દેખાડે છે, રણશૂરા રજપૂતો રણભૂમિમાં ઝંપલાવી કેવી રીતે કેસરીયાં કરી તુટી પડે છે, પાપીઓના પાપનું કેવું ભીષણ પરિણામ આવે છે, અમીનાની દુર્દાન્ત દુષ્ટતા, ઇસ્માઇલની ક્રૂરતા. ધર્મભ્રષ્ટતા. ક્ષત્રિયો અને પઠાણોની પ્રચંડ જાદવાસ્થળી, મારામારી અને હૃદયદ્રાવક ખૂનરેજી, સુલતાનની ભયાનક દુષ્ટતા, ઉમાનો અપૂર્વ આત્મત્યાગ નરાધમ નવાબની નાલાયકી, હિન્દુઓનાં મંદિરોને તોડનાર દુષ્ટ દાનવોનાં કુકૃત્યો, દેવતા અને દાનવોના ભીષણ રણસંગ્રામ, દેવી અને દાનવીની ભયાનક સમતોલના, ગુપ્ત ભેદ ભરમો, ભયંકર ભામિનીના ભયંકર કારસ્થાનો, સતી સાધ્વિની શૂરવીરતા અને બહાદુર બહારવટીઓની બહાદુરીવાળા પ્રસંગોથી આ વાર્તાનું પાને પાનું ભરેલું છે. મૂલ્ય રૂ. ૨–૮–૦, મળવાનું ઠેકાણું:—

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણ દરવાજા—અમદાવાદ.